


# સત્સંગ.




## હિંદુ મુસલમાન ઐક્ય.

આઝમગર્ઘ સપ્ટેંબર ૧૪.

આઝમગઢ જીલ્લાના, ઘેલડ અને ફતેહપુર વગેરે ગામડાઓના મુસલમાનોએ ચાલુ વરસમાં તથા હવે પછીના વરસોમાં ગોવધ ન કરવાનો ઠરાવ કર્યો છે. મોલવી અલીઆઠર ( Alliathar ) ચેકડાના વકીલે અને શેખ અહમદુલ્લાએ (ફતેહપુર) આવો નિશ્ચય કરાવવાને માટે શ્રમ લીધો છે. અને અન્ય પ્રમાણે હિંદુ મુસલમાનો વચ્ચે મિત્રાચારી વધે તેનો પ્રયત્ન શરૂ કર્યો છે.

—પાયોનિયર.



સુચના—ચાલુ ઇન્ફ્લુએન્ઝાની બીમારીમાં અમે પોતે સપડાઇ પડવાથી ચાલુ અંકમાં પ્રાસંગિક નોંધ આપી શકાઇ નથી, તેમજ અમારી ઓફિસના સર્વ માણસો માંદગી વશ હોવાથી ચાલુ અંક પ્રકટ થતાં વિલંબ થયો છે. જે સત્સંગના દયાળુ ગ્રાહક વાંચકો ક્ષમા કરશે એવી પ્રાર્થના છે.

## સત્સંગના ગ્રાહકોના શિરનામા છપાવી નાખવાના છે.

માટે જેમના શિરનામામાં ભૂલ હોય, કોઇને શિરનામું બદલાવવું હોય વગેરે કોઇ પણ પ્રકારનો ફેરફાર કરાવવા હોય તેમને તુરત લખી જણાવવા વિનંતિ છે.

તંત્રી.

# વિવિધ વિષય.

## શોધોની પણ હદ !

અમેરિકામાં એક અમેરિકને પોતાના પુત્રને માટે એક વિચિત્ર યુક્તિ શોધી કાઢી છે. કેમકે પોતાની પત્ની ડોકટરનું કામ કરતી હોવાથી તેનું ઘર આગળ બહુ રહેવાનું થતું નહિ. એટલા માટે એક એવી કળ શોધી કાઢી છે કે જે વડે નિયત સમયપર એ કળ પોતે જાતે બાળકને દૂધ પીવડાવે છે વળી બીજી કળ એવી છે કે જેનું બટન દાબવાથી બાળક ઝોળીમાં સુઈ જાય છે. અને એ કળ પોતે ફોનોગ્રાફની માફક ગાયન ગાઇ ગાઇને બચ્ચાને ઉંઘાડી દે છે। અકલની પણ બલિહારી છે. માણસો પોતાને સુખ મેળવવાને પોતાનો શ્રમ ઓછો કરવાને હદબહાર ઉપાયો યોજે છે એ ઠીક છે. આવા યત્નોથી કેટલીક સરળતા થાય છે. પણ ખરેખરૂં સુખ તો સુકૃત્યોથીજ થઇ શકે.

## યુદ્ધ ઋણ એ શું નવો પ્રથા છે?

નામદાર બ્રિટિશ સરકાર આ સમયે જે શત્રુ સાથે લઢી રહી છે તેને હરાવીને વિજય મેળવવો એમાં અધિક ધન અને માણસોની સહાયતાની આવશ્યકતા છે. એટલા માટે સરકાર દેશવાસીઓ પાસે લશ્કર માટે માણસ માગે છે અને ધન પણ માગે છે, પરંતુ ધન તો કરજના રૂપમાં માગે છે. ભારતવર્ષમાં અનેક પ્રજાજન એટલા સરળ અને સાદા વિચારના છે કે તેઓ એવી માન્યતા ધરાવે છે કે સરકાર માબાપને ધન માગવાની જરૂરીઆત કદી પણ પડે નહિ.

આપણા એ સરળચિત્ત દેશવાસીઓને અમે એકવાર એ બતાવવાનું ઉચિત સમજીએ છીએ કે સત્તાધિકારી દ્વારા પ્રજા પાસેથી યુદ્ધ ઋણના રૂપમાં ધન લેવાના પ્રથા પ્રાચીન કાળમાં પણ હતો. મહાભારતના શાંતિપર્વના ૮૭મા અધ્યાયમાં એક એવો પ્રસંગ છે, કે શત્રુના હુમલાની ખબર પડવાથી રાજા, પ્રજાજનો પાસેથી ધન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી કહે છે કેઃ—

"મારા રાજ્ય ઉપર શત્રુ ચઢી આવ્યાનું જણાય છે અને તેથી સાર્વજનિક સંક આવીને ઉપસ્થિત થવાનું છે. એટલા માટે ! સર્વ જનોને સૂચના કરૂં છું કે તમે તે પોતપોતાનું ધન આપીને મને એ સંકટમાંથ નિવૃત્ત કરો. હું તમારા સર્વ રૂપીઆ તમ પાછા આપીશ. જો તમે શત્રુને દેશ પ ચઢી આવવા દેશો તો એ સૌ તમારી સંપતિ તમારી રહેશે નહિ. બલ્કે તમારી ગૃહલક્ષ્મીઓ અને બાળકોને પણ છીનવી લઇ જશે. ક વખતે તમારી સંપત્તિનો ઉપભોગ કરનાર કો રહેશે નહિ. તમે સૌ પુત્ર તુલ્ય છો તમાર સુખ સંપત્તિ જોઇ મારા આનંદમાં વૃદ્ધિ થાય છે. આવી પડેલા સંકટના વિચારથી હું તમાર પાસે ધન માગી રહ્યો છું. આપત્તિકાળ આવ પડે ત્યારે કોઇએ ધનમાં અધિક મોહ ન રાખવો જોઇએ"

ઉપરોક્ત કથનને વર્તમાન સમયની કેટલી મળતી આવે છે તે વિચારવા વાત છે. સરકારની પરિસ્થિતિ વિચારી જન ઓએ પોતાના તન મન ધન સરકારની સેવામ ધરવાં જોઇએ. કારણ આપણી સલામતી સર કારને અવલંબી છે.

## હવાઇ વિમાન મારફતે મુસાફરી

ગયા અઠવાડીઆમાં વિલાયતના ભરેલા સમાચારમાં જણાવવામાં આવ્યું કે અંગ્રેજ એરોપ્લેન દ્વારા લં મીસર સુધી ક્ષેમ કુશળ જઇ પહ છે. લોર્ડ મોન્ટેગ્યુ સરખા વાયુ વિદ્ વિશારદ પણ હવાઇ વિમાનની મોટી ઉ આશા રાખે છે. તેઓ આ હકીકતથી ભ

ખુશ થયા હશે કેમકે હવાઇ વિમાનદ્વારા બહુ દૂર દેશોની મુસાફરીના વિષયમાં એવા વિદ્વાનોના વિચારને ઉપરની હકીકતથી બહુ પુષ્ટિ મળે છે. દૂર દેશોની મુસાફરી હવાઇ વીમાનદ્વારા કરી શકાય છે એમ સો વિદ્વાનો માનવા લાગ્યા છે. વાયુયાન વિદ્યાનાં એક સમાચાર પત્ર "એરોપ્લેન" કહે છે કે જો બ્રિટિશ સરકાર ચાહે તો કાલે આખા બ્રિટિશ સામ્રાજ્યની મુસાફરી હવાઇ વિમાનદ્વારા કરી શકે. ઉદાહરણને માટે ઉક્ત પત્રે લંડનથી આસ્ટ્રેલીઆ સુધી વાયુયાન દ્વારા યાત્રા કર્યાનું વર્ણન કર્યું છે. લંડનથી ઉડી વાયુયાન ફ્રાન્સ, ઇટાલી, ગ્રીસ અને તુર્કસ્તાન થઇ ઉડતાં ઉડતાં કરાંચી અને કલકત્તા પહોંચશે અને ત્યાંથી બર્મા સિંગાપુરને રસ્તે થઇ આસ્ટ્રેલીયા પહોંચશે. એ પત્રના અનુમાનથી એક સારૂં વાયુયાન લંડનથી આસ્ટ્રેલીઆ પાંચ દિવસમાં હોંકોંગ અને દક્ષિણ આફ્રિકા સાડાત્રણ દિવસમાં કલકત્તા અઢી દિવસમાં, અને અમેરિકા બે દિવસમાં પહોંચી શકે છે. રેલ્વે અને વહાણ કરતાં વિમાન મારફતે મુસાફરી કરનારને દર વધારે આપવો પડશે પણ સમયના બચાવના ખ્યાલથી વેપારી અને બીજા ધનાઢ્ય લોક એ વધુ દરની દરકાર કરશે નહિ. એ સિવાય જે સમુદ્ર યાત્રા ધર્મ વિરૂદ્ધ માને છે, અને વહાણોમાં સ્પર્શાસ્પર્શથી ડરે છે તે લોકોને પણ એનો દર ભારે નહિ પડે એટલુંજ નહિ પણ એવાં લોકો પોતાની વિલાયતની મુસાફરીની લાલસા પુરી કરી શકશે.

હાલના મહાયુદ્ધમાં જે સેંકડો વિમાનો વપરાસમાં છે કે જે લડાઇ દરમ્યાન ઘણાં મોટાં પ્રમાણમાં નવાં તૈયાર થયા છે.. આ સર્વ યુદ્ધબંધ પડતાં ફાજલ પડશે. જેનો ઉપયોગ ઉપર દર્શાવ્યા પ્રમાણે "એરોપ્લેન સર્વીસ" અમલમાં મુકવામાં થશે, તો પોષ્ટ વ્યવહાર ઘણો સરળ થઇ જશે. ઉપરાંત સુરત રહીને પણ મુંબાઇમાં નિયમિત નોકરી કરી શકાશે.

## યુદ્ધના ઝેરી ગોળા

આ ચાલતા મહા યુદ્ધમાં અસ્ત્ર શસ્ત્રનો મારો ચાલી રહ્યો છે તેમાં ઝેરી વાયુ પણ બહુ ભયંકર છે. સર્વથી પહેલો જર્મનોએ એ વાયુનો ફ્રાન્સનાં યુદ્ધ સ્થળમાં ઉપયોગ કર્યો. મિત્ર રાજ્યે પણ એની સામે એવોજ વાયુ બનાવ્યો અને એથી બચવાને માટે ઉપાય પણ એવો કર્યો કે પહેલાંના જેટલી હાનિ એ વાયુથી થઇ શકે નહીં. હાલમાં અમેરિકાના ચિકાગો નગરમાં એક અંગ્રેજ વૈજ્ઞાનિક મિલિટરી ઓફિસરે એ વાયુનો કંઇ પરિચય આપતાં કહ્યું કે સૌથી પ્રથમ એ ઝેરી વાયુનું વાદળ જર્મનોએ ઉડાવ્યું. તે પછી એમાં ક્લોરાઇન અને ફોસર્જીન નામનો ઝેરી પદાર્થ મેળવી એને વધારે સંહારક બનાવવામાં આવ્યો. ફરી એવો વાયુ છોડતા ગયા કે જેનાથી આંખમાંથી પાણી નીકળવા મંડે છે અને છીકપર છીંક આવે છે. હવે હવે વિષારી ગોળાઓ છોડવા લાગ્યા છે. વાયુનો હુમલો એટલો બળવાન હોય છે કે ફક્ત એક હુમલામાં હજારો મણ ક્લોરાઇન ખપી જાય છે. અને બબ્બે ગજની અંદર વાયુ છોડનારા ત્રણ ત્રણ યંત્રો રાખવામાં આવે છે. હાલમાં થોડા અંતરમાં બે ત્રણ કલાકમાં ૭૫ હજારથી ૫૦ હજાર સુધી વાયુના ગોળા વરસાવવામાં આવ્યા. એ ગોળામાં ઝેરી વાયુ તો ભરાઇ રહે છે તે સિવાય એમાં કાંઇ એવું છે કે જેમાં ઝેરયુક્ત ચંચળ પદાર્થની શીશીઓ પણ બંધ રહે છે. ગોળો ફાટે છે ત્યારે એ પદાર્થ પણ વાયુ બની જાય છે. ઋતુ અને તેજ તથા હવાની વાયુ પર શી અસર થાય છે એ બતાવીને ઉક્ત ઓફિસરે બતાવ્યું કે મિત્ર રાજ્યોએ એ વાયુથી બચવાને કેવો સારો ઉપાય કર્યો છે! હાલમાં એક એવી તરેહનું

મુખ ઢાંકવાનું બખતર બનાવવામાં આવ્યું છે કે જે પહેરવાથી સિપાઓની બહુ સારી રીતે રક્ષા થાય છે.

આપણે વિજ્ઞાનની અતિ પ્રશંસા કરીએ છીએ, પરંતુ તેનો ઉપયોગ કેવે પ્રકારે થાય છે, તેનો પણ ખ્યાલ કરવા જેવો છે. મનુષ્યના અહિતને માટે વિજ્ઞાનનો ઉપયોગ ખરેખર તિરસ્કાર પેદા કરે છે. પાશ્ચાત્ય મોહમાં મરી રહેલા—મુગ્ધ બનેલા ભાઇઓ પાશ્ચાત્ય આધિભૌતિક સુધારાનું હમણા પ્રદર્શિત થયલું ભયંકર પરિણામ જોઇ શું કાંઇ પણ શિખામણ નહિ લેશે !

## વિજ્ઞાનની બલિહારી

જાપાનમાં એક દરીઆઇ ઓફિસરે એવા પ્રકારના કાગળ તૈયાર કર્યો છે કે જે પાણીમાં ઓગળવાથી પલળતો નથી તેમ ખરાબ થતો નથી અવા કાગળની શોધ થવાથી જાપાનના કારીગરો એની નાવ બનાવે છે કે જે પ્રત્યેક વહાણોમાં રાખવામાં આવે છે અને વહાણ ડુબવાનો ભય ઉપસ્થિત થતાં એ નાવો ખોલી મુકવામાં આવે જેથી વહાણના મુસાફરોએ નાવોમાં બેસી ડુબવાની તૈયારી પર આવેલા વહાણથી દૂર જતા રહે છે. તથા બીજું વહાણ આવે ત્યાં સુધી પોતાના પ્રાણ બચાવી શકે છે. અમારૂં અનુમાન છે કે એ નાવ સસ્તી અને વજનમાં પણ હલકી બનતી હશે આવી આવી અદ્દભૂત ચમત્કૃતિ ભરેલી શોધ ખોળ જોતાં "વિજ્ઞાનની બલિહારી" ની પ્રશંસા કરવી પડે છે.

## સરલ સરકારી બોલી

હાલમાં લંડનની એક લડાઇની હોસ્પીતાલની મુખ્ય મીડવાઇફને ફ્રાંસની અંગ્રેજી યુદ્ધ સ્થળની એક લડાઇ ખાતાંની ઓફિસથી નીચે પ્રમાણે પત્ર મળ્યો હતો.

"આ પત્ર સાથે બ્લાંકફાર્મ નં. બી. ૧૭૮ આપને પાછું મોકલવામાં આવે છે આપ કૃપા કરીને સને ૧૯૧૮ના એ. સી. આઇ ૨૩ દ્વારા સંશોધિત સને ૧૯૧૬ના એ. સી. આઇ ૪૪૫ની એપેંડિક્સ ૭૭ ના (ડી) અને (એફ) નિયમોમાં દર્શાવ્યા પ્રમાણે એ ભરી મોકલશો અર્થાત તે કમાંડિંગ ઓફિસરની પાસે જેનું નામ સને ૧૯૧૮ના એ. સી. આઇ. ૪૦ દ્વારા સંશોધિતસને ૧૯૧૭ના એ. સી. આઇ ૧૩ના શેડ્યુલમાં પેરામાં આવ્યું છે અથવા ડેપોના ઓફિસર કમાંડિંગને".

આ ચિઠ્ઠીની ભાષા સરકારી બોલી છે. જેની સરળતા સ્પષ્ટ છે. જે વાત એ ચિઠ્ઠીમાં કહી છે, જો એ કોઇ ઠોઠ બુદ્ધિનો સાધારણ આદમી લખત તો નીચે પ્રમાણે લખત "આ ચિઠ્ઠી સાથે જે બ્લાંકફાર્મ નં. બી. ૧૭૮ મોકલ્યું છે, એને ડેપોના કમાંડિંગ ઓફિસર પાસે મોકલી દેજો."

પરંતુ સરકારી ચિઠ્ઠી પત્રીમાં કેવળ આવી ભાષા કલિષ્ટ મનાય છે. અને તેથીજ પ્રથમ દર્શાવ્યા પ્રમાણે "સરળ" સરકારી ભાષાનો ઉપયોગ કરવામાં આવે છે.

## પ્રકીર્ણ.

દુનીઆમાં સર્વથી ગંજાવર અને પ્રખ્યાત ઘંટ મોસ્કો ખાતે છે જેની ઉંચાઇ ૧૯ ફીટ પહોળાઇ ૬૦ ફીટ છે જ્યારે તેનું રાક્ષસી વજન ૧૯૮ ટન છે.

દુન્યામાં ૧૨০০০০০ આંધળા માણસો છે.

એક ઉંટ ૧૦૦૦ પાઉંડનો બોજો સહેલાઇથી ઉપાડી શકે છે.

મોટા કદના હાથીનું વજન ૭૦૦૦ ટન નોંધાયલું છે.

મારબલની ટેબલ ઉપર જો કોઇ પણ ચીજના ડાઘા પડયા હોય, તો તે કાઢવા માટે લીંબુના રસ સાથે થોડીક રેતી મેળવી બ્રશ વડે લગાડવું, આ રીતે કોઇ પણ વાસણ સાફ થઇ શકશે.

વાઇન, દારૂની બાટલી ઉપર ફ્લેનલનું કપડું પાણીમાં ભીંજવી મુકવાથી જો ગામમાં બરફ નહી મળતું હશે ત્યાં બરફની ગરજ સારશે.

## कामधेनु !!

મહિદીપ છંદ.

૧

સર્વ સાધનોમા શ્રેષ્ઠ કામધેનુ દેવી ?
ઇન્દ્ર પ્રસ્થના અમુલ્ય કલ્પવૃક્ષ જેવી;
સ્વાર્થિ સેવનાથિ સઘ સ્વાર્થ તે સધાવે,
મોક્ષ ચ્હાય તેને સ્વર્ગ આંગણે સમાવે.

૨

દેવિ તેજ દૂધના ટિપે ટિપે દ્રવંતી,
વ્યાધિને વિદારતું સ્વમુત્ર તે શ્રવંતી;
શ્વાસોશ્વાસથી વિશુદ્ધિ વાયુની વધારે,
શર્ણ જીવની સડેલી પ્રકૃતિ સુધારે.

૩

ચર્ણ રેણુમાં ખુશાલિ સ્વર્ગની ખિલાવે,
નેત્ર શાંતિ છાંટી લાખ કલેશને લપાવે;
'ભો' ઉચારિ ભો તમામ ભેદનારી ભામા,
માતૃદેવિ આર્યની હે કામધેનુ કામા.

૪

પાપિજીવ, પાળનારિ હે ત્રિવેણિ ત્હારો,
જે જીવે કર્યો ન જાપ નહીં તે નકારો;
રક્ષવા તેને ન અંત ધારિ ખર્ચિ પાઇ,
વ્યર્થ તેણે વિશ્વ મધ્ય મેળવી વડાઇ

કવિ ભાઇશંકર વિદ્યારામ પંડિત
વડતાલવાળા.

## કીસ્મતને

દુનીઆતણા દરીયાવમાં,
ઝુલતું ફરે કીસ્મત કહાં !
આ ભોગવું તે ભોગવું,
ધાર્યા કરે કીસ્મત કહાં !

દુનીઆ અજબ બાજાર છે,
શું તું જુએ કીસ્મત અયે!
માયા તણી જંજાળમાં,
સપડાવતું કીસ્મત કહાં!
મ્હારૂ અને ત્હારૂ ભણી.
ભટકયું ભૂમિ કીસ્મત અયે!
દગલ બાજી તું રમી,
સટકી ગયું કીસ્મત કહાં!
બાજી બધી પ્રપંચની,
ત્યજવી હવે કીસ્મત ભલા!
સત્યને શરણે ખરો,
શાંતિ મળે કીસ્મત ભલા!
આ લેખ લે અલખજ તણો,
તું લેખણુ કીસ્મત અયે!
હરિ ૐ શાંતિમાં સદા,
આરામ લે કીસ્મત ભલા.

હરિમંદીર પીજ } હરિરામ.

---

## જીવદયાની લાગણી જાગૃત કરો.

ગઝલ કવ્વાલી.

બચાવો આ કતલ થાતા, હજારો જીવ ઓ યારો,
ધનાઢય શેઠીયા જાગી, ફરજ પોતાની સંભાળો—
મચી રહી ખલ્કમાં ભારે, બધી બીમારી પ્રાણીની;
પશુઓ કયાં જઇ કહેશે ? અમોને આવી ઉગારો—
ભુખ્યા તરસ્યાં બહુ રખડે, કરોડો જીવો દુનિયામાં;
કૃપાના સાગરો દ્રષ્ટિ, દયાની કંઇ કરી ઠારો!—
અવાચક આ પશુ પક્ષી, સરવનો જીવ છે સરખો;
સુખી કંઇ તેઓ ને કરવ! હૃદયમાં લાગણી ધારો—
યતો વધ ધર્મના બ્હાને તપાસી તેને અટકાવો;
લઈ બેઠા અધમ ધંધા, મુકાવો બોધ દઇ સારો—
કરોડો જીવહિંસાનો, નડયો છે હિંદને ભારો;
કરો અટકાવવા યુક્તિ, મુંગાને કયાં સુધી મારો!—

ધોળકા જી. બી. પવાર.

# તો શું ?



સૌંદર્યની ઝાંખી હવે થઈ ના થઈ તો શું !
સૌંદર્યને ચાહ્યું હવે ના ચાહું તો તો શું !
સુખો ભલા મેં ભોગવ્યાં, ના ભોગવું તો શું !

ને દુઃખના દરીઆવમાં ઝુલું હવે તો શું !
તૂટ્યા યદિ જો તાર વીણાના કરૂં હું શું !
સંધાય કે સંધાય ના પાછા ભલે તો શું !
મંજુલ મધુરૂં ગીત એ સુણ્યું ભલે તો શું !

ને ગીતના મીઠા રવો સંભળાય ના તો શું !
મુજ જીવનનું આકાશ હતું નિર્મળ ભલે તો શું !
ને યદિ ઘેરાય આજે દુઃખના વાદળ થકી તો શું !
મુજ હૃદય રૂપી વ્યોમમાં ઉગ્યો ચંદ્રમા તો શું !

ને વ્યાપતું અંધાર આજે હૃદયમાં તો શું !
સુંઘ્યું મઝાનું પુષ્પ એ સુંદર ભલે તો શું !
ને વાગતાં કાંટા યદિ આજે હવે તો શું !
પીધું અતિ આનંદથી અમૃત ભલે તો શું !

ને ઝેર એ કાતીલ બને આજે ભલે તો શું !
મુજ જીવન નૌકાને જરીયે આંચ ના આવી
ને આજ એ તોફાનમાં બહુ આથડે તો શું !
સુંદર મઝાના સઢ હતા, આજે નથી તો શું !

ને સઢ વિના એ હોડલું, ખડકે ચઢયું તો શું !
આખું જીવન જરીયે નહિ રોયો ભલે તો શું !
ને આજ હું ચોધાર આંસુએ રડું તો શું !
જીવું હવે થોડું ઘણું કે નહિ જીવું તો શું !

કાલે મરૂં, નક્કી મરૂં આજે મરૂં તો શું !

—'નવલ

## —પ્રભુ પ્રાર્થના—

" વન્દન હેત હરિ!—

વન્દન હેત હરિ!
તારણ, મારણ,
અધમ ઉદ્ધારણ—

વન્દન હેત હરિ!

અહલ્યા ઉદ્ધારી મિરાબાઈ તારી,
ગોવરધન તોળ્યો ગીરધારી,
સકળ કળા તુજ ન્યારી
જાવું વારી વારી બાલહારી—

વન્દન હેત હરિ!

સત્ય દેવા
ત્હારી સેવા
મીઠા મેવા—

વન્દન હેત હરિ!

તરવા હરિયે આશ
શ્રી વર છે અભિલાષ—

વન્દન હેત હરિ!

થાપક, ઉથાપક,
અનિષ્ટ નિવારક—

વન્દન હેત હરિ!

સુન્દર શ્યામ શરીર,
મોહન સુદ મન્દિર,—
વ્રજવાસી અવિનાશી,
વિહરિં મોરારી—

વન્દન હેત હરિ!

અકળ, અગમ્ય,
કરણી રમ્ય—

વન્દન હેત હરિ!

'વિદ્

## भारतनुं जयगान !

તોટક.

(૧)

થઈ જાય ઉદાર વિચાર બધા,
અનુદાર વિચાર ન આવે કદા;
શ્રુતિ મોદ ભરે શુચિ કર્મ કરે;
નવ રત્ન અપૂર્વ ઉમંગ ધરે !
બસ આળસ ફેંકી રસાતળમાં.
પુરૂષાર્થ કરો જળમાં સ્થળમાં;
જગદીશ્વર જીવન દાન કરો;
જગ ભારતનું જયગાન કરો !'

(૨)

સુખકારક સુંદર સાજ ધરો;
હરિ-સન્મુખ ભેદ—વિચાર હરો;
કહીને-'અમે ભારતના સુત છે'-
નવરત્ન મળે બસ એક થયે;
દ્વિજ વિદ-વિચાર અચાર કરો;
સજી પોતપોતા તણું કાર્ય કરો;
જગદીશ્વર જીવન-દાન કરો;
જગ ભારતનું જયગાન કરો !

રંગુન.
તા. ૧-૮-૧૮

મણીભાઇ રણછોડજી દેશાઇ.

---

## ત્રીજી જીવદયા પરીષદ.

જીવદયાની ત્રીજી પરીષદ તા. ૨૭ સપ્ટેંબરે એમ્પાયર થીએટરમાં મીસીસ એનીબેસંટના પ્રમુખપણા હેઠળ મલી હતી, જે વેળા ઘણા જાણીતા મુંબઇના અને બહારગામોના ગ્રહસ્થો તથા જીવદયા માટે પ્રયાસ કરતી સંસ્થાના પ્રતિનિધિઓએ પણ સારી હાજરી આપી હતી.

**રીસેપશન કમીટીના પ્રમુખ મી૦**

**હોરનીમેનનું વીવેચન.**

શરૂઆતમાં રીસેપશન કમીટીના પ્રમુખ મી૦ બી. જી. હોરનીમેને હાજર રહેલાઓને આવકાર આપતાં આજની પરીષદ બોલાવવાનું પ્રયોજન સમજાવ્યું હતું અને જણાવ્યું હતું કે આજે મીસીસ બિસેંટે અત્રે પધારી આપણને આભારી કર્યાં છે તેઓએ કોંગ્રેસના કામ-

કાજમાં પણ ઘણી મ્હેનત લીધી છે અને તેઓ અત્રે હાજર રહેવાના હોવાથી મારે આ પરીષદ મુલતવી રાખવી પડી હતી

બાનુઓ અને ગ્રહસ્થો, આજની પરીષદનુ નામ જીવદયા પરીષદ એવું છે અને પોતાની હયાતી થયા પછી આજે ત્રીજી વખત મળી છે. મી. હોરનીમેને પરીષદની સ્થાપના અને તેને ભરવાનું પ્રયોજન સમજાવ્યું હતુ. આગળ ચાલતાં તેઓએ જણાવ્યુ કે જીવ ઉપર દયા કરવી અને પ્રાણી માત્રનું રક્ષણ કરવું એ આપણી ફરજ છે. જનાવરો ઉપર ઘણું ઘાતકીપણુ ગુજારવામા આવે છે. તેઓને જોર જુલમથી ચલાવવામા આવે છે અને તેમ કરતાં આડુ અવળું ચાલે તો માર મારવામાં આવે છે. આ બાબત ઉપર લમ્બાણુ કરી મારે વધારે વખત લેવો નથી પણ ટુંકમા જણાવું છું કે આવી પરીષદો ભરવામાં આપણે જીવો તરફ આપણી ફરજ બજાવવી જોઇયે અને તેથી બીજાઓનું દુઃખ દુર કરવું જોઇયે. વળી આ પરીષદના ખાસ બે હેતુઓ છે, એક તો એ કે જનાવરો ઉપર ગુજરતું ઘાતકીપણુ અટકાવવું, તેઓની માવજત કરવી અને જુલમ કરનારાઓને સજા કરાવવી.

બાદ કેટલુંક વીવેચન કરી ફરીથી આવકાર આપી મી. હોરનીમેને પ્રમુખને બાટેની દરખાસ્ત મુકતા જણાવ્યું કે હુ આશા રાખું છું કે આજનું પ્રમુખસ્થાન મીસીસ એનીબેસેંટ લેશે.

આ દરખાસ્તને ટેકો મળતા મીસીસ બેસટે પોતાનું સ્થાન લેવાં તેમને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવ્યા હતાં.

### મીસીસ એનીબેસંટનુ વીવેચન.

મીસીસ બેસેંટે જણાવ્યું કે આજનુ પ્રમુખસ્થાન મી. જીનરાજદાસને અપાવાનું હતું પણ તે પહેલા મને તે લેવાને માટે કહેવામાં આવ્યું હતુ.

મારી તબીયત ઠીક નહી હોવાથી મારાથી અત્રે હાજર રહી શકાશે નહી તેને માટે .શક હતો તેથી આજનું પ્રમુખનું ભાષણ મી. જીનારાજદાસે તૈયાર કીધું છે.

જીવદયા ઉપર વીવેચન કરતાં મીસીસ બેસેંટે કહ્યુ કે જનાવરો અને પક્ષી તથા તેવાંજ પ્રાણીયોની જીંદગી ઘણી સારી હોય છે. તેઓને જોતાંજ આપણને આનંદ થાય છે. પક્ષીઓના ગીત અને આનદી અવાજો આપણા કાનને ઘણા ગમે છે, હવે જ્યારે આપણામાં સુધારો થયો છે, આપણે આ બધુ સમજી શકીયે છીયે તો નાહક જનાવરોને કેમ ત્રાસ આપવો. દાખલા તરીકે એક ઘોડો હોય તેને આપણે સારી રીતે ચલાવી શકીયે છીયે એક ચાબુકના અવાજથી તેની ગતીમાં વધારો કરી શકીએ. તો પછી તેને ભડકતો અટકાવવાને તેને જલદી ચલાવવાને શા માટે આપણે તેને ચાબુકથી ફટકાવવો ? મારી પાસે એક એવી તોફાની ઘોડી હતી કે તેને કોઇ પોતાના કાબુમ. રાખી શકતું નહતુ. હવે એક દીવસ એવું બન્યુ કે તે ઘોડીની સાથે હું જતી હતી અને તે રસ્તામાં ટ્રેનના પાટા આગળ અટકી. મેં ઘણીજ નમ્રતાથી તેને ખસેડી અને મારા માયાળુ શબ્દની અસર સારી થઈ.

આપણે જેમ આપણા ભાઈ ભાંડુ તરફ માયાળુ થઇયે તેમ જનાવરો તરફ થવુ જોઇએ જીવદયાનો હેતુ ખાસ કરીને હીંદુ કોમમાં અને જૈનોમા જોવામા આવે છે અને તેમના સાહીત્ય જેવી જાતના વખાણ બીજી કેટલીક જગાએ પણ જોવામાં આવે છે. એ પ્રમાણે બોલતાં પ્રમુખે પશ્ચિમ તરફ જીવદયાનો કેવો મુદો હોય છે તેની સમજ આપી હતી. બાદ વધુ વીવેચન કરતાં મીસીસ બેસટે પરીષદના પ્રમુખનો સ્ટાફ મી. જીનરાજદાસને અરપણ કરીયો હતો.

સી. જીનરાજદાસનું પ્રમુખ તરીકેનું ભાષણ જીવદયાના ફેરવાયલા દષ્ટિ કોણ માટે સારો ખ્યાલ આપનારૂં હોવાથી અમે ગુજરાતીમાં જુદું પ્રકટ કર્યું છે, જાણવા ઇચ્છનારને મંગાવી લેવા વિનંતિ છે.

પરીષદના ઠરાવો.

પ્રમુખે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે, આ પરીષદ નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના તરફ વફાદારી બતાવે છે અને જે બ્રીટીશ રાજ્યને હાલના મહાન યુધમાં ઉતરવાની ફરજ પડી છે તેમાં ફતેહ ઇચ્છે છે.

બીજો ઠરાવ જનાવરો ઉપર ગુજારવામાં આવતાં ઘાતકીપણાં સંબંધી હતો અને તેમાં જણાવવામાં આવ્યું હતું કે રેલ્વે ટ્રેન, સ્ટીમરો, કતલખાનું, વ્યવહાર વીગેરેમાં અવાચક અને અરક્ષક જનાવરો તથા પક્ષીઓ ઉપર જે ઘાતકીપણું ગુજારવામાં આવે છે તેથી આ પરીષદ પોતાની દીલગીરી જાહેર કરે છે અને દયાવંત પુરૂષો જીવદયાનો મુદો ફેલાવશે એવી આશા રાખે છે. આ ઠરાવ મી૦ સૈયદ હુસેન મુકવાના હતા પણ તેઓને ૧૦૪ ડીગ્રી જેટલો સખત તાવ આવવાથી તેઓ પરીષદમાં આવી શકયા નહોતા તેથી પ્રમુખે આ ઠરાવ રજુ કર્યો હતો અને તેને ટેકો મળતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

દીલ્હીના જાણીતા બેરીસ્ટર મી૦ અસફઅલીની દરખાસ્ત અને ઓનરેબલ મી૦ ફાઝુલ હક, બેરીસ્ટરના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જનાવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારા કાયદામાં સરકારે સુધારો કરીને આ કામરો રમત ફેશન વીગેરેમાં જનાવરો ઉપર ઘાતકીપણું અટકાવનારો બનાવવો જોઇએ.

મી૦ ચક્રવરતીની દરખાસ્ત અને મી૦ ગદાધર પ્રસાદના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પરીષદ એવા અભીપ્રાયની છે કે જે જનાવરો પોતાનો વખત પુરો કર્યા પછી દુધ આપતાં બંધ થાય તેવાને પાંજરાપોળ જેવી સંસ્થાઓમાં માત્ર જુજ પઇસા લઇને રાખવા જોઇએ.

મી૦ જેહાંગીર જે. વીમાદલાલની દરખાસ્તથી અને મી૦ વલભાડા તથા પંડીત ફતેહચંદ ઝીનાના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પરીષદ માંસાહાર કરતાં વેજીટેરીયન ખોરાક જે વધારે તંદુરસ્તીવાળો અને હીંસા વગરનો છે તેવો ખોરાક મનુષ્ય જાતને માટે વાપરવા વીનંતી કરે છે કે જેથી અવાચક પ્રાણીઓનો નાશ થતો અટકે.

મી૦ બી. કે. લહીરીની દરખાસ્તથી અને મી૦ મીસ. એચ. જાજવાલાના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કેળવણીખાતાના સતાવાળાઓને આ પરીષદ મજબુત ભલામણ કરે છે કે સ્કુલમાં શીખતા છોકરા અને છોકરીઓને ખુબાકારી જાણવાનું જીવદયાનું શીક્ષણ આપવું કારણકે તેઓના કુમળાં મગજ પુખત ઉમરના મનુષ્યો કરતાં કુમળાં અને પવીત્ર હોય છે જેથી તેમના ઉપર તેની સારી અસર થાય છે.

છેવટે પ્રમુખની દરખાસ્તથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પરીષદ જનાવરોને ચરવા માટે સરકારને રાજારજવાડા અને જાગીરદારોને એવી વીનંતી કરે છે કે દરેક ગામ અને ગામડાંઓમાં ઢોરોને ચરવાને જોઇતાં ખેતરો બનાવવાં.

બાદ પરીષદની બેઠક બીજે દિવસે ૧૧ા વાગ્યા ઊપર મુલતવી રહી હતી.

જીવદયા પરીષદનું બીજા દીવસનું કામકાજ ગઇ પરમ દીને બપોર પછી બે વાગતે મી૦

જીનરાજદાસના પ્રમુખપણા હેઠળ 'પાણું' શરૂ કરવામાં આવ્યું હતું:—

પ્રમુખે શરૂઆતમાં જણાવ્યું કે જોકે આજે હાજર રહેલા ગ્રહસ્થોની સંખ્યા ઓછી છે તો પણ હવે મારે આજનું કામ શરૂ કરવું પડશે. કારણ કે આજનું કામ ઘણુંજ મોટું છે અને આપણે તેને આજે પુરું કરવાનું છે.

ત્યાર બાદ શરૂઆતમાં એક બે ગાયનો ગાવામાં આવ્યા હતા જે દરમીઆન રીસેપશન કમીટીના પ્રમુખ મી૰ બી. જી. હારનીમેન આવી પહોચવાથી તેઓને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવ્યા હતા.

## હીંદ દેવીને જોઇતો ભોગ.

મી૰ હરજીવન કે. મહેતાએ ઠરાવની દરખાસ્ત મુકતા જણાવ્યું કે મારે જે ઠરાવ રજુ કરવાનો છે તેમા શંકરાચાર્ય અને ગોસ્વામી મહારાજોએ પશુ વધ બંધ કરાવ્યો છે તેઓનો આભાર માનવાનો છે. મારૂં કહેવાનું એ છે કે જો આચાર્યોએ આ પ્રમાણે કર્યું હોય તો તેઓએ પોતાની ફરજ બજાવી છે. આચાર્યપદ લેવું અને તેની જવાબદારી ઉઠાવવી તે સહેલું કામ નથી. મારા ઠરાવમા જે રાજા રજવાડાઓએ પશુવધ બંધ કરાવ્યો છે તેઓનો પણ આભાર માનવામા આવ્યો છે. રાજાની ફરજ એ છે કે તેણે પોતાની હકુમત હેઠળના પ્રાણીઓનુ રક્ષણ કરવુ, ભક્ષણ કરવું નહી. તેને માટેજ રાજાઓને રાજ્યસ્થાન કર્માનુસાર મળેલુ હોય છે, જેમ પ્રજાનું રાજા રક્ષણ કરે છે તેમજ પશુ પ્રાણીઓનું પણ રક્ષણ કરવું જોઇએ. છતા પણ આજે આપણે આ ઠરાવ કરવો પડે છે. કારણ કે કેટલાક રાજાઓ પોતાના રાજ્યમાં પશુ પક્ષીનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરે છે અને તેઓ પોતાની ફરજો ભુલી ગયા છે.

ધર્મના નેતાઓને પણ પશુ વધ બંધ કરવાની આપણે આજીજી કરીએ છીએ. ધર્મ નેતાએ પશુવધ બંધ કરાવવો તે સહેલું કામ નથી. દેવી પશુપક્ષીનો ભોગ આપવાથી પસંદ થાય એવું જેઓ માને છે તેઓની આ બાબતમાં મોટી ભુલ છે. ખરા સ્વભાવવાળા માણસ કોઇને ત્રાસ આપવાનું સહન કરી શકે તો દેવીઓ જેઓમાં દયાનું ખાસ સ્વરૂપ હોય છે તે શું તેવો ભોગ સ્વીકારશે ?, મનુષ્ય જાતીના હૃદયમા દેવી દયારૂપે રહેલી છે, અને ચેતનરૂપે રહેલી છે તો દેવી શું પ્રાણીઓનો બલકે પોતાનાં છોકરાંઓનો ભોગ લે તે આપણે માની શકીશું ? નહી તે દેવી કદી ભોગ લેજ નહી.

આપણા શરીરની અંદર ઘણાં અવગુણો છે અને તેમાંનો એક પશુનો ભોગ આપવાનો છે. શાસ્ત્રમા ભોગ આપવા સંબંધી જે લખ્યુ છે તે ખરા પશુનો નહી પણ અવગુણ રૂપી જે બીજ આપણામાં રહેલું છે, તેનો ભોગ આપવા સબંધી લખ્યું છે. આવા અવગુણો કહાડી નાખવાથીજ દેવી પસંદ થાય છે. હવે પાડાનો કેમ ભોગ અપાય છે તેમાં એ છે કે આપણા શરીરમા જે હું રૂપી અભીમાન છે તેને પાડારૂપી ગણીને ભોગ આપવાનો છે તે ખરા પાડાનો છે.

આ વીષય ઉપર વક્તાએ લંબાણથી વીવેચન કરતા જણાવ્યું કે હીંદ દેવી એ મોટી માતા છે અને તેને પશુ આપણે એકદ પશુતો છે અને તેનો ભોગ આપતા આપણી જે વધારાની ટેવો છે અને ફેશન અને કલહને કારણે મુકી તેને ભોગ આપી આપણે હીંદી છીએ એવું જણાવવું અને તેથીજ આપણે હીંદ દેવીને પસંદ કરી શકીશું. આટલું બોલી વક્તાએ ઠરાવ રજુ કર્યો હતો, જેમા જણાવવામાં આવ્યું હતું કે આ પરીષદ શ્રીમંત શંકરાચાર્ય, ગોસ્વામી મહારાજા અને બીજા ધાર્મીક નેતાઓ કે જેઓએ શાસ્ત્રને આધારે

ધર્મને નામે થતો પશુ વધ અટકાવ્યો છે તેઓનો અને જે રાજા રજવાડાઓએ પણ પોતાના રાજ્યમાં પશુવધ અટકાવ્યો છે. તેઓનો ઉપકાર માને છે, અને આશા રાખે છે કે ઉપરોક્ત નેતાઓ પોતાના અનુયાયીઓને આવાં કામ કરતાં અટકાવશે.

આ ઠરાવને ટેકો આપતાં ચાંદવડે મહારાજ તથા લાલા રાધામોહન ગોકુળજીએ મરાઠી અને હિંદીમાં ભાષણ કરતાં ટેકો આપ્યો હતો; જે સભા આગળ રજુ કરતાં સરવાનુમતે પસાર થયો હતો.

## જાનવરોની જતન લેવાની ભલામણ કરનારો ઠરાવ.

ત્યાર બાદ પ્રમુખે નીચલો ઠરાવ રજુ કર્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે આ પરીષદ હીંદના પ્રાણીઓમાં જે રોગો થાય છે તેની સાથે તેના માલેકો યોગ્ય ઇલાજ લઇને પ્રાણીઓની સારી માવજત રાખવાની વીનંતી કરે છે, અને જનાવરો સારાં થાય ત્યાં સુધી હોસ્પીટલમાં રાખવાં એ સારૂં અને યોગ્ય ધારે છે.

ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## દુધાળી ગાયોનો વધ નહી કરવા માટેનો ઠરાવ.

મીં૦ મંનુસુબેદારે દરખાસ્ત મુકી કે આ પરીષદના મત પ્રમાણે દુઝણી ગાયો અને તેનાં બચ્ચાંઓનો વધ ન થાય તેને માટે સરકારો કાયદો કહાડીઆના વધનો અટકાવ કરવો જોઇએ.

આ પ્રમાણે થવાથી ગાયોનો ઘટાડો અને દુધની મોંઘવારી થાય છે.

ગાયો અને પશુ વધ સંબંધી મી૦ મનુસુબેદારે લંબાણથી વીવેચન કર્યું હતું.

મી૦ મનુસુબેદારની દરખાસ્તને મી૦ સુંદરરાવ તથા મી૦ ગાંધીજી તરફથી ટેકો મળતા ઉપલો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## દુધાળી ગાયોની નીકાશ અટકાવવાનો આગ્રહ.

પ્રમુખની દરખાસ્તથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે હીંદમાંથી જે દુઝણાં ઢોરોની નીકાશ કરવામાં આવે છે અને તેથી દેશને પોતાના ઉત્તમ ઢોરોને ગુમાવવાં પડે છે તેને માટે આ પરીષદ નામદાર સરકારને અને દેશી રાજાઓને વીનંતી કરે છે કે આ ઢોરોની નીકાશ અટકાવવી જોઇએ અને જેમ ઘોડાઓને ઉછેરવામાં આવે છે તેજ પધતી ઉપર ઢોરોને પણ ઉછેરવા જોઇએ.

## વીધવા આશ્રમ સ્થાપવાની સુચના.

મીં૦ એન. વી. વીભાકરે એવા ઠરાવની દરખાસ્ત મુકી કે આ પરીષદ અમલદારો અને જાહેર પ્રજાને ઓછા પગારવાળા નોકરોનું દુઃખ અને ધરેણાંવાળાં છોકરાંઓના ખુન કરવામાં આવે છે તેને અટકાવવાનાં પગલાં લેવાં અને હીંદુ કોમમાં ખાસ કરીને વીધવાઓ તથા નીરાધાર માટે એક આશ્રમ સ્થાપવા વીનંતી કરે છે.

મી૦ લાભશંકરે આ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે જ્યારે બીજા પ્રાણીઓનું રક્ષણ કરવાની ફરજ બજાવવાને બોલવામાં આવે છે ત્યારે મનુષ્યરૂપીજ પ્રાણીઓને હાડમારી વેઠવી પડે છે તેઓની સ્થીતીનો વીચાર કરવામાં આવતો નથી. નીશાળના મહેતાજીઓને પેટ પુરતો પગાર પણ મળતો નથી તો પછી તેઓ પોતાના કુટુંબનું પુરૂં કેવી રીતે કરી શકે? કેટલાક લોકોને મહેતાજીઓનો હીસાબ હોતો નથી અને તેના સંબંધમાં ગમે તેમ બોલવામાં આવે છે. અઠસ્યો સેંકડે સાંઠ જેટલાં મહેતાજીઓને ભુખ મરો વેઠવો પડે છે અને પોતાનું પુરૂં પણ કરી નહી શકવાથી તેઓની જીંદગી ખલાસ થાય છે. દેશની, પ્રાણીઓની અને જાનવરોની સ્થીતીને

વીચાર કરવામાં આવે તો મહેતાજીઓનો વીચાર કેમ કરવામાં ન આવે? તેઓને સખત કામ કરવાનું છે અને બીજી પણ ફરજ બજાવવાની હોય છે.

આ બાબત ઉપર મી૦ લાભશંકરે વીવેચન કર્યા બાદ મી૦ બાબુ હોરમસજી દાદાચાનજીએ દરખાસ્ત ને ટેકો આપતાં જણાવ્યું હતું કે નીસાળના માસ્તરોની અને મહેતાજીઓની સ્થતી ખરેખર દુઃખદાયક છે એ વાત સઉ કોઇ સમજી શકે છે. નાના પગારના માણસોને મોટા જોખમ ભરેલા કામ ઉપર મોકલવામાં આવે છે. હવે બાળલગન સંબંધી બોલતાં મારે જણાવવું જોઇયે છે કે જુના વખતમાં જ્યારે રાજાઓ તરફથી જુલમ કરવામાં આવતો હતો ત્યારે નહાનપણથી છોકરાઓનાં લગન કરવામાં આવતાં હતાં. હવે જયારે આવી જાતનો જુલમ નથી તો પછી બાળલગનથી ફાયદો શું છે? કનયાવીક્રયના સંબંધમાં બોલતા મી૦ માસ્ટરે જણાવ્યું કે કનયા-વીક્રયનો રીવાજ અમારી કોમમાં પણ હવે આવી ગયો છે તો તેને જેમ બને તેમ જલ-દીથી કહાડી નાખવો જોઇયે. આખા હીંદમાં આવો રીવાજ દાખલ થયો છે અને તેને કોઇ પણ રીતે નાબુદ કરવો જોઇયે લગનને માટે એક વેપાર જેવું થઇ રહયું છે અને તેને માટે સરકારે કનયાવીક્રય પણ અટકાવવાનો કાયદો કહાડવો જોઇયે. બાદ મી૦ માસ્તરે કેટલાક કઢંગા રીવાજનું તથા વીધવાઓની સ્થીતીનું વીવેચન કર્યું હતું.

બાદ ઠરાવ પસાર થયો હતો.

### પાંજરાપોળમાં થવા જોઇતા સુધારા.

મી૦ લલુભાઇ ડી. ઝવેરીની દરખાસ્ત અને મી૦ છગનલાલ પી. નાણાવટીના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પરીષદ ઉપરના મુદ્દા માન્યીને જે પાંજ-પોળો સ્થાપવામાં આવી છે તેમાં જાનવરો માટે તબીબી સારવારની જરૂર, માણસોની બેદરકારીથી થતું નુકશાન, જનાવરોને માટે જોઇતા સ્વચ્છતા વીગેરેની જે જરૂરીયાતો છે તેના સંબંધી ધ્યાન ખેંચવા માંગે છે અને જે પાંજરાપોળોમાં પુરતું નાણું હોય તેના અમલદારોને જનવરોને દાખલ કરવાને જે પઇસા લેવામાં આવે છે અને જેના માલેકો તે જનાવરોનું પોષણ ન કરી શકતા હોય તેવાને દાખલ કરવાની જે ફી લેવામાં આવે છે તેને કહાડી નાખવાની ભલામણ કરે છે.

### રખડતા કુતરાઓને દેવામાં આવતું ઝેર.

મી. આર. વેંકટરાયની દરખાસ્ત અને મી. લાલનના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પરીષદ રખડતા કુતરાઓને ઝેર આપી અને તેવીજ રીતે લેથલચે-મ્બરથી મારી નાખવામાં આવે છે તેની સામે સખત વાંધો ઉઠાવે છે, અને એવો અભીપ્રાય ધરાવે છે કે પોલીસ અને મ્યુનીસીપલ સતા-વાળાઓ જે રખડતા કુતરાઓને પકડે તેને મહાજનને કે પાંજરાપોળના સત્તાવાળાઓને હવાલે સોંપી દેવા જોઇએ કે જેથી ધાર્મીક લાગણી દુખાવાનો સંભવ ન રહે.

### રેલ્વેમાં પડતી હાડમારીઓ.

મી. એસ. એસ. મહેતાના ટેકાથી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પરીષદ ત્રીજા વર્ગના રેલ્વેના ઉતારૂઓ કે જેની રેલ્વેને પુરતી આવક છે તેની હાડમારી અને અગવડ રેલ્વેના સત્તાવાળાની નજર આગળ લાવે છે, અને રેલ્વેના ડબામાં ગીરદી મુસાફ-રોને સુખ શાંતીની અગવડ, વીગેરે માટે રેલ્વે સત્તાવાળાઓનું ધ્યાન ખેંચે છે.

### વેચાતું ખરાબ દુધ.

બાદ પુરાં પાડવામાં આવતા ખરાબ દુધને લઇને છોકરાંઓનું મરણ પ્રમાણ મોટું આવે

છે. તે અટકાવવા માટે સુખશાંતીના નીયમ ઉપર ડેરીઓ સ્થાપવાનો આગ્રહ કરનારો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

## પ્રમુખનો આભાર.

પરીષદના પ્રમુખનો આભાર માનતા મી. હોરનીમેને જણાવ્યું કે આજ રોજ આપણી કોન્ફરન્સનું કામકાજ ખલાસ થાય તે પહેલાં આપણે પ્રમુખનો આભાર માનવો જોઈએ. જીવદયાનું આ ફંડ મી૦ લાભશંકર અને તેના સાથીઓએ પોતાને હસ્તે ઘણા વરસોથી ચલાવ્યું છે પણ હવે રકમ વધવાથી આ ફંડની એક એસોસીએશન સ્થાપી તેને હ્યુમેની ટેરીયન લીગ બનાવવાની છે. આ ફંડમાં ઘણા ગ્રહસ્થોએ 'નાણાં ભર્યાં' છે અને જે ડેલીગેટોએ હાજરી આપી છે તે જોતાં દરેક વર્ગ અત્રે માલુમ પડે છે. આ લીગમાં જોડાવા માટે રૂા. ૧૦૦૦ ભરવાથી જીંદગી સુધીના સભાસદ અને રૂા. ૫૦૦ ભરવાથી પેટ્રન થઇ શકાય છે તેમજ સભાસદોને માટે પણ નીયમીત લવાજમ નક્કી કરેલું છે અને તેના સંબંધી કાગળીયાં વેંચવામાં આવ્યાં છે જે વાંચેથી એ બધી ખબર પડશે.

હવે એક બીજી વાત એ કહેવાની છે કે આપણા સઘળા વીચારને પણ ગણતા ન આવે પણ માત્ર જીવદયાના કેટલાક વીચારો જે માણસોમાં હોય તેઓને આવી પરીષદોમાં બોલાવવાનો મને વાંધો જણાતો નથી. હવે જે ગ્રહસ્થોએ આ પરીષદમાં પધારવાની તસ્દી લીધી છે તેઓનો તેમજ કારભારીઓનો અને વોલંટીયરોનો હું આભાર માનું છું.

છેવટે હું પ્રમુખનો એક વખત આભાર માનું છું.

બાદ પ્રમુખના આભારની દરખાસ્તને ટેકો મળતાં સમસ્ત સભાએ પ્રમુખનો આભાર માનવા બાદ પ્રમુખે ટુંકમાં વીવેચન કરતાં જણાવ્યું હતું કે આપણું આ કર્તવ્ય એક સામાન્ય છે અને તેમાં દરેક ધરમનો સમાવેશ થાય છે. હું આ બાબતમાં મી૦ હોરનીમેનના વીચારને મળતો થાઉં છું અને દરેક ધરમના માણસો આ એક સામાન્ય પ્લેટફોરમ ઉપર આવી જીવદયા પર વીવેચન કરે અને જેઓએ ભાષણ કરયાં છે તેથી હું ખુશી થયો છું અને આશા રાખું છું કે ભવીષ્યમાં આના કરતાં પણ મોટી પરીષદો આ બાબતમાં ભરવામાં આવશે. દયા કરવી એવું ધરમમાં કહયું છે એ પ્રમાણે બોલતાં પ્રમુખે દરેક ધરમના તત્વોની સમજણ આપી હતી.

બાદ પ્રમુખે પરીષદ ફતેહમંદ રીતે પુરી થઇ તેથી સરવેનો આભાર માન્યો હતો અને પ્રમુખને હારતોરા તથા મી૦ બી. જી. હોરનીમેન વગેરેને હારતોરા આપ્યા પછી પરીષદ ખલાસ થઇ હતી.

---

(ફરી છપાવી જ્ઞાન ફેલાવવાની દયા કરશો.)

# હીંદુસ્થાનમાં બાળકોનાં ખુનો !

### તે કેમ અટકે ?

**ઘરેણાં માટે ખુનો !**

તા. ૨૮-૮-૧૯૧૮ના 'પ્રજામિત્ર' માં જણાવ્યા પ્રમાણે જલગામ તાલુકામાં આવેલા બોરનર ગામમાં નંદુ નામના ૬ વરસના છોકરાને અબેદુલ્લા દોઘુ નામના શખસે તેનાં ઘરેણાંની ખાતર મારી નાંખ્યો હતો. અને તે ગુનાહ માટે તેને જનમટીપ નીકાલની સજા થઇ છે.

"નાવાગે પાટીલ પટેલને ફરીયાદ કરતી વખતે રોજ કરી મુકી હતી".

જેવી છુટાપણું ધરાવતી પ્રજાને આવો ફરજ્યાત કાયદો તે તેની સ્વતન્ત્રતા ઝુંટવી લેવા જેવું જ છે.

અમેરીકાના કેટલાંક પ્રગણાઓમાં, કેટલાંક લોકોએ પોતાના છોકરાને શીતળા નહિ કઢાવ, વવાને લીધે, નીશાળમાં દાખલ નહિ કરેલાં હોવાથી હોહોકાર કરી મૂક્યો છે પણ એવો છુટો છવાયો અસંતોષ કાંઇ એવા ત્રાસદાયક ફરજ્યાત કાયદાને નાબુદ કરવા સમર્થ નથી.

ત્યારે હવે શીતળાથી ઘણાં નહિ સાંભળેલા દરદો થાય છે એ સિદ્ધ થઇ ચુક્યું છે, અને તેથી કેટલું મરણ પ્રમાણ વધી ગયું છે એનું મ્હે લીસ્ટ કર્યું છે. આવાં કારણથી માબાપો પોતાના છોકરાંને શીતળાં કાઢવાં ન દે અને શિક્ષા થાય તેપણ સહન કરે તે ખોટું નથી.

તે સુવિખ્યાત ડાક્ટર વળી વિશેષમાં કહે છે કે. આ બાબતથી શીતળાનું મુળ તો પૈસાનો લોભ છે. અને પૈસામાં માન, મરતબો, મોજ શોખ ઇત્યાદી સર્વસ્વ સમાયલું છે માટે એવો પૈસો જો મળતો હોય તો શીતળા કાઢનારા ડાક્ટરો પણ લલચાય અને લોકોની સ્વતંત્ર હક પર તાપ મારે. અને શીતળા કઢાવવાથી અમુક લાભો બતાવી ફરજ્યાત કાયદો ઘડાવે. પૈસાના કારણથી વૈદકના ધંધાર્થીઓએ શીતળાનો કાયદો ફરજ્યાત કરાવ્યો અને મોટી આશાઓ આપી, પણ ખરૂં ફળ કશું આવ્યું નહિ. એટલાં માટે વીચારી, લખી બોલી, અને સતત મ્હેનત કરી તે ફરજ્યાત કાયદો નાબુદ કરાવવો જોઇએ.

---

# અમૃત સમાન પથ્ય સેવનની પણ કંઈ પરવા છે?

[સદ્ગુણાનુરાગી મુનિશ્રી કપૂરવિજયજી]

શરીર જ્યારે રોગ ગ્રસ્ત થઇ પરવશ બને છે અને અસ્વાસ્થ્ય થઇ મનમાં બેચેની પથરાય છે ત્યારે ને ત્યારેજ આરોગ્ય પણાની ખરી કિંમત સમજાય છે. સ્વચ્છંદતાથી મુગ્ધ જીવો પ્રકૃતિ વિરૂદ્ધ રોગ ઉપજાવે એવાં ખાનપાનાદિક સેવે છે, અને કઇ વખત તો કેવળ બીન જરૂરી અને પ્રમાણ વગરના ભોગ વિલાસમાં પડી ભયંકર રોગોમાં સપડાઇ જાય છે એટલુંજ નહિ પણ તે હદ વગરની બૂરી આદતો તેમનાં સંતાનોને વારસામા પણ આપતા જાય છે. શરીર એ ધર્મ વ્યવહાર સાધવાને એક અવશ્ય સાધન રૂપ છે. 'અને જો તે સુવ્યવસ્થિત એટલે ખોડ ખાંપણ વગરનું અને નીરોગિલું હોય તો તે વડે કુશળ માણસો ધારે તે કાર્ય કરી શકે છે. તેને સુવ્યવસ્થિત અને ગતિમાન્ રાખવા માટે માનો પેત ખાનપાનાદિકના ખાસ જરૂર પડે છે. પરંતુ જો તે પ્રકૃતિને અનુકૂળ પથ્ય રૂપ હોય તો તે શરીરમાં અનેક કાર્યવશ જે કંઇ ક્ષીણતા આવવા પામે છે તેને નિવારી નવી શક્તિ ઉપજાવીને ટકાવી રાખે છે. તાત્પર્ય કે શરીરને ટકાવી રાખવા જે આવશ્યકીય તત્વની જરૂર હોય તેટલાજ તત્વ આપવાથી તે સુખે ટકી શકે છે. પરંતુ આ અતિ અગત્યની બાબતમાં બહુજ ઉપેક્ષા કરવામાં આવે છે. તેનું માઠું પરિણામ વખત જતાં જીવને પોતાનેજ ભોગવવું પડે છે. વિદ્યા અભ્યાસ કરનારાઓએ તો અખંડ બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ. કોઇ પણ જાતનાં માદક ખાનપાનથી તેણે સાવ પરહેજ રહેવું જોઇએ. હીંગ મરચું, આંબલી સોપારી અને બીડિ ખાસ વિકારી પદાર્થો તો તજવા જોઇએ. અને જેથી મગજ તર રહે એવી સાત્વિક વસ્તુનુંજ માપસરજ સેવન કરવું જોઇએ. આજકાલ યોગ્ય નિયમ પાલનના અભાવે વિદ્યાર્થી વર્ગ પણ અનેક રોગથી રીબાતો દુઃખી થતો દેખાય છે. સ્વચ્છ હવા

પાણી અને ખુલ્લા પ્રકાશ ઉપરાન્ત સારી રીતે કસાય એવી અને એટલી અંગ કસરત સાથે હલકા (light) પણ સાત્વિક ખોરાકની જરૂર શરીરનું સ્વાસ્થ્ય સાચવી રાખવા ખાસ ઉપયોગી છે. તે તરફ જેટલી જેટલી ઉપેક્ષા તેટલી તેટલી શરીર હાનિ. બીજું વીર્ય સંરક્ષણ થાય અને તેનો સારામાં સારોજ ઉપયોગ થાય એવાં સ્થાનમાં એવી સોબતમાં અને એવાજ ચિન્ત વનમાં રહેવું જોઇએ. મૂળ-પાયો મજબૂત નાંખી શકાય તોજ તે ઉપર જેવી રળીયામણી અને કલ્યાણકારી વ્રત પ્રતિજ્ઞા યા ચારિત્રરૂપી ઇમારત ચણવી હોય તેવી સુખેથી ચણી શકાય છે. અને તેમાં નિવાસ કરનારાઓ પોતાની નિરોગિલી પ્રજા સહિત ઉત્તમ પ્રકારનો આનંદ મેળવી શકે છે. તેમજ અન્ય બંધુઓને તેમજ બ્હેનોને ખાસ અનુકરણ કરવા યોગ્ય પણ બને છે. ઇતિશમ્.



# ધૂર્તપુર પટ્ટણની સુંદરી.

લેખક—મુનિશ્રી અશોક મુનિજી.

(ગતાંકથી શેષ)

-મનોહરે કહ્યું જો વાતો સાંભળવી હોય તો જરા છાતી ઉપરથી દૂર થા. મને શ્વાસ લેવા દે. સ્ત્રીએ નીચે ઉતરી કહ્યું બોલ! કમળાવંતીની કથા કહે.

મનોહરે કહ્યું સુવર્ણપુરમાં મિત્રસેન રાજાની રાણી કમળાવંતી પતિ પરાયણ અને ધર્મમાં રક્ત હોવાથી રાજાને ઘણી પ્યારી હતી બંનેને ઘણો પ્રેમ હોવાથી એક બીજાને ગુપ્ત કહેવામાં હરકત નહોતી. રાજાને એક મંત્રવાદીએ એક મંત્ર આપેલો તે મંત્ર ભણવાથી પશુપક્ષીની ભાષા પોતે સમજી શકતો અને ગમે ત્યારે આનંદમાં બેસી પશુપક્ષીની વાર્તા સાંભળતો હતો. એક સમયે પતિ પત્ની વાતો કરતાં રાજાને ઓચીંતું હસવું આવ્યું તેથી રાણીને ક્રોધ ચડયો અને પૂછ્યું કે વિના કારણ હસવું શા માટે આવ્યું મારી શી મુર્ખાઇ દેખી કે તું મને હસે છે!

પછી શું થયું એમ જ્યારે સુંદરીએ પૂછ્યું ત્યારે મનોહરે કહ્યું કે હવે હું કહેવા ચાહતો નથી જેવી કમળાવંતી હઠીલી છે તેવી તું છે માટે તું મારી છાતી અને સર્વત્ર રેશમની દોરી વડે બાંધી મને શ્વાસ પણ લેવા દેતા નથી! શા માટે જીવતો રાખી દુઃખ દે છે શીઘ્રમારીને આદુઃખનો અંત લાવ!

સુંદરી વાર્તાની આકાંક્ષક હોવાથી તેના બંધ ઢીલા કરી કહ્યું કે લે! હવે મેં હઠ છોડી દીધી છે માટે કથા કહે, ત્યારે મનોહર, બોલ્યો.

કમળાવંતીની હઠ દેખી રાજાએ કહ્યુ વાત સાંભળવામાં જો લાભ હોય તો તારાથી ગુપ્ત કશું નથી પણ એમાં તને હિતને બદલે નુકશાન છે માટે મને ક્ષમા કર અને વાત ન સાંભળ.

સ્ત્રી હઠ પ્રબળ હોવાથી ચકલા ચકલીની વાત કહી કે જો આ સામેના ઝાડ ઉપર ચકલી બેઠી છે તે બીજા ચકલાને પ્રાર્થના કરે છે કે તું મને સ્ત્રી તરીકે કબુલ કર ત્યારે ચકલો કહે છે કે હું પરસ્ત્રીના સંગને પાપ માનું છું તું શીઘ્ર દૂર થા, અને મારી ચકલી

આવી પહોચે તે પહેલાં તું અહીંથી ચાલી જા. તારા પતિમાં તું સંતોષ માન. પરસ્ત્રીનું પાપ ઘણું છે. પરભવમાં આપણે પાપ કરીને પક્ષીપણું પામ્યાં છીએ. આપણા ઉપર દુષ્ટો તીર કાંકરા ફેંકી આપણા પ્રાણ હરે છે વિના કારણ આપણો શિકાર કરે છે, તેથી તથા આપણે બીજાં ઘણાં સુક્ષ્મ જંતુને મારી નવાં નવાં પાપ બાંધીએ છીએ માટે હવે કાંઈક પાપ ઓછું થાય માટે મે મારા ગુરુ પાસે થોડા દિવસ ઉપર નિયમ લીધો છે માટે તું હવેથી એવી ગાંડી પ્રાર્થના છોડીને ત્હારા પતિમાં સંતોષ માનજે તેની મેનાથી તારૂં કલ્યાણ થશે, જંતુને મારીશ નહીં વનસ્પતિ ઉપર જીવન ગુજારજે છતાં પણ તે ચકલીએ હઠ ન છોડી તેવામાં તેની ચકલી આવી પહોચી છે અને બને ચકલીઓ પરસ્પર પતિ પસંદગી માટે લડી પ્રાણ ગુમાવે છે.

પાછો મનોહર ચૂપ થયો ત્યારે સુંદરીએ પૂછયુ કે શા માટે વાર્ત્તા આગળ ચલાવતો નથી કમળાવંતીની સુખાઇ કહી કે મનોહરે કહ્યું જ્યા વિશ્વાસ નથી ત્યા વાર્તા ન કહેવાય મારા પ્રાણ જાય અને તારે વાર્તા સાંભળવાનો રસ છે. જો વિશ્વાસ ન હોય તો બાંધેલો રાખવાને બદલે પ્રાણ કા લેતી નથી અને તારા ધનનો લોભ પૂરો કાં કરતી નથી કે પાછો બીજો કોઈ માણસ તારો બાપ ફસાવી લાવે તો જૂટવા કામ લાગે પરંતુ સુંદરીને તે વાર્તામાં રસ હોવાથી બંધન વધારે ઢીલાં કરી વાર્તા સાંભળવા લાગી.

મનોહરે કહ્યુ કે જ્યારે રાજાએ આ વાત કહી ત્યારે કમળાવંતીએ કહ્યું કે ચકલો ચકલી આવી વાતો કરી શકે તે વાત અશક્ય છે. આ તો વાત મને સમજાવવા માટે બનાવી કાઢી છે માટે એની ખાત્રી કરવા માટે મને પ્રમાણ આપ અને જે મંત્રવિદ્યાથી તેમની વાતો તું સમજી શકતો હોય તે મંત્ર મને શીખવ એટલે મારી ખાત્રી થાય.

રાજાને આ મંત્ર શીખવવાની શક્તિ નહોતી અને રાણી પોતાની હઠ છોડતી નહોતી તેથી કલેશ મટાડવા માટે રાજાએ કહ્યું કે દૈવિક શક્તિઓ સર્વને શીખવા મળતી નથી માટે તારી હઠેથી કાતો તારા અને કાંતો મારા પ્રાણ જશે માટે તુ હઠ છોડી પોતાની પુણ્ય શક્તિ વધાર કે તને તેથી કોઈક વખત શિખવનારો મળી જાય રાણીએ હઠ ન છોડી ત્યારે ગળાએ થાકી ને એક વખત રાણીને સીપાઇઓ પાસે બંધાવીને જંગલમાં મોકળાવી દીધી.

મનોહરે આટલી વાત કહી એકદમ પોતાનું શરીર સ્વસ્થ કરી આંચકો મારી બેઠો થઇ ફડાફડ ગાંઠો છોડી સુંદરીનો હાથ પકડી નીચે પછાડી અને ઉપર બેસી કહ્યું કે બોલ! હવે તારા પાપોનું ફળ તને ચખાડું કે કેમ! સુંદરી બોલી કે ભલે ફળ આપો પણ અને પેલી રાણીનું શું થયું તે કહી દો.

મનોહરે કહ્યુ કે પ્રથમ સત્યવાર્તા કહે કે તું કોઇની પત્ની પૂર્વે થઇ ને તે સંસાર વિકાર સેવ્યો છે કે નહી! મને પરસ્ત્રી સાથે સ્પર્શ કરવાનો પણ નિયમ છે. સુંદરીએ કહ્યું કે હુ પોતે હજુ કુમારી છું જો કે મારા ફંદામા ઘણાએ પ્રાણ ગુમાવ્યા છે. પણ અંગ સુખનો લાભ લેવા કોઈ પણ ભાગ્યશાળી થયો નથી માટે હવે મને કથા કહે.

મનોહરે કહ્યુ કે તારા જેવી પુરુષ હત્યારી ના સ્પર્શથી હુ પાપી બનવા ચહાતો નથી માટે તું તારા પાપ ભોગવ કહી એમ કહ્યું કે હવે તું મને કંઇ પણ કરવા શક્તિવાન નથી માટે લે મે તને છોડી. એમ કહી દૂર બેઠો પણ વાર્તાની રસિલી સ્ત્રી તેના પગમાં માથું નમાવી બોલી કે રાણીનું શું થયું. ત્યારે મનોહરે કહ્યું કે.

રાણી જ્યારે ભર જંગલમાં એકલી પડી કે રોઇ રોઇને આમ તેમ ભટકવા માંડી અને પોતાના પાપથી પોતાની થએલી મુર્ખાઇથી રડી રડીને દિવસ કહાડવા માંડી જેવો પશ્ચાત્તાપ તેને થયો. તેવી તારી દશા થશે !

સુંદરી બોલી શા માટે !

મનોહરે કહ્યું કે જેટલાં પાપો કર્યાં છે, જેટલાની હત્યા કરી છે, જેઓનું ધન લીધું છે તે બધું તારે ભોગવવું પડશે. નમીને સુંદરી બોલી કે તમે મારા બોધક પતિ છો તો હું તમારા ચરણની દાસી થઇ તમારા ચરણની સેવા કરી પાપોથી મુક્ત થાઉં તો શું હરકત છે ! મનોહરે કહ્યું હું મારી એક પત્ની જે પૂર્વની છે જે ભરૂચમાં વિદ્યમાન છે તે સિવાય બીજાને મનથી પણ વાંછતો નથી માટે તે આશા તું મુકી દે. તેમ તું જો બ્રહ્મચર્ય પળાને આ ધૂર્તપુર પટ્ટણમાં રહીને બીજી હત્યાઓ કરીશ કરાવીશ અથવા કરતાં તું અટકાવીશ નહીં તો પાપના ભારે બોજાથી ભરાઇ દુર્ગતિમાં જઇશ, માટે તું પતિ ભક્ત થવા કરતાં મનુષ્ય જીવન અમૂલ્ય સમજી અહીંયાં જે હત્યાઓ થાય છે તે અટકાવવા પ્રયત્ન કર !

જો કે તારૂં નામ સુંદરી છે તેં સુંદર રૂપ પ્રાપ્ત કર્યું છે પણ સુંદર ભાવ ન મેળવવાથી તારા પિતાના કુસંગથી નર હત્યાઓ કરી છે તેથી તું સુંદરી છતાં અસુંદરી રાક્ષસી છે તારા સંગથી મલિન થયેલો પતિ પણ મહા પાપનો અધિકારી થશે માટે પ્રભાતમાં તારા પિતાને પતિબોધ કરી આત્માને પવિત્ર કર ! પ્રભાત થયું પિતા પુત્રીને પ્રેમ પૂર્વક બોલાવવા લાગ્યો પણ સુંદરી આજે બીજાજ સ્વરૂપમાં હતી. પિતાને કહેવા લાગી કે હવે આપ આપનું ભલું ચાહતા હો તો આજથી ધૂર્તપણાનો ધંધો છોડી દો. મને બોધ કરનાર મારો સાચો પતિ મને રાતના મળી ચૂકયો છે. જો કે મેં મારો દુષ્ટ અધ્ય વસાયને વશ થઇ તેને નશામાં નાંખી પ્રાણ્યું લેવાનું કર્યું પણ તેણે મને જે બોધ કર્યો છે તેથી હું હવે મોહનિદ્રાથી જાગૃત થઈ છું વિલંબ ન કરો કાંતો તેમનો સત્કાર કરી તેમની આજ્ઞા શીરપર ચડાવો નહીં તો હું હવે કોઇ પણ મુગ્ધ તમારા અથવા બીજા કોઇના ફંદામાં ન ફસાય માટે પરદેશીઓને સુચના આપવા જાગૃત રહી રાત દિવસ અટન કરીશ.

પિતાએ તેને ઘણુંએ સમજાવી પણ આખરે ન સમજવાથી પિતાએ તે ચતુર પુરૂષને સત્કાર નમસ્કાર પુર્વક કહ્યું કે મહા ભાગ ! હવે તું જ્યારે બોધક થયો છે ત્યારે અહીંજ રહી ઘરનો વહીવટ કર. મનોહરે કહ્યું કે તે દુર્લભ છે હત્યાઓ કરી બીજાઓનું ધન ધૂતેલું છે તેવા ધનનો અંશ પણ અનંતકાળ સંસારમાં મનુષ્યને જન્મ મર્ણનાં દુઃખ આપે છે તો આખું ધન કોણ લેવા ચાહશે. માટે મને સુંદરી તથા ધનનો લોભ આપવા કરતાં તમે ઘરનાં બધાં માણસો આ શહેરની હત્યાઓ બંધ કરવામાં કટિબદ્ધ થાઓ. જો આ સમયે તમે ઉદ્યમ કરશો અને ભોળા લોકોને મરતા બંધ કરશો અને ફસાતા લોકોને બચાવશો તેમાં તમારું તન મન ધન ઉપયોગમાં લેશો તો તમોને નરકનાં દુઃખ દેખવા નહીં પડે અને ઉલટું સ્વર્ગનું સુખ મળશે. અહીંનો રાજા નિત્ય પ્રતિ જેના ઘરમાં નવું ધન આ હત્યા કર્મથી પ્રાપ્ત થાય તેનો છઠો હિસ્સો પોતે લેતો હોવાથી ગત દિનનો હિસાબ આપવા રાજાપાસે જવાનું હોવાથી તે બોલ્યો કે આપ ઘી થોડીવાર અહીં બેસો હું રાજા પાસે જઇ આવું. રાજા અમારી હત્યાના ધનમાં છઠો અંશ લે છે. જો નહીં જાઉં તો કોપાયમાન થશે. એમ કહી તે દરબારમાં ગયો. રાજા પાસે હમેશાં ભેટણું પહોંચતું

પણ આજે શેઠે કંઇપણ ધન ન મુકયું તેથી રાજાએ પૂછયું કેમ ? આજે તમારી સુંદરીએ કાંઇપણ કળા બતાવી નથી કે શું ? શેઠે બધી વાત સંભળાવી, રાજાએ આશ્ચર્ય પામી તુર્ત મનોહરને બોલાવ્યો અને પૂછયું કે તું સુંદરીનું હવે શું કરવા ચાહે છે ! મનોહર બોલ્યો કે સાથી નર જન્મ ઉત્તમ શાસ્ત્રકારે બતાવ્યો છે તેમાં પણ જો ધર્મની આરાધના થાય તો તે સફળ થયેલો ગણાય છે પણ જો તેમની હત્યા કરી મહાપાપ બાંધ્યું હોય તો તે જીવોને નરકાવાસ મળે છે માટે જો તે સુંદરી સમજી હોય તો સંસારના વિષયભોગ છોડી બ્રહ્મચારિણી બની આધર્તપુરમાં કોઇપણ જીવ કસાઇને છુરે હાથે માર્યો ન જાય તેવી તજવીજ કરવી જોઇએ. રાજાએ કહ્યું એની તારી પાસે શું ખાત્રી છે કે પરભવમાં નરક જવું પડશે. હાથમાં આવેલું સુખ છોડીને પરભવનું સુખ વાંછવું અથવા પરભવમાં દુઃખ પડવાનું માની આભવનું સુખ છોડી દેવું એતો હું ખરેખરી મુર્ખાઇ ગણું છું. મનોહરે કહ્યું કે અભ્યંતર દૃષ્ટિથી જોવાથી પરલોક જણાશે.

સુખને ખાતર આટલી હત્યાઓ, પરદેશીઓની તમે કરાવી છે પણ તે સુખ ભોગવનાર તમારો આત્માજ ન હોય તો શરીર તો મર્યા પછી અહીં પડી રહે છે તેને સુખ ભોગવવા તેના સંબંધીઓ કેમ રાખી મેલતા નથી ? તથા પોતે શુન્ય કેમ પડી રહે છે તેથી સિદ્ધ થાય છે કે આત્મા પોતે શરીરથી ભિન્ન છે અને આત્મા શરીરથી ભિન્ન માનવામાં આવે તો તે શરીર અનેક પ્રયત્ન કર્યા છતાં પોતે શા માટે છોડીને જાય છે ? અને જો તેને ભોગવનાર કારણ મૃત્યુનો ડર રાખી શા માટે બીજાની વ્યર્થ હત્યાઓ કરાવશો ! પરલોક ન દેખાતું હોય તોપણ અહીં તમે ગુનેહગારોને શિક્ષા કરો છો અને તમારી આજ્ઞા પાળનારને ઇનામ આપી સત્કાર કરો છો તો તમારા કરેલા સારાં માઠાં કૃત્યોનાં ફળ ભોગવવામાં શા માટે શંકા કરો છો તમે રાજા થઇ રાજ્યના માલિક થયા અને બીજાં ગરીબ ઘરમાં જન્મથીજ દુઃખી થયા તેનું શું કારણ ! બુઢાપો રોગ શોક વિયોગ અપમાનનાં દુઃખો શા માટે આવે છે ? વૈદ્યોની દવા જ્યોતિષીનાં મુહૂર્ત વિદ્યમાન છતાં મરણ અને રંડાપા શા માટે દેખાય છે ? તેથી સિદ્ધ થાય છે કે અદૃષ્ટ વિધિ ભાગ્ય કર્મ જે જગતમાં કહેવાય છે તે કાંઇક અંશે બળવાન તત્વ હોવું જોઇએ !

બંને જણા સરખો ઉદ્યમ ધન સમય અને સહાયતા લઇ કાર્ય કરે છતાં એક કૃતેહમંદ થાય બીજો ગાંઠનું ગુમાવે તેનું શું કારણ ? અમે ઘણા માણસો સાથે વહાણમાં બેઠા તેમાં કેટલાક ડૂબી ગયા કેટલાક દરીયામાં પડેલા પણ બચી ગયા તથા ઘણાએ ધન લેવા ગયા તે સાપ અને વાઘથી મરી ગયા અને હું બચી ગયો તેનું શું કારણ ? તથા આધર્તના ઘરમાં તેની સુંદરીના હાથથી કેટલાએ મરી ગયા અને હું બચી ગયો તેથી સમજાય છે કે કર્મફળ છે.

જો કે જ્ઞાની ભગવંતો હજારો ભવમાં અને વર્ષોના પૂર્વપશ્ચાતફળ કહી બતાવે છે પણ આપણે તો ગત દિવસના ખાધેલા આહારથી આજે શરીરમાં થએલી અસરથી અનુમાન કરી શકીએ છીએ તો આજના ખાધેલાનું ફળ આવતી કાલે શા માટે ? તેનું ફળ નહીં બતાવે ? જમીનમાં વાવેલી બીજ યોગ્ય ફળ આપે તો મનુષ્ય તથા બીજા જંગલ પ્રાણીઓને આપેલું સુખ દુઃખ શા માટે ફળ નહીં આપે ! જ્યારે આપણને એક કાંટો અથવા કાંકરો લાગેલો સહન થતો નથી તો બીજાને મૃત્યુનો ભય આપવાથી કેટલું બધું દુઃખ તેને ભોગવવું પડતું હશે ? દુર્ગંધીથી ભરેલી કાયાને ઉપરથી સુંદર દેખી ભંભેરાતા ભાગ્યહીન પુરૂષો સુંદરી

જેવી સ્રીને વશ કરવા પ્રયત્ન કરી તેના હાથે બુરા હાલે મરણ પામ્યા છે ત્યારે મને તે વીહલ્યારી સ્રી અને તેના પાપથી ઉત્પન્ન થયેલા પૈસા તરફ અતિશય અભાવ થાય છે તેનું કારણ આપ તપાસી જુઓ ?

આપ પણ આપનું ભલું વિચાર કરેલાં પાપોને પશ્ચાત્તાપ કરી નવાં પાપ અટકાવો મૃત્યુ સમયપર આવે છે પણ જેમ ઘડીયાળ હાથમાંથી પડીને ફુટી જાય છે તેમ પ્રમાદથી વિપત્તી અકસ્માતથી પણ મૃત્યુ મારી નાંખે છે !

રાજાએ કહ્યું ઠીક છે હું તારા ઉપર પ્રસન્ન થઈને મારૂં અર્ધ રાજ્ય તથા મારી પુત્રી લગ્નમાં આપું છું. તેને સ્વીકારી અહીં રહે. હું આજથી તારા કહેવા મુજબ પાપ ન કરવાનો ઢંઢેરો ફેરાવુ છું, મનોહરે કહ્યું, મને કંઈ પણ લાલચ આપ્યા વિના તું તારૂં રૂડું કર, મને લક્ષ્મીની ને લલનાની સ્પૃહા કમ થઈ ગઈ છે. મારા બાપનું ધન અખુટ છે તે ત્યાં વાટ જુએ છે અને મારી સતી સ્રી ભરૂચ ઘેરે વાટ જુએ છે હું બીજે ક્યાંય પણ ફસવા ચાહતો નથી તારૂં ધન સંપત્તિ તને આનંદ આપો !

રાજાએ ઘણું કહ્યું પણ મનોહરે ન સ્વીકારવાથી રાજાએ તેને વહાણમાં બેસાડી ભરૂચ મોકલી આપ્યો. તે પોતાના બાપને મળી અંત અવસ્થામાં પોતાની સ્રી સાથે ગાહરી કરવા લાગ્યો.

રાજાએ હિંસા બંધ કરી તથા ઢંઢેરો પીટાવી જાહેર સુચના કરી કે પરદેશી કોઈ પણ શહેરમાં આવે. અને તે કોઈને ત્યાં નિવાસ કરે તેનું નામ નોંધાવવું તથા તેના ધનમાલ અથવા જીવને જરા પણ નુકશાન કરશે તો રાજા તેને સખ્ત શિક્ષા કરશે. તેથી સુંદરીને સંતોષ થયો. બાપની રજા લઈ સુંદરી ભરૂચ આવી અને મનિલાપતિ મનોહરના ચરણમાં પડી. મનોહરે તેને કહ્યું કે હે સુંદરી! એક પત્નીથી પણ હું મારૂં ધાર્મિક કર્તવ્ય કરી શકતો નથી તો બીજી સ્રીનો બોજો કેમ ઉપાડું ? માટે તું મારી આશા છોડ અને તને જેમ રૂચે તેમ નિર્દોષ રીતિથી બાકી જન્મ ગુમાવ. સુંદરીએ બ્રહ્મચારિણી રહી તેના ઘરમાંજ રહી આખી જીંદગી ગુજારી.




બે હજાર વર્ષ પૂર્વે રોમ એ અત્યંત પ્રસિદ્ધ અને વૈભવશાળી શહેર હતું. જે પ્રમાણે હાલમાં બ્રીટિશ રાજ્યની લન્ડન એ રાજ્યધાની છે; તે પ્રમાણે રોમન સામ્રાજ્યની રોમ એ તે વખતે રાજ્યધાની હતી. એ પ્રસિદ્ધ રાજ્યધાનીનું સ્થાપન કરનાર રોમન લોક તે અત્યંત સુધરેલા ગણાતા તેઓએ જે સડક બાંધેલી છે. તેની આજેપણ નકલ કરવાનો

પાશ્ચાત્ય રાષ્ટ્રમાંથી ઘણા ખરા રાષ્ટ્રોએ પ્રયત્ન કર્યો છે. એ લોકોની જે લેટીન ભાષા તે સર્વ યુરોપ ખંડની સંસ્કૃત ભાષા ઠરાવવામાં આવી હતી. સર્વે વિદ્વાન ગૃહસ્થોએ પોતાના વિદ્વતા પૂર્ણ ગ્રન્થો એજ ભાષામાં લખી રાખ્યા હતા. અંગ્રેજી ભાષામાં ઘણા શબ્દો લેટીન ભાષામાંથી લેવામાં આવેલા છે; ઉદાહરણ તરીકે મહિનાનાં નામો લેટીન ભાષાનાંજ છે. અંગ્રેજી ભાષામાં ઘણા કઠણ અને લાંબા શબ્દો ગ્રીક અને લેટીન એ બે ભાષાના છે. ઇંગ્લંડ એ રોમન રાષ્ટ્રનો ચાર સૈકા સુધી એક ભાગ હતો.

રોમને સુધરેલાં રાષ્ટ્રની આદિમાત ગણવામાં આવે છે, પ્રાચીનકાળમાં રોમ એ ઇટાલી દેશનું મધ્યવર્તી હતું. ટાઇબર નદી આગળ સાત ટેકરી ઉપર રોમ શહેરની સ્થાપના થઇ. ધીમે ધીમે રોમ લોકોએ ઇટાલી દેશનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો જીત્યાં, આગળ ભૂમધ્ય સમુદ્રની આજુબાજુ, સ્પેન, ફ્રાન્સ, ગ્રીસ, એશિઆમાઇનોર, ઇજીપ્ત અને સીસિલી ઇત્યાદિ દેશો જીતવાની શરૂઆત કરી. ત્યાર બાદ રોમન સૈન્ય ફ્રાન્સમાંથી નીકળી ગ્રેટબ્રિટન ઉપર સ્વારી કરી તે દેશ સુમારે બે હજાર પૂર્વે જીતી લીધો.

રોમન લોકો દેશ જીતી સ્વસ્થ બેઠા નહીં, પણ જીતેલા દેશમાં જઇ ત્યાં રહેવા લાગ્યા. તે વખતે બીજાં સર્વ રાષ્ટ્રમાં અત્યંત સુધરેલું એવું રોમન રાષ્ટ્ર હોવાથી તેને સર્વ રાષ્ટ્રો ગુરૂ તરીકે માનતાં હતા, જીતેલા દેશના અજ્ઞાન લોકોને સુધારવાનું કામ રોમન લોકોએ કરવા માંડયું. તેઓને તેમણે લખતાં વાંચતાં શીખવ્યું. રસ્તા કેવા બનાવવા, ઘરો કેવી રીતના અને કેવી રીતે બાંધવા, ખેતી કેવી રીતે કરવી; એ સર્વ રોમન લોકોએ પોતે જીતેલા પ્રદેશના લોકોને શીખવાડયું. તેઓએ તે લોકોને હિતપ્રદ એવા કાયદા બાંધ્યા. જીતેલા દેશમાં હર હમ્મેશ શાંતતા રહે એવી રીતે રોમન સૈન્ય કામ કરતું હતું; આ ઉપરથી જે રાષ્ટ્રને પોતાની સુધારણા કરવી હોય તેણે રોમન રાજ્ય પ્રમાણે વર્તવું જોઇએ. તે કાળમાં રોમને રાજ્યની એવી સ્થિતિ હતી.

રોમ શહેરની સ્થાપના કેવી રીતે થઇ તે વિષે એક દંતકથા પ્રચલિત છે તે નીચે પ્રમાણે છે:—

"ઇટાલી દેશનાં એક ન્હાનાં સંસ્થાનનો એક દુષ્ટ રાજા હતો. તેણે પોતાના બન્ધુની કન્યાના બે પુત્રોને ટાઇબર નદીમાં ફેંકી દેવાનો હુકમ આપ્યો, ઇશ્વર કૃપાથી તેઓ સરિતામાં ન ડૂબતાં કીનારે નીકળી આવ્યા. નદીના કીનારા ઉપરથી તેને એક માણસ લઇ ગયો અને તેનું સારી રીતે પાલન પોષણ તેણે કર્યું, તેની પત્નીએ તેઓનાં રેમ્યુલસ અને રીમસ એવાં નામ રાખ્યાં. જે વખતે બન્ને પુત્રો યોગ્ય ઉમ્મરના થયા તે વખતે તેમણે તે દુષ્ટ રાજાને ઠાર મારી પોતાના માતાના પિતાને રાજ્યગાદી ઉપર બેસાડયા, ત્યારબાદ પોતાને જે જે લોકોએ મદદ કરી હતી તે લોકો માટે ટાઇબર નદીના કીનારા ઉપર તેણે એક શહેર બાંધવાની શરૂઆત કરી. શહેર બાંધતાં રેમ્યુલસ અને રીમસ વચ્ચે કલહ ઉત્પન્ન થયો. અને રેમ્યુલસે પોતાના બન્ધુને મારી નાંખ્યો. સ્વનામાનુસાર રેમ્યુલસે નગરનું નામ "રોમ" પાડયું. રોમનો પહેલો રાજા રેમ્યુલસ થયો. એ દંત કથા થઇ. હવે આપણે રોમન લોકોના રાજકીય ઇતિહાસનું અવલોકન કરીએ.

પુષ્કળ વર્ષો સુધી ટાઇબર નદીપર આવેલાં રોમ શહેરમાં અનેક રાજાઓએ રાજ્ય કર્યું એ રાજાઓએ આસપાસનાં જંગલી ટોળાંઓને જીતી લઇ સાત ટેકરીનું સ્વામીત્વ પોતાની પાસે રાખ્યું

તેણે શહેરને ફરતો કોટ બાંધ્યો અને રોમ શહેરને પ્રચણ્ડ અને બળવાન કિલ્લા પ્રમાણે બનાવ્યું. રોમની રાજ્યગાદી પર થઇ ગયેલા ઘણા ખરા રાજાઓ સદ્‌ગુણી હતા, પરન્તુ એક રાજા એવો દુષ્ટ નીકળ્યો કે લોકોએ તેને પદભ્રષ્ટ કર્યો. એ રાજાને પદભ્રષ્ટ કર્યા બાદ "અમારા પર રાજ્ય કરનાર કોઇ પણ રાજા જોઇએ નહી" એવી રોમન લોકોએ પ્રતિજ્ઞા લીધી. પદચ્યુત રાજાએ એક બળવાન રાજાની મદદ લઇ રોમ નગર ઉપર ચઢાઇ કરી. ટાઇબર નદી પર એક પૂલ હતો અને તે પૂલ ઉપરથી શહેરમાં જવાનો રસ્તો હતો. જે વખતે શત્રુ પુલ નજીક આવીને ઉભા રહ્યા તે વખતે વીર હોરેશીયસ અને તેના બે મિત્રો પૂલના દરવાજામાં ઉભા રહ્યા, અને શત્રુને આગળ વધતાં અટકાવ્યા, નગરવાસીઓએ તે પૂલ તોડવાનું કામ ચાલુ કરેલું હતું, અને પૂલ પડવાની તૈયારીમાં હતો તે વખતે હોરેશીયસના બે મિત્રોએ તે કડકડ થતા પૂલ ઉપરથી ચાલી જઇ નગર પ્રવેશ કર્યો. પૂલ પડતાની સાથેજ હોરેશીયસ ટાઇબર નદીમાં પડયો અને બહાર નીકળી તે રોમ શહેરમાં ચાલ્યો ગયો. હોરેશીયસે આ વખતે અસામાન્ય ધૈર્ય અને અપૂર્વ વીરતાથી શત્રુને હંફાવ્યા હતા. *

રાજાને પદભ્રષ્ટ કર્યા બાદ રોમન લોકોએ બ્રુટસ નામના એક સદ્‌ગૃહસ્થને કોન્સલ એટલે લોકાધિકારી તરીકે નીમણૂંક કરી. બાદ રાજાને બોલાવવા માટે કેટલાક લોકોએ પ્રયત્ન કર્યો હતો પણ તે આખરે પ્રકાશમાં આવી ગયો. એ કાવત્રામાં બ્રુટસના પણ બે પુત્રો સામેલ હતા. અન્યની માફક તેને પણ બ્રુટસને દેહાન્ત દંડની શિક્ષા કરી. આ ઉપરથી રોમન લોકોનું રાષ્ટ્રાભિમાન કેટલા ઉંચા દરજ્જાનું હતું તે વાંચકના લક્ષમાં આવશે.

ખ્રિસ્તી સૈકા પૂર્વે ૭૫૦મા વરસે રોમ શહેરની સ્થાપના થઇ, ત્યાર બાદ જે પ્રમાણે ફ્રાન્સ અને અમેરિકા યુનાઇટેડ સ્ટેટ્સ એ હાલ પ્રજાસત્તાક રાજ્ય છે તે પ્રમાણે રોમ હતું. લોક નિયુક્ત કોન્સલનો અધિકાર સર્વ રોમ શહેરપર હતો. નોબલ્સ એટલે સરદાર અને પ્લેબિયન્સ એટલે સર્વ સાધારણ લોક, એમાં હમેશાં બે વિભાગજ હોય છે.

ખ્રિસ્તી સૈકા પૂર્વે પહેલાં સૈકામાં એક જગત્પ્રસિદ્ધ સેનાપતિનો ઉદય થયો. તેનું નામ જ્યુલીઅસ સીઝર હતું. તેણે રોમન લોકોના એક પ્રચણ્ડ સેના લઇ તે વખતે ગોલ એ નામથી પ્રસિદ્ધ થયેલા અને હાલમાં ફ્રાન્સના નામથી સર્વના પરિચયમાં આવેલો દેશ તેણે જીત્યો, આગળ સમુદ્ર ઓળંગી તેણે ઇંગ્લાંડ દેશ કબજે કર્યો. તે અત્યંત વિદ્વાન હતો. તેણે જે જે સ્વારી પરદેશ ઉપર કરી તેનું વૃત્તાંત તેણે લેટીન ભાષામાં લખી રાખેલું હતું, સદરહુ વૃત્તાંતનું એક પુસ્તક થયું અને તેનું નામ "Ersar' એવું છે, એ પુસ્તક હાલમાં ઇંગ્લાંડમાં પુષ્કળ નિશાળોમાં ચાલુ છે "જ્યુલીઅસ સિઝર ડિક્ટેટર" એવું પણ તે વખતે તેને કહેવામાં આવતું, સર્વ રાષ્ટ્રની સત્તા તેના હાથમાં હતી. વાસ્તવિકપણે તે રોમનો રાજા હતો એમ કહીશું તો ચાલશે.

જ્યુલીઅસ સિઝરને પોંપે એ નામનો એક બીજો સેનાપતિ પ્રતિસ્પર્ધિ હતો; કેટલાક રોમન લોક પોંપેની તરફેણમાં હતા અને કેટલાક જ્યુલિઅસના પક્ષમાં હતા. જ્યુલિઅસે પોંપેનો પરાભવ કર્યો અને ત્યાર બાદ જ્યુલિઅસના સામ્રાજ્યની કલ્પના રોમન લોકોને થઇ, પોંપે ઇજીપ્ત તરફ નાસી ગયો અને

* જુઓ 'સત્સંગ' પુસ્તક ૯ મું અંક ૧-૩ પૃષ્ઠ ૧૯૧. A S, D.

ત્યાં તેનું ખૂન કરવામાં આવ્યું. જ્યુલિઅસ સિઝરની ચઢતી રોમન લોકોથી ન જોઇ શકાવાથી તેનું પણ રોમન લોકોએ ખૂન કર્યું. સદરહુ ખૂનનું ચિત્ર આંગ્લ કવિ શીરોમણિ અને પ્રસિદ્ધ નાટકકાર શેક્સપિયર એણે જ્યુલિઅસ સિઝર એ નાટકમાં આબેહુબ ચિત્રેલું છે. જ્યુલિઅસ સિઝરના દત્તક પુત્ર ઓક્ટેવિઅસ એને બાદશાહની પદવી અર્પણ કરી રોમન લોકોએ રોમની રાજ્યગાદી પર બેસાડ્યો. ઓક્ટેવિઅસ એ રોમનો પહેલો બાદશાહ હતો. ઓક્ટેવિઅસ એ ઓગસ્ટસ સિઝર એ નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એ રાજાના રાજ્ય અમલમાં ખ્રિસ્તી ધર્મના ઉત્પાદક ઇસુખ્રિસ્તનો જન્મ થયો.

રોમન બાદશાહો એટલા પ્રસિદ્ધ હતા કે ફક્ત સિઝરના નામથી એ રોમન બાદશાહ છે એમ સર્વ પ્રજા જાણી શકતી હતી. બાદશાહી અમલમાં રોમન રાષ્ટ્ર સામર્થ્યનાં અને વૈભવના અત્યુચ્ચ શિખર ઉપર ચઢેલું હતું. એ વખતમાં વર્જિલ અને હોરેસ એવા પ્રતિભાસંપન્ન કવિ, લેવી અને ટેસિટસ સરખા ઇતિહાસકારો, અને સિસેરો સરખા વક્તા, મુત્સદ્દી, અને વકીલો હતા. એ સર્વ વિદ્વાન રત્નોના ગ્રંથો હાલ યુરોપ ખંડનાં મોટાં મોટાં વિશ્વ વિદ્યાલયમાં ચાલે છે. જેમ જેમ રોમન લોકો શ્રીમંત થવા લાગ્યા, તેમ તેમ તેઓનું યુદ્ધ સામર્થ્ય કમી થવા લાગ્યું, અને ઐશઆરામમાં મશગુલ બનવા લાગ્યા. કોલિસિઅમ નામ આપી રોમન લોકોએ એક ભવ્ય નાટકગૃહ બાંધેલું હતું. સદરહુ નાટકગૃહમાં ગ્લેડીએટર લોકોનું યુદ્ધ થતું, અને એ યુદ્ધમાં દરરોજ એક માણસનું બલિદાન અપાતું એ નાટક ગૃહમાં સિંહ, વાઘ અને બીજા હિંસક પશુઓનું પણ યુદ્ધ થતું એકંદર રીતે એ યુદ્ધ પ્રેક્ષકોને અતિશય ભય પ્રદ હતું.

રોમન સામ્રાજ્યાન્તર્ગત દેશો કેટલેક કાળે સ્વતંત્ર થવા લાગ્યા. જર્મની અને ઓસ્ટ્રીઆ એ દેશના ગોથ અને હુણ એ લોકોએ રોમ ઉપર સ્વારી કરી; અને રોમ રાજ્યને ધુળમ મેળવી દીધું. એ પૂર્વે રોમન લોકો ખ્રિસ્તી થયા હતા, અને રોમ શહેર આખા યુરોપ ખંડમાં ખ્રિસ્તી રાષ્ટ્રની રાજધાની થઇ રહ્યું હતું. રોમના ધર્માધ્યક્ષને "પોપ" કહેવામાં આવે છે અને સર્વત્ર જગતમાં રોમન કથોલિક સંપ્રદાયનો તે ધર્મગુરૂ ગણાય છે.

કોન્સ્ટંટાઇન બાદશાહે રોમન રાષ્ટ્રની રાજધાની જે રોમ તે બદલી ગ્રીસ દેશનાં એક શહેરમાં રાજધાની સ્થાપી; એ શહેરને ગ્રીક લોકો બઝંટાઇમ કહે છે. તે વખતે રોમન સામ્રાજ્યમાં એશિયામાઇનોર, સિરીયા, પાલેસ્ટાઇન અને ઇજીપ્ત એટલા દેશનો સમાવેશ થયેલો હતો. કોન્સ્ટંટાઇને બઝંટાઇમ શહેરને કોન્સ્ટંટીનોપલ એવું નામ આપ્યું. આ બાબત ઇ. સ. ૩૩૦ માં બની. કોન્સ્ટંટીનોપલ લગભગ રોમન રાજ્યની રાજ્યધાની તરીકે એક હજાર વર્ષ પર્યંત રહ્યું; ત્યાર બાદ મધ્ય એશિયાથી તુર્ક લોકો આવ્યા અને કોન્સ્ટંટીનોપલ ઉપર હલ્લો કરી તેને હસ્તગત કર્યું ત્યારથી તુર્કી સામ્રાજ્યની કોન્સ્ટંટીનોપલ રાજ્યધાની થઇ.

સૂર્ય-સુતાના-તટ નિકટ-અથવા. નાગ પંચમી. } અમ્બેલાલ સવરામ ભાઇ દેશાઇ.

---

# દુનિયા દારૂ વિરૂદ્ધ.

**ડેનમાર્ક**માં ૨૧મી માર્ચ ૧૯૧૭ને દિને દારૂ બનાવવા તથા વેચવા વિરૂદ્ધ ઠરાવ કરવામાં આવ્યો. આ ઠરાવનો લાભ પ્રજાને એટલે સુધી જણાયો કે લોકોએ બીર (એ નામનો દારૂ)ને પણ બંધ કરવા સારૂ સરકારને અરજી કરી, કે તે બનાવાય પણ નહિ તેમ વેચાય પણ નહિ.

**ફ્રાંસ**—આબ્સીન્થ નામનો દારૂ ફ્રાન્સમાં બહુજ સાધારણપણે વપરાતો. તેની બનાવટ અને વેચાણ વિરૂદ્ધ ઠરાવ થયો જેથી ૪૬૪ છુટક વેચાણની નાની દુકાનો તથા ૨૧ મોટી દુકાનો બંધ કરવામાં આવી છે. આથી પ્રજાને અત્યંત લાભ થયો છે.

**બેલ્જીઅમ**—ત્યાં એક કમીટિ દારૂની તેમજ બીજી અનેક કેફી વસ્તુઓની તપાસ કરવા સારૂ ઠરાવેલી હતી, હાલ બેલ્જીઅમના બે વિભાગો છે, જેમાંનો એક બેલ્જીઅમના હાથમાં છે અને બીજો જર્મનીના હાથમાં છે પહેલામાં દારૂ વિરૂદ્ધ સખત પગલાં લેવાની ભલામણ કમીટિ કરે છે, અને વખત જતાં આ બીજો ભાગ તેમના હાથમાં આવશે, ત્યારે એજ નિયમે ત્યાં પણ વર્તવાની આશા રાખે છે.

**ફિન્લેન્ડ**-ગયાં વરસોમાં ફિન્લાંડની સરકારે આલ્કોહોલ દુર કરવા સારૂ બેવાર ફેસલો કર્યો હતો. પરંતુ રૂશિયાના ઝારે આ વાત ધ્યાનમાં લીધી નહિ. પણ ૨૯મી મે ૧૯૧૭ને દિને તે સરકારે એવો ઠરાવ કર્યો કે હલકો બીર જે લગભગ પાણી જેવોજ છે તે સિવાય તમામ જાતના દારૂ બંધ કરવા.

**નોર્વે**—ત્યાં એક કાયમ કાયદો છે કે, જેને લીધે આખી પ્રજાનું ભલું થતું હોય તે બાબત ધ્યાનમાં લઇને સરકાર દારૂનો ધંધો બંધ કરાવે. હવે સરકારે આ બધી વાત ધ્યાનમાં લઇને પ્રાંતોના લોકના મતમાં આવી બધી દારૂની દુકાનો બંધ કરી છે. સેકડે ૧૫ ટકા આલ્કોહોલવાળા સાધારણ દારૂ (વાઇન) સિવાય બધા દારૂની બંધી કરી છે.

**સ્વીડન**—ત્યાં દારૂની ચર્ચા કેટલાક દિવસથી ચાલી રહી છે. સરકારમાં આ બાબતે બે પક્ષ પડયા છે. ને ૧૦ વિરૂદ્ધ ૭૨ મતો દારૂની તરફેણમાં હોવાથી હજી તે સવાલનો નિકાલ થયો નથી. માટે તે સવાલ હજી ચર્ચાય છે. કેમકે જ્યાં સુધી ખરો ખુલાસો થયો નથી ત્યાં સુધી ખુલાસો થયો એમ કહેવાય નહિ.

**આઇસલેંડ**—આખા આઇસલેંડે ૧૯૧૫ના જાન્યુઆરીની પહેલીએ તમામ દારૂને રાજીનામું આપવાનો કાયદો કર્યો. પરિણામે થોડાજ વખતમાં સેવિંગ્ગ બેંકમાં પુષ્કળ નાણું જમા થવા લાગ્યાં ત્યાંની વસ્તી માત્ર ૯૦ હજારનીજ છે. જો આટલી વસ્તીવાળી બીજી કોઇ પ્રજા એવો ઠરાવ કરવા ચાહે તો ન બની શકે શું?

**રૂશિયા**—આખા રૂશિયામાંથી વોડકા નામનો દારૂ તદન બંધ થઇ ગયો છે અને ૧ાા ટકા જેટલાં આલ્કોહોલવાળાથી માંડીને બધા જલદ દારૂ પણ બંધ થઇ ગયા. બે મહિનામાંજ આવું પરિણામ દેખાયું, જોડા વગર ફરતાં અનેક કુટુંબોએ જોડા પહેરવા માંડયા. અને પુષ્કળ રખડતાં છોકરાંઓ નિશાળમાં દાખલ થયા.

**જર્મની**—ત્યાં એવો સવાલ ચર્ચાયો કે લડાઇ પછી દારૂ સાથે સરકાર કેવો સંબંધ રાખશે? એ બાબને એવું કહેવાય છે કે મોટી લડાઇઓમાં જતાં પહેલાં સોલ્જરોને પુષ્કળ દારૂ પીવા દો. એ માટે કે તેઓની દયાની અક્કલમંદ લાગણીઓ ગુમ થતાં ઘાતકી કૃત્યો કરવાને તૈયાર થાય?

ઈંગ્લાંડ—બ્રિટિશ રાજ્યની સઘળી ખ્રીસ્તી પ્રજા જાણે છે કે સારામાં સારા જોરાવર કે બુદ્ધિશાળી મનુષ્યનો જે મોટામાં મોટો શત્રુ તે તો દારૂ છે. પણ કેટલાએક કે જેઓએ આ ધંધામાં પોતાનાં નાણાં રોક્યાં છે તેઓ પોતાનાં નાણાં અને નફો ખોવા રાજી નથી. આથી એવી હિલચાલ થઇ કે સરકાર તે બધું પોતે ખરીદી લે. આ તો ગ્રેટબ્રિટનને માનપ્રદ છે ખરૂં. પણ દારૂ વિરૂદ્ધ જે સૌથી ભારે મત તે તો એ છે કે દારૂવાળા બધેને દુકાનો કાઢીને બેસે પણ એક ટીપુ પણ જો કોઈ પણ પીએ નહિ, તો એ એની મેળે બંધ બેસી જશે.

સ્વીટઝર્લેંડ—ત્યાં વિરૂદ્ધની હિલચાલનો પાયો આ હતો—એટલે જ્યારે ખાવાની તંગી પડે છે. અને દાણાના ભાવો ચઢી ગયા છે, ત્યારે જાતજાતનાં અનાજો લઇને તેનો દારૂ બનાવવો અને વેચવો એ કેવી મુર્ખાઇ છે! કારણ કે ખોરાક રૂપ અનાજનો નાશ થાય છે અને વળતરમાં ઝેર વિના બીજું કાંઇ મળતું નથી? આ તો ખરૂં કારણ છે.

ઓસ્ટ્રેલીઆ—ઓસ્ટ્રેલીયાના બે નગર બધાં પ્રાંતે એવો મત આપ્યો છે કે, લડાઇના વખતમાં અને લડાઇ પછી અમુક મુદત સુધી રોજ સાંજે ૭ વાગે દારૂની દુકાનો બંધ રાખવી. બે પ્રાંતોએ આ હંગામી કાયમને સારૂ પસંદ કર્યો છે.

કેનેડા—ત્યાંના આઠ પ્રાંતો દારૂના શ્રાપથી તદ્દન છુટા થયા છે. હવેએક પ્રાંતમાં આમ તેમ દારૂની દુકાનો જોવામાં આવે છે. પણ જો ગાઇ સેડલરને પીવા સારૂ જો કોઈ વેચે તેને ૭ માસ સુધીની જેલ જાત્રાનો લાભ મળે છે!

યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકા—ત્યાંના ૨૫૩૨ તાલુકાઓમાંના માત્ર ૩૫૫ તાલુકાજ હવે દારૂવાળા છે. ૪૮ પ્રાંતોમાંના ૨૬ પુરી રીતે દારૂ વિરૂદ્ધ થયા છે. ગયા ડિસેમ્બરમાં કોંગ્રેસમાં એવો કાયદો પસાર થયો છે કે તમામ પ્રજા મદ્યનિષેધક થાય. આથી હવે દરેક સ્ટેટ આ વાતપર મત આપશે. અને જો ૩⁄૪ સ્ટેટ દારૂ વિરૂદ્ધ મતે હશે, તો તે મોટા દેશમાંથી એ રાક્ષસી શત્રુ સદાને માટે લોપ થશે. ત્રણ સ્ટેટે તો ક્યારનાએ મત આપ્યા છે. બાકીનાઓ હવે આપશે આતો દારૂના દુકાનદારોને એક સારા ધંધાને માટે નોતરૂં છે. એ માટે કે તેઓ પોતાના સાથીઓના દીકરાના જાન લેવાને બદલે સારા ઉપયોગી ધંધાદારી થાય,

આપણે શું કરીએ?—આ બારે સવાલના સંબંધમાં પ્રથમ તો હમણાજ થોડા વખત પર જાહેર થયું છે કે તા. ૩૦ મી જુન ૧૯૦૯ પછી કોઇએ કોઇ પણ પ્રકારનો દારૂ બનાવવો કે વેચવો નહિ. આ સ્વભાવને લીધે પ્રભુ તમને તમારી પીવાની નાલાયક ઇચ્છાઓથી છુટા કરશે. તમારા ગામમાંથી દારૂની તમામ દુકાનો નષ્ટ કરવાને પ્રભુ તમને મદદ કરશે. બીજાઓને સારા રસ્તે દોરવાને તે તમને શક્તિ આપશે, જો તમે તેની પાસે માગો તો. તમારે તે શ્રાપિત વસ્તુને કદી પણ સ્પર્શ સુદ્ધાં કરવો નહિ. તેને એકલીને જ્યાં હોય ત્યાં રહેવા દો. લગ્ન પ્રસંગમાં કે મરણ પ્રસંગમાં, પરોણા હોવામાં કે પરોણાગત કરવામાં કે પછી ગમે તેવા સંજોગોમાં તમે હો, તો પણ દારૂના એક છાંટાના પડછાયે પણ રહેવું નહી. એવું સિદ્ધ કરી આપો કે મદ્યપાન એ મહા ભુંડાઇનો ખાણ છે. બની શકે તેટલું કરીને લોકને સમજાવો કે તેઓ પોતાની ઉન્નતિ ખાતર આ ખાણને ત્યાગ કરે. હા, એક ટીપું પણ જીભ પર મુકે નહિ.

---

## ધોળકાના સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ

### જીવણભાઇની રામબાણ દવાઓ.

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### શુક્રસંજીવની ગુટિકા

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુનો કોઇ પણ કુટેવદ્વારા કે અનિયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જઇ દાજતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું, જ્ઞાનતંતુઓની નબળાઇ, થોડી મહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો, હોજરીનો બગાડ, યાદશકતનું કમી થવું, ઉધરસ, ક્ષય, શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તેનો અને તે સિવાય ધાતુ બગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા કાયમનું પુરૂષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી નામર્દીનો નાશ કરી શકિત અને વિર્યને વધારી શરીરને મજબુત કરી પરિપૂર્ણ મરદાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખસ સાબત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્ત અને વિર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ **૫૦૧નું ઈનામ આપીશું.**

ગોળી ૧૫૦ની ડબી ૧ની કીં. રૂા. ૨-૮-૦

### તાજુબી ઘોચ્ય તિલો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તલાને માલેસ કરવાથી **ફરીથી ટટાર બની રગોની કમજોરી દૂર થાય છે.**

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### જવરહર—ગુટિકા.

અમારી જવરહર ગુટિકાથી દરેક જાતના તાવો ન જાય તો લીધેલા પૈસા પાછા આપીશું અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઇનામ આપીશું **ગોળી ૬૪ની ડબી ૧ના કીં રૂ. ૧-૦-૦**

### તદન મફત.

**ધાતુપુષ્ટિ નામનું પુસ્તક**—નઠારી સોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરની પાયમાલી કરનારી કુટેવો પડે છે. તેવી કુટેવોમાંથી મુકત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપુર્ણ સુખ મેળવવાના અમુલ્ય સાધનો બતાવે છે તે સીવાય અમારી અકસીર દવાઓની સંપુર્ણ માહતી મળે છે ફકત એક પોસ્ટ કાર્ડ લખી**વાથી તદન મફત મોકલવામા આવે છે**

### પરમીઆની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલ અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતની પરમિયાનો જડમુળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથે તાકાત આપે છે અને થતી બળતરા, ચાલતું પરૂ, (રસી) સાંધાનો અને પેડુનો દુખાવો, કળતર, વિગેરેની રગમાં થતી પીડા, પાતળી પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ ઉપરના ભાગનો સોજો, વગેરે દરદો અને આ સીવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ટુંક વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દુર કરી શરીરને શકિત આપે છે.

**ડબ્બી ૧ની કીંમત રૂા. ૨—૮—૦**

**કીંમત શીશી ૧નો રૂા૦ ૨—૮—૦** ધાતુપુષ્ટ નામનું પુસ્તક મંગાવી વાંચો

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટ નામનું પુસ્તક મંગાવી વાંચો.

**વૈદ્ય જાફરભાઇ જીવણભાઈ આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ૦ ધોળકા—(ગુજરાત)**

# અમૃતબિન્દુ

સઘળા પ્રકારનો દુખાવો, લકવા, સંધીવા, સુળ, ચુક, ઉલટી, ઝાડા, મરડો, કોલેરા, અરૂચી, અજીર્ણ, ખાંસી, દમ, સળેખમ, સરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળનર અવાળુનો દુખાવો, મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવવી, ખાટાં કે તીખાં ઘચરકાં, કાનનું પાકવું, પરૂ વ્હેવું, આંખો દુખવી, શરીરે સોજા આવવા, ઘા લાગવા, ઘસાર પડવા, હાથ પગમાં ચીરા પડવા, ઘાનુ પાકવું, ઘામાં જીવ વા, શંઝણુ, નાસુર, પીન્નસ, સુસ્તી, બેચેની, નબળાઇ, નામર્દાઇ, હરસ, પ્રમેહ, ચાંદી, વિસ્ફોટીક, બરોળ, અંડવૃધ્ધિ, પ્રદરરોગ કોઇ પણ જાતનો તાવ, વાળો, ન્હારૂ, વિગેરે અનેક રોગ આ એકજ દવાથી તત્કાલ દુર થાય છે, વળી ભમરી, મધમાખ, વીંછી, વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઈ દવા છે. માંકડ મચ્છર, વંદા, કરોળીયા, કસારી ઉધેઇ વિગેરે નુકશાનકારક જંતુનો નાશ કરે છે.

સખતમાં સખત માથાનો દુખાવો માત્ર એકજ મીનીટમાં દુર થઈ જાય છે. માત્ર પેટની ઉપર ચોળવાથી પણ પેટમાંનો દુઃખાવો મટી જાય છે. પવન છુટવા માંડે છે. અને બાદી-અદહજમી દુર થાય છે. દાંત અને દાઢનું કળનર એકજ મીનીટમાં શાંત પડી જાય છે. વીંછીના ડંખ ઉપર તો તેનો ચમત્કાર અલૌકીક જ છે. ઉચામા ઉચી જાતનાં કોઇપણ પેનકીલર કરતાં અમૃતબિંદુ ઘણી ઉંચી જાતની દવા છે. વિલાયતી દવાની દરેક દુકાન ઉપર તે વેચાય છે. હાલમાં તેની ઘટાડેલી કીમત માત્ર રૂ. ૧ાા પોસ્ટેજ સાથે છે છ શીશીના રૂ. ૮) પોસ્ટેજ માફ.

કેટલોગ મફત મગાવો.

સીરનામુંઃ—

"અમૃતબિન્દુ"—આફીસ

નડિયાદ

## દુશ્મનના પંજામાંથી બચવું છે!



શ્રીમાનો, બાળકોને વ્યસન રૂપી દુશ્મનોના પંજામાંથી બચાવવા, વ્યસનો માટે હાથે ફીણાતું શત્રુ પાણી અટકાવવા અને હજારો બાળકોને વ્યસનથી પાયમાલ થતા બચાવવા વ્યસન નિષેધક ભયંકર ભૂત યાને જગતના છ શત્રુઓ નામનું પુસ્તક છુટે હાથે, વહેંચો. પુસ્તક ઘણુંજ ઉપયોગી નીવડવાથી તેની બીજી આવૃત્તિ ટુંક વખતમાં બહાર પડી છે અને સેંકડો રૂપીઆ વહેંચાય તે માટે સો નકલના રૂ ૧૦ નો ભાવ રાખ્યો છે મગાવી ખાત્રી કરી વહેંચો, લાભ લ્યો, બાળકોને બચાવો.

લખે —શા. છગનલાલ કરશનદાસ
ઠે વડવામાં ભાવનગર

---

નવજીવનાલય

# વિજળીનું દવાખાનું.

**કોઈ પણ પ્રકારની વાઢ કાપની ક્રિયા સિવાય સર્વ દરદો મટાડનારૂં ખાતું.**

**સેંકડો વૈદ્ય ડાક્ટરોની દવા કરી કંટાળેલાઓ માટે અમુલ્ય લાભ.**

નવા જમાનાની મોટામાં મોટી શોધ વિજળી છે. વિજળીને શાસ્ત્રીય રીતે શરીરના રોગી ભાગમાં દાખલ કરવાથી તે બળવાન બને છે, અને રોગ મૂળમાંથી નાશ પામે છે. વિજળીથી સાદા માણસને જરાએ ઇજા થતી નથી. પાણીના પ્રયોગો, મેસ્મેરિઝમ વગેરે નવીન અમેરિકન શોધોથી રોગો મટાડનારૂં આવું ખાતું હિંદુસ્તાનમાં આ એકજ છે, પરગામના યા દેશાવરના દરદીઓને પોતાના રોગ ઘેર બેઠા મટાડવાની સંપૂર્ણ સલાહ (રૂ. ૨) ફીના લખીને પત્ર દ્વારા આપવામાં આવે છે. માહિતીનું પુસ્તક મફત લખો યા મળો.

**ડૉક્ટર મહાદેવ પ્રસાદ, ઇ એમ. ઇ; એન. ડી. (ન્યુયોર્ક)**
**ઠે. ભદ્ર પાસે, તાર ઓફીસ સામે, અમદાવાદ**

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય દાજીભાઇ દેસાઇ, સલંગ ઓફીસ ભાગાતળાવ-સુરત
સુરત ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા 'જૈન વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું.

અહિંસા પરમો ધર્મ ॐ Reg No. B 919.

# સત્સંગ.

શ્રી દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને
નીતિવર્ધક મંડળ તરફથી
પ્રકટ થતું માસિક પત્ર

પુસ્તક ૧૦મું. અંક ૩જો

આશ્વિન સં. ૧૯૭૪



વાર્ષિક લવાજમ રૂ. ૧-૯-૦

અગાઉથી.

→ વિષયાનુક્રમ. ←



તંત્રી અને પ્રકાશકઃ—

દોલતરાય દાજીભાઇ દેસાઇ.

પુસ્તક ૧૦મું.
અંક ૩જો.

# સત્સંગ.

આશ્વિન
સં. ૧૯૭૪

संग सता किमु न मंगलमातनोति

સત્સંગના ગ્રાહકોના શિરનામાં છપાવી નાખવાના છે.

માટે જેમના શિરનામામાં ભૂલ હોય, કોઈને શિરનામું બદલાવવું હોય, અથવા કોઇ પણ પ્રકારનો ફેરફાર કરાવવો હોય તેમને તુરત લખી જણાવવા વિનતિ છે.

તંત્રી.

સત્સંગનું લવાજમ

ગ્રાહક—રૂા ૧-૭-૦

સહાયક રૂા ૫-૦-૦

દરેક શક્તિવાન્ દયાળુ સજ્જન બન્ધુને સહાયક થવા હાલના કટોકટીના બારીક સમયમાં આગ્રહ પૂર્વક વિનંતિ છે.

સત્સંગના દયાળુ ગ્રાહકો-વાચકોને અમારી નમ્ર અરજ.

દીવાળીના પુણ્ય પર્વ તથા આવતા વિક્રમના નવા વર્ષની ખુશાલીમાં, ઓછામાં ઓછાં બે ગ્રાહક વધારી આપી અમારી પરોપકારી પ્રવૃત્તિને આગલ વધારવા માટે તથા ફેલાવવા માટે અને ચાલુ બારીક સમયમાં અમારા કાર્યમાં એ નિમિત્તે સરળતા કરી આપવા પ્રાર્થના છે.

બેસતાં વર્ષને દિવસે દરેક ગ્રાહક/વાચક બંધુ તરફથી ખુશાલીના અમારા કાર્યની કદર કરનારા સંતોષકારક પત્રની આશા રાખું છું.

તંત્રી

# પ્રાર્થના.

મ્હારા દેશમાં પ્રાચીન ભાવના અને સિદ્ધાંતનો પુનઃ પ્રચાર થાય સ્નેહ અને સદ્ભાવ જાગૃત થાય અને દીન-હીન ,અનાથ માનવ બન્ધુઓ પ્રભુને ઓળખતાં શીખે. હે પ્રભુ ! એવી ધન્ય ક્ષણ ક્યારે આપીશ !

દેશીઓ જીગરની ઐક્યતાથી નિરંતર રાષ્ટ્ર યજ્ઞમાં નિષ્કામ ભાવે તન મન અને ધન અર્પણ કરે, સાચા ત્યાગી અને સંયમી બને અને બહુ જાણવા કરતાં હવે તો કંઈ સત્કાર્ય કરી બતાવે. હે પ્રભુ ! એવો મંગળ દિવસ ક્યારે દેખાડીશ?

સ્ત્રીઓ સંસ્કારી અને સ્વચ્છ જીવડે, શીયળનું આત્મવત્ રક્ષણ કરે, વીર્યવાન અને બ્રહ્મચારી પુત્રો ઉત્પન્ન કરે, સો શિક્ષક કરતાં માતાનું સ્થાન અધિક છે, તે ઉન્નત સ્થાન દીપાવે અને દેશ સેવાના કાર્યમાં ઉત્સાહ ભર્યો સહચાર સાથ હે પ્રભુ ! આ પ્રાર્થના તું ક્યારે સાંભળીશ ?

"નલિની કાન્ત"

---

## કલિકલહ.

વસંતતિલકા

આવ્યો હળાહળ કલિયુગ કાળ પુરો
જામ્યો રુદી વૉરમાંયો વિરૂપ પૂરો
ધાર્યું નવું અપટનું શુભ ત્યાગી જૂનું
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
માને ગરબ ગરીબને દુઃખ આપવાના
લજ્જા નથી દુખીં તણા દુખ કાપવામાં
ભૂખ્યા મરે અરરે ! ભાન વ્યથિત કેરૂ
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
શોભા સની નરમ વસ્ત્ર અપ્રકૃતિમાં
વાલ્ટા સમી જવલ નાટ્ય તણી પ્રવિમા
નીસું ગયે હરિનથી પ્રિય સુબુરનું
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
શાંતિ નિકેતન ગમે નહિ હોટલોને
શુધા પ્રમાણી મદિરા તણી બોટલોને
રે સર્વ ત્યાગી રગતા મદિરા ભાનુ
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
પાછા પડે ન કદી સ્વારથ સાધવામાં
કીર્તિ ધરે, ધન ધરે, પરમાર્થતામાં
પુણ્યાત્મતી મહિજ ભાન મહત્વતાનું
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું !
રે દા, પત. ગુરુ પતિ ના પ્રીતિ બિંદુ
ઉછળગે સ્વ રમણી પ્રતિ સ્નેહ સિંધુ
વાત્સર્ય સૌ નમણીના ઉરમાં સમાયું,
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
ભાગે મળે જગતમાં સતી કોઈ દારા,
રીઝાય તે વમળમાં વ્યભિચારી કેરા,
માતા ચહે સ્વ સુતન પછી હા રહ્યું શું ?
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
ભાગી ગયા ભદનથી નિજ સાધુ કોવિદ
રાગી થયા સતત ધ્યાની મહંત યોગિન્
નાશી ગયું જગતમાંથી સુપુણ્ય છાનું
ફુટો કલિ કલહ આ નહિ તો બીજું શું !
દ્વેષો થયા વધુ દયા અતિ ક્રૂર દૈત્ય
ઉડી ગયાં પુષ્પ તણાં શુભ પુણ્ય ચૈત્ય
દેવાલયો ગત થયા ન નિશાન જોતું
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું !
જે આત્મવત્ સકળ સૃષ્ટિ સદા ગણે છે
તેને કહી 'મૂરખ' 'પાગલ' સૌ હસે છે.
ઉર્મી અભેદ વરતી ગયું ચૂણ વેતું
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?
જે વિશ્વ વ્યાપક વિભુ જગનો નિયંતા
ત્રિલોકનો ભર વિદ્યારક મોક્ષ દાતા
અસ્તિત્વ અંતર વિષે નવ તેહ લેખું
ફુટો કલિકલહ આ નહિ તો બીજું શું ?

નાગરવાડી ગોપાળજી દુર્લભભાઈ દેસાઈ

# મંગલાશીર્વચન કાવ્ય *

## दिर्घायुर्भवतम् दंपति ।

### શાર્દુલ વિક્રીડિત.

છાયું તિમિર નષ્ટ સઘ કરતો, ઉદયાચળે પ્રાચી દિશા ઉદ્ભવી,
સારી કિર્ણ ચતુર્દિશે જગતમાં, ચૈતન્ય પૂરે રવિ;
એવા દિવ્ય પ્રભાવ સુકવ વિલમો, વિશ્વેજ વાધો રવિ,
નીતિ રીતિ ગ્રહી પ્રભુ પર પ્રીતિ, દાખો દયા દંપતિ.
આપે પુષ્પ સુગંધિ વિશ્વ જનને, ટાળે પરિતાપ કૈં,
શીખાવે શિખ જે અમુલી સહુને, છે આજ તે કાલ નૈં,
સાધો સાર્થક એ સમાન વર્તનું, કાર્યો રૂડાં આદરી,
આપો લાભ અનાથને સઘન થૈ, દાંપત્ય ધર્મે કરી.
કૈ' છે ધર્મ સનાતની કથનમા, શાસ્ત્રોજ વેદે ક્હી,
પાળે છે નિશદિન જે વિરલ હા' આશાજ રીયે સ્મરીનુ.
ભૂલો મા પ્રભુ વાક્ય એ વિપત્તિમાં. જે શ્રેયની ખારી છે,
પામો દંપતિ સુખ ઇપ્સિત સદા, જેની બલીહારી છે.
વાધે છે શશિની કળા દિનદિને, શાંતિ બધે સારતી,
ખીલે પોયણુ નિર્મલા હૃદયથી, ફૂલી ફળી ફાવતી;
વાધો દંપતિ એ કળા અવનિમાં. લ્હાવા અનેરાં લહો,
ફાલી ફૂલી સુકર્મમા હરનિશે, જોડી સજોડી રહો.
ધારી ધર્મ અકેકનાં પ્રણુયથી, પ્રેમી બનો વિરલા,
દેશોદ્ધારક કાર્ય નિત્ય કરતા, વિચાર ગણો ભલા;
છો હિંદિ તનુ તો સદા હિંદતણું, ચાહો હદે હિતને,
આવે દંપતિ વિપત્તિ શિર ભલે, પાળો છતાં પ્રીતને.
છો ચક્રો રથ એકનાં ઉભય તો, સાથે રહો સર્વદા,
સંસારોદધિ પ્રિય પાર તરવા, યત્નો કરો શુભદા,
આવ્યા કૈંક અને હજુ જગતમાં, આવી જશે માનવી,
આવ્યા તો કરી કાર્ય સુ અમરતા, પામો જગે દંપતિ.
આજ્ઞા માત પિતા અને વડિલની, પાળો પ્રિયે પ્રેમથી,
પામો આશિષ દ્વિજ ને દીન તણી, રે'જો સદા ક્ષેમથી,
સ્હાણો સુકૃત કરોજ પિતૃ ગણુનાં, પામી રૂડી સંતતિ,
'પ્રેમી' વિચરી વિશ્વમાં વિરપણે દિર્ઘાયુ હો દંપતિ.

વડોદરા તા. ૧-૫-૧૮ પ્રેમી.

---

* એક મિત્રની ઇચ્છાથી તેમની પુત્રીના લગ્ન પ્રસંગે બનાવેલ, સર્વને ઉપયોગી થઇ પડે એટલા સારૂ પ્રસિદ્ધિમાં મૂકયું છે, ચોરીમાં મંગલ ફેરા ફર્યા બાદ સોપારી વખતે બોલવું.

# પ્રાસંગિક નોંધ.

'સત્સંગ'ના ચાલુ વર્ષનો ત્રીજો અંક આ સાથે પ્રકટ થાય છે.

**અમારૂં કાર્ય.** અમે કાગળ વગેરેની સખ્ત મોંઘવારીમાં અમારૂં કાર્ય જેમ તેમ કરી નીભાવીએ છીએ, સમય ઘણો બારીક છે, **લડાઇ, મોંઘવારી,** દુકાળ અને આ સર્વ અધુરૂં હોય તેમ હાલમાં નવા પ્રકારનો ઝેરી તાવ સર્વત્ર ત્રાસ વર્તાવી રહ્યો છે. આ સર્વથી પ્રજાની દાડમરી વધી છે. અને તે સાથે અમારી મુશ્કેલી પણ વધવી સ્વાભાવિક છે.

'સત્સંગ'નું લવાજમ ચાલુ સાલથી અમે ૦-૪-૦ વધાર્યું છે પરંતુ તેથી પણ અમારા ખર્ચમાં વધુ ફાયદો થવા સંભવ નથી. ઘણું દયાળુ ગ્રાહકો આ વધારો સ્વીકારશે પણ તે સાથે ઘણાં અસ્વીકાર પણ કરશે. આ સર્વ ધ્યાનમાં લઇ જેમ બને તેમ સહાયક તરીકે જોડાઇ રૂા. ૫) આ સંસ્થાને આશ્રયાર્થ આપવા દયાળુ સજ્જન બંધુઓને નમ વિનતિ કરીએ છીએ. આવી દયા ધર્મ પ્રવર્તાવતી સંસ્થાને આશ્રય આપવા દયાળુ બંધુઓ નહિ ચૂકે એજ હૃદય ઇચ્છે છે.

હિંદ પશુ ધનમાં સર્વ દેશો કરતાં ઘણું ગરીબ છે. વળી હિંદના

**હિંદમાં ગોવધ અટકાવવાની જરૂર.** માણસો જેવાં કૃશ, હાડકાં નીકળેલાં છે, તેવાંજ પશુઓ પણ છે. અને દુકાળ પડે ત્યારે ૭૫ ટકા જાનવરો મરણને શરણ થાય છે. હિંદની ૯૦ ટકા વસ્તીનું ખેતી ઉપર જીવન છે. અને તે ધ્યાનમાં લેતાં હિંદમાં પશુધનના વધારાની અનિશય જરૂર છે, તેને બદલે હાલ શું સ્થિતિ છે? તે નીચેના આંકડાથી જાહેર થશે.

(આંકડાની સંખ્યા લાખ સમજવી).

| | ઘોડા | ગાયબળદ | ઘેટાં | બકરાં | અન્ય |
|---|---|---|---|---|---|
| ઇંગ્લંડ | ૨૦ | ૧૧૬ | ૩૦૦ | ૦ | ૩૯ |
| આસ્ટ્રેલિયા | ૧૮ | ૧૦૦ | ૮૬૨ | ૦ | ૭ |
| કેનેડા | ૧૫ | ૫૫ | ૨૫ | ૦ | ૨૩ |
| ફ્રાંસ | ૩૧ | ૧૬૫ | ૧૭૮ | ૧૪ | ૭૦ |
| જર્મની | ૪૩ | ૨૦૫ | ૭૬ | ૩૫ | ૨૨૦ |
| જાપાન | ૧૪ | ૧૧ | ૦ | ૦ | ૨ |
| અમેરિકા | ૧૯૭ | ૭૨૫ | ૫૩૨ | ૦ | ૫૪૭ |
| હિંદુસ્થાન | ૧૫ | ૧૧૧૭ | ૨૨ | ૨૮૫ | ૦ |

આ આંકડાઓમા હિંદમા ગાય બળદની સંખ્યા ૧૧૧૭ લાખ છે, જે બધાના આંકડા સાથે સરખાવતાં વધારે છે. પણ દરેક દેશની વસ્તીના સરવાળા જેટલી એકલા હિંદુસ્થાનની વસ્તી છે. આસ્ટ્રેલિયામાં ફક્ત ૪૦ લાખની વસ્તીમાં ૧૦૦ લાખ ગાય બળદ છે. એ હિસાબે હિંદમાં ૭૭૫૦ લાખ ગાય બળદની જરૂર છે. વળી એ સિવાય પશુઓની શક્તિનું પ્રમાણ પણ ધ્યાનમાં લેવા જેવું છે. ડેન્માર્કની એક ગાય બરાબર હિંદની ૧૦ ગાયનું દૂધ છે વળી ડેન્માર્ક-વગેરે દેશોની ગાયના કરતાં અડધી મુદત એટલે લગભગ ૬-૭ માસજ હિંદની ગાયો દૂધ આપે છે. આ સર્વ સામટે મેળે જોતાં હિંદનું દબ્યધન બીજા દેશોના પ્રમાણે જેમ અતિશય કંગાળ છે, તેવુંજ પશુધન છે. અંગાળમાં પુરં દર વર્ષે તે ઓછું થતું જાય છે. એકલા સંયુક્ત પ્રાંતમાં સને ૧૯૦૪થી ૧૯૧૧ સુધીમાં ૧૩ લાખ ગાય બળદની સંખ્યા ઘટી ગઇ છે. આનુ મુખ્ય કારણ **હિંદમાં થતો** ગોવધ, વિદેશ જતાં ગાય બળદો, તથા પશુઓની જાતિ સુધારવા તરફ દુર્લક્ષ્ય છે

દર વર્ષે લગભગ ૧૫૦ લાખ ગાય બળદ વગેરે આહાર માટે કપાય છે. તેમ હિંદી સરકારના સહકારી મંત્રી મિ. હુમના કથનાનુસાર સને ૧૮૯૫માં ૬૦ લાખથી વધી સને ૧૯૧૪

છે એ તત્ત સમજાયું છે. સર્વ જીવદયાની સંસ્થાઓ હવે આવા ધોરણ પર કાર્ય કરતી થઇ છે. પ્રમુખનું ભાષણ આવા ધોરણ પર લખાયલું હોઇ ક્યાં ક્યાં દયાની આવશ્યકતા છે, તે સુંદર અને સ્પષ્ટ રીતે રજુ કર્યું છે.

પરિષદમાં થયલા ઠરાવો પણ પ્રમુખના ભાષણને અનુસરી થયા છે. સર્વ ઠરાવો ઘણો અગત્ય ધરાવે છે પણ તેમાં દુધાળા જાનવરોની કતલ, ડેરી કાર્યની આવશ્યકતા એ આપણું ખાસ લક્ષ ખેંચે છે. આ બને ઠરાવો પર પ્રજાએ અને સરકારે ખાસ ધ્યાન આપવાનું છે. એ બે પ્રશ્નો પરજ દેશનું ભવિષ્ય રચાનાર છે, અને તેથી તેને અમે ખાસ પ્રાધાન્ય આપીએ છીએ. એસંબંધે આજના અંકમા સદરહુ નોંધમાં ઉપર અમે વિસ્તારથી અમારા વિચાર રજુ કર્યા છે, જેથી અત્રે વધુ વિસ્તારની જરૂર નથી.

પરિષદનું કાર્ય સારી રીતે સફળ થયું હતું. લોકોની હાજરી ઘણી સારી હતી. કોંગ્રેસને લીધે પધારેલા દેશના નેતાઓએ પણ હાજરી આપી આ કામકાજમાં ભાગ લીધો હતો. જીવદયાનો પ્રચાર કરતી ઘણી સંસ્થાઓના પ્રતિનિધિઓએ પરિષદમાં હાજરી આપી હતી.

પરિષદની ઉપયોગિતા વિષે વધુ વિવેચનની જરૂર નથી. આવી પરિષદો કે જ્યાં દેશના આગેવાન નેતાઓ. જુદી જુદી સંસ્થાઓના પ્રતિનિધિઓ હાજર હોય છે, તેથી ઘણો લાભ થાય છે અને જીવદયાનો પ્રચાર સારી રીતે મોટા સ્વરૂપમાં અને જોસબંધ થાય છે. જીવદયા માટે કાર્ય કરતી સંસ્થાને કાર્ય કરવાની પદ્ધતિ તથા યોગ્ય દિશાઓનું જ્ઞાન થાય છે અને દેશના આગેવાનો પણ જીવદયાના પ્રચારના કાર્યમાં રસ લેતા થાય છે. આ સર્વ કારણોથી આ પરિષદ દરવર્ષે કોંગ્રેસ સાથે ટેમ્પરન્સ કોન્ફરન્સની માફક ભરવાની આવશ્યકતા છે.

**દારૂ અને કેળવણી.** મુંબાઇ સરકારે જાહેર કર્યું છે કે દારૂના વેચાણના કરથી થતી આવકનો ઉપયોગ કેળવણી માટે કરવામાં આવશે. અમારી માન્યતા પ્રમાણે સરકારનો આ ઠરાવ અતિશય નુકશાન કરનારો છે. દેશના જે નેતાઓ હમણા દારૂની બદી દૂર કરવા પ્રયત્ન કરે છે અને ધારા સભાઓમા પણ તે માટે ઠરાવો રજુ કરે છે, તેઓ પણ જ્યારે એવું જુએ કે એના વેચાણની આવક કેળવણીના વધારા માટે થનાર છે, ત્યારે તેઓ પોતાનો વાંધો બાજુએ મૂકશે. તેમજ ઉલટું કેળવણીનો વધારો થવા ઇચ્છનાર દારૂની વધુ ખપતની જરૂરિઆત જોશે. તેમજ વળી દારૂનું વેચાણ જો કોઇ કારણ વશાત્ ઘટી જાય તો પણ કેળવણીના વધારાના કાર્યમાં મોટું સંકટ ઉત્પન્ન થાય. અને જો આવક વધે તો કેળવણીના પ્રચારમાં સરળતા થાય એ ખરૂં પણ દારૂનું વધુ વેચાણ પ્રજાને પાયમાલ કરશે. આ સર્વનો ખ્યાલ કરતાં આ ઠરાવ દુરંદેશી ભરેલો નથી, અને તેથી તેનાથી ન લાભાતાં યોગ્ય વિચાર કરવો ઘટે છે.

**દારૂની બદી.** આ યુ. લડાઇને પરિણામે દારૂની નિરૂપયોગિતાનો આખી દુનીઆને સાક્ષાત્કાર થયો છે. જે સર્વ પ્રજાઓએ પોતાના હદમાં કરેલા કાનૂનોથી આપણને રોશન થાય છે. ગતાંકમાં અમે દુનીઆના મુખ્ય મુખ્ય દેશોએ એ બદીને દૂર કરવા લીધેલાં પગલા, તે માટે કરેલા કાનૂનોની યાદી આપી છે. તે વાંચનારને દારૂ બદીની લાત આખી દુનીઆએ ઉપાડી લીધી છે, એનો ખ્યાલ આપશે. અમેરિકાના સરકારે તો દારૂ દેશમાથી તદ્દન દૂર કરવાનું વ્રત લીધું છે. હમણાંજ તેણે ઠરાવ કર્યો છે કે તા. ૩૦મી જુન ૧૯૧૯ પછી અમેરિકામાં કોઇપણ જાતનો દારૂ બનાવવો કે

વેચવો નહિ. "રાજસત્તા જો અનુકૂળ હોય, પ્રજાનાં હિતાહિત માટે અંતરની લાગણી ધરાવતી હોય તો દેશનું હિત કેવી રીતે સાધી શકે છે તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે. હિંદનું દુર્ભાગ્ય છે કે જ્યાંની લગભગ સમસ્ત પ્રજાને ધર્મના ફરમાનથી દારૂ પીવાની સખત મનાઇ છે. છતાં સરકાર એવું બહાનું રજુ કરે છે, કે એ બદી તદન બંધ કરતાં પ્રજામાં અસંતોષ ફેલાશે. ગયે વર્ષ ઓનરેબલ શર્માએ દારૂ અટકાવવા રજુ કરેલા ઠરાવનો આ કેવો સુંદર બચાવ રજુ કર્યો હતો આજે પ્રજામાં અનેક પ્રકારનો અસંતોષ ફેલાયલો છે તેને માટે સરકારે લક્ષ આપવું જોઇએ હિંદમાં ભોપાળની નામદાર બેગમ સાહેબ, જુનાગઢના નવાબ તથા કેટલીક પ્રજાએ એ સંબંધે સખ્ત કાયદા કર્યા છે, પરંતુ ત્યાં અસંતોષ પ્રસર્યો નથી. એ ધ્યાનમાં લેવા જોગ છે.

**દારૂ અને પાટણના અત્યજો.**

હિંદમાં પણ હવે લોકો, રાજા મહારાજાઓ એ વાત સમજવા લાગ્યા છે અને કેટલાક રાજ્યોમાં કેટલાક પ્રજા સમૂહમાં એ માટે થયેલા ઠરાવો અમે અમારા ગતાંકોમાં રજુ કરી ગયા છીએ. થોડાક સમય પર ધારવાડ અને વગઇના ખ્રીસ્તીઓએ દારૂ ન પીવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી, અને તેવીજ પ્રતિજ્ઞા હાલમાં પાટણના અત્યંજોએ લીધી છે. વડોદરાના નામદાર ગાયકવાડના બીજા પુત્ર પ્રિન્સ જયસિંગરાવના પ્રમુખપણા નીચે લગભગ ૧૦૦૦૦ અત્યંજોની ગંજાવર સભા પાટણમાં મળી હતી અને પોતાના રાજપુત્ર શ્રીમાન્ જયસિંગરાવના સદ્દુપદેશથી તેની હજુરમાં સર્વ અત્યંજોએ પ્રતિજ્ઞા કરી તેને માટે પોતાની જ્ઞાતિમાં સખ્ત કાનૂનો કર્યા છે. રાજવંશીઓ પણ હવે આ બદીની ભયંકરતા ધ્યાનમાં લઇ તેનો અટકાવ કરવા પ્રયત્ન શીલ થયા છે, તેનું આ ઉદાહરણ છે. અમને કુમારશ્રી જયસીંગરાવની આ શુભ હીલચાલ માટે અતિશય આનંદ થયો છે. અને અમે આશા કરીએ છીએ કે તેઓ પોતાની કારકીર્દી દરમ્યાન આ હીલચાલના સારાં પરિણામો લાવશે. તદન હલકી ગણાતી જાતિ અત્યજોનો દાખલો શું બીજી પ્રજા નહિ લેશે.

**ઇન્ફ્લુએન્ઝા**

હમણાં અતિપ્રચાર પામેલો લોકોને ભયભીત કરી રહેલો "ઇન્ફલુએન્ઝા" નામનો નવો વાયુ જેને હિંદુઓ "ઉટીઉ ટૂંટીઉ" કહે છે, તેનો સંબંધ શરદી સાથે છે. એ રોગ પૂર્વે સને ૧૮૮૯માં હિંદમાં આવ્યો હતો તેમજ હાલમાં તેણે પ્રથમ સ્પેનમાં ગયા એપ્રીલના અંતમા દેખાવ દીધો હતો, અને જોતજોતામા જગત્ વ્યાપી થઇ ગયો છે ફક્ત મે માસમાં એકલા સ્પેનમાં આઠ લાખ માણસો મરી ગયા હતાં. આ રોગની કઇપણ અસર જર્મનીમા થવા પામી નથી એ આશ્ચર્ય જેવું છે.

હાલમા આખા હિંદુસ્થાનમાં દરેક સ્થળે ગીચ વસ્તીવાળા શહેરો અને ખુલ્લી હવાવાળાં ગામડાઓમાં પણ ઘણા ભયંકર સ્વરૂપમા દેખાયો છે. અને ત્રાસ વરતાવી રહ્યો છે, એ રોગ ચેપી છે, અને જે ઘરમાં એનો પ્રવેશ થાય છે ત્યાં સર્વ માણસો સાથે રોગના ભોક્તા થઇ પડે છે. પાણી પાનારજ કોઇ હોતું નથી ત્યા દવાદારૂની સારવાર તો હોયજ ક્યાથી ? ગામડાઓમાં ઘરોના સમૂહના સમૂહ આવી રીતે સપડાઇ પડેલાં અમે જોયાં છે કે તેમની દશા જોઇ કસાઇને પણ દયા આવે.

## "વિધિને પ્રશ્ન"

અનુષ્ટુપ.

દેવ થઇ દૈત્યો જેવા કાર્ય કરવા શું ઘટે !
પામર માનવી સાથે વૈર શું કરવું ઘટે !

વસંતતિલકા.

રત્નો મળ્યાં વિમલ કાન્ત પ્રકાશતાં છે
કિન્તુ મહા ઉદધિના તિમિરોદરે છે
પુષ્પો અદ્દષ્ટ સુરભિ વિકસિત ચારૂ
માધુર્ય નષ્ટ વનમાં થઇ નાશ પામે.
દિવ્યૌષધિ અકલિતા વનમાં રહી છે.
ત્યાં દ્રવી જલ ઉરે થતી કાન્ત રત્નો.
કોકીલ મંજુલ વને મૃદુગાન રેડે,
હંસો વસે ધવલ માન સલિલ મધ્યે
પૃથ્વી વિશાળ જનની જન ગતની છે
એકાન્તમાં, કઇ ગરીબ ગૃહે દીસે છે
આવી દશા વિધિ કરી ભ્રમ રત્નની શું !
આનંદ મગ્ન મૂઢ તું હસતો ફરે શું !

જગજીવન દુર્લભજી.

---

## આત્મ પ્રકાશ.

[ મુનિશ્રી માણેકમુનિજી ]

હે ચેતન ! જાગૃત થા, મોહ નિદ્રામાં સુતેલો પ્રાણી જેમ પોતાનું ખરૂં સુખ ગુમાવી દે છે તેમ આત્મ નિદ્રામા સુતેલો એટલે આત્મ દષ્ટિના તત્વ જ્ઞાનથી વિમુખ થયેલો છે પોતાનું ખરૂં સુખ ગુમાવી દે છે અર્થાત્ પોતે નિશ્ચળ સ્વામી સુખથી ભ્રષ્ટ થાય છે.

ज्ञानात् [illegible] नो [illegible] विधेयं
सुप्तोहि चित्तं न च [illegible]ति बोधो ।
श्रेय [illegible] वै न [illegible]न् [illegible]
ज्ञानं विना [illegible]
आत्मा [illegible] ॥१॥

આત્માનું સ્વરૂપ જાણનારને સંસારના વિષયોમાં ઉપેક્ષા કરવી જોઇએ ત્યારેજ પોતે આત્મ સ્વરૂપ જોઇ શકે છે પાંચ ઇંદ્રિયો જડ પદાર્થોનેજ જાણી શકે છે, જેમકે શબ્દને કાન જાણે, રૂપને આંખ જાણે, ગંધને નાક જાણે સ્વાદને જીભ જાણે અને સ્પર્શ, ને શરીર જાણે પરંતુ આત્મા પોતે શબ્દ રૂપ ગંધ સ્વાદ અને સ્પર્શ રહિત હોવાથી ઇંદ્રિયો તેને જાણી શકતી નથી.

जिज्ञासु ना वै विषयेषु मौने
[illegible] दद्यो नो [illegible]
शब्दादिबोधो विषयश्च तेषां
शब्दादि युक्त: [illegible] चात्मबोध: ॥२॥

દીવો સૂર્ય ચંદ્ર ચંદ્રકાંત સૂર્યકાન અથવા કોઇપણ પ્રકાશિત સચેતન અથવા અચેતન વસ્તુ એવી નથી કે આંધળાને પ્રતિબોધ કરે કે આ આવા રૂપ રંગવાળી વસ્તુ છે તું જો. પરંતુ આંધળાને રૂપરંગ ખીલકુલ જણાતું નથી તેમ ઇંદ્રિયોથી ગમે તેટલું આત્માને જોવા પ્રયત્ન કરે તો પણ આત્મા ઇંદ્રિયોથી જોવાતો નથી. ફક્ત આત્માને જોવા વાળો પોતે આત્માજ શક્તિવાન છે. અને તેવાં ઇંદ્રિયોના વિષયોને વિસારી આત્મામા લીન થઇને આત્મા ને આત્મા વડે જોઇ શકે છે.

दीपादिभिः [illegible] न बोधं
अंधं तथ [illegible]
रूपं न पश्येत [illegible] यतः च
[illegible] वै [illegible] [illegible]न्द्रिय [illegible] ॥३॥

ચક્રવર્તી ઇંદ્ર રાજા અથવા કોઇપણ જગતમા જીવ સમર્થ નથી કે જે પોતે પોતાના આત્માને ઇંદ્રિયો વડે જોઇ શકે અથવા કેવળ જ્ઞાની પોતે પોતાના આત્માને પોતાના કેવળ જ્ઞાન વડે જોયા છતાં પણ બીજાને પ્રત્યક્ષ બતાવવા સમર્થ નથી.

જ્યારે કેવળ જ્ઞાની ઇંદ્રો તથા ચક્રવર્તી સમર્થ નથી ત્યારે તેમના ભરોસે કે બીજાના ભરોસે બેસી રહેવું કે તે મારા આત્માને બતાવશે કે બતાવવામાં સહાયક થશે તે પોતાની ભૂલ સુધારી પોતે પોતાને શોધવા તત્પર થવું તેશ્રેયસ્કર છે.

इंद्रो नरेन्द्रा खलु सर्ववेत्ता
नो ते समर्था अमलं तु देवं
प्रत्यक्षरूपात्मविदो प्रमाणे
पाये प्रतीतौ गुणिभिः विवर्ते ॥४॥

જ્યાં સુધી પરના ભરોસે ભાગ્ય હીન થઇ બેઠો છે ત્યાં સુધી પોતે પોતાના આત્માને જોવાનો નથી માટે પરનો ભરોસો ત્યાગી સ્વયં જાગૃત થા. અને પોતાના આત્માને જો. પોતાનો આત્મા પોતાની પાસે પોતાના શરીરમાં સર્વ વ્યાપી થઇને બેઠો છે તે તું પોતેજ છે પણ પોતાને વિસરી ગયો છે અને તેમાં સુખ આરામ મેળવવાને બદલે બીજે આરામ તથા સુખ શોધે છે તે તારો મોટો ભ્રમ છે. હે આત્મન્ ! તું તે આત્મા પોતે પોતાને જોઇ શકતો નથી જાણી શકતો નથી. પરને પૂછે છે કે ભાઇ મારો આત્મા ક્યાં છે એ એક મોટું આશ્ચર્ય છે કે છોકરું અને ગામમાં શોધ્યું. હે મુગ્ધ ચેતન ! તું પરને હસે છે પણ તારી ભૂલને જોતો નથી. એ તને તારી મુર્ખાઇ ઉપર દયા ઉપજતું આવતું નથી !

यावन्न पश्यंति न तं स्वरूपं
तावत् कथं पश्यति चात्मरूपं
पृच्छन् देवं खलु मूर्ख कृत्यं
बालः स्वकटां [illegible] ॥५॥

આત્મા જો 'તું' પોતાને વિદ્યમાન જોતો નથી તો પછી તારે શા માટે પ્રયાસ કરવો,

જડને દુઃખ સુખ થતું નથી જીવ રહિત મડદને દાટે છે કે બાળે છે પણ જીવતાને કોઇ બાળતા નથી, બાળવાદેતા નથી. માટે તારું "જીવતું" શરીર છે, તે તારા શરીરને પણ જીવતું જીવવાળું દેખીને માની શકે છે કે હું જીવતો છું અને જો તું જીવનો જીવવાળો હોય તો પછી તું પોતે જીવવાળો છતાં પોતાને પોતે ક્યાં છે તે કેમ જાણી શકતો નથી, અને જાણતો હોય તો પોતે ક્યાં બેઠો છે તે શોધ. પોતાના ઉદ્યમવિના તે જીવ જોવાતો નથી. તને જ્યાં સુખ દુઃખનું જ્ઞાન થાય ત્યાં તું છે એમ જાણી લે અને તેથી સમજાશે કે પોતે પગથી માથા સુધી પોતે પોતાનામાં વ્યાપ્ત છે. એક જગ્યાએ જરા સુખ દુઃખ અનુભવાયું કે બધી જગ્યાની સહાય લઇ તે દુઃખને દૂર કરવા પ્રયત્ન કરે છે અને પોતાને તે વખતે પ્રત્યક્ષ જાણી શકે છે કે હું બહુ દુઃખી છું અહાહા ! હવે કેવી રીતે તે દુઃખ મટે તેને માટે ઉપાય કરવા માની જાગૃત થાય છે. બધો ! જીવ અને આત્મા એકજ છે અને તે જીવાત્મા તું પોતે પોતાના સ્થાનમાંજ છે.

अन्येन चात्मानमहो न नूनं
भुंक्ते च दुःखं च सुखं सदा ते
जीवत्व हो वेत्सि तथ न गौणं
जीवस्तु चात्मा सुखदुःखवेत्ता ॥६॥

તારો જીવાત્મા પોતે શરીર વ્યાપ્ત સુખ દુઃખને જાણે છે સુખ દુઃખ ભોગવતાં હર્ષ ખેદ થાય છે તારી તે ચેષ્ટાઓ બહાર આવતા અન્ય જીવાત્મા પણ તને સુખી દુઃખી જાણી શકે છે અને તે તારા મિત્ર હોય તો તેમને પણ તારા જેવો હર્ષ ખેદ થાય છે અને તારા શત્રુ હોય તો તારાથી ઉલટી અસર થાય છે એટલે તારા હર્ષમાં તેને ખેદ અને તારા ખેદમાં તેને હર્ષ થાય છે. તું તે જાણી શકે

છે તો તું જીવનો છે તેમાં તને શંકા શા માટે થવી જોઇએ ? જો તું કંધનો હોય તો પણ ઘરની ધનની ચિંતા તને રહે છે, પણ મરેલાને તું દેખે છે તેના ઉપર તારો મમત્વ નથી. તેમ જો તું પણ જીવ રહિત થાય તો તારા શરીર ઉપર બીજાનો મમત્વ થતો નથી માટે શરીરમા વ્યાપ્ત છતાં પણ જીવ અને શરીર બંને જુદા છે એમ નિસંદેહ માલૂમ પડે છે. તું જરા જ્ઞાન દૃષ્ટિથી તારા શરીરથી તારા આત્માને જુદો જાણ અને પછી વિચાર.

> कारणा स्थितो वै स्वतनौ सुखादि
> यो वेत्ति दृषौ द्विमतां स्व चेष्टां
> कुर्याच्च नानाति न किं स अन्यो
> द्रष्टा स वै किं वद तात ! कदाचित् ७

વિચારવાથી માલૂમ પડશે કે જીવ છે અને તે શરીરમાંજ છે પોતાનાં શરીરમાં પોતે માલિક તરીકે બીરાજે છે ત્યાંસુધી શરીર ઉપર જે સુખ દુઃખ આવે છે તે જીવ પોતે તેમાં બેઠો બેઠો જાણે છે અને સાક્ષાત્ અનુભવે છે, પરંતુ બીજાના શરીરમાં જે કંઇ સુખ દુઃખ થાય છે તે તેની લાગણીઓથી જાણી શકે છે પણ તેના સુખ દુઃખને અનુભવી શકતો નથી. પોતાના અંગ ઉપર અગ્નિનો ડામ લાગે તો પોતે અગ્નિને જાણે અને અનુભવે, પણ બીજાના અંગ ઉપર કોઇ ડામ દે તો તે જાણે પણ પોતે તે અગ્નિને અનુભવતો નથી તેથી નિશ્ચય થાય છે કે આત્મા પોતાના શરીરથી બહાર તે વખતે બીજે ક્યાંય પણ નથી. જો હોત તો બીજાના શરીર ઉપર લાગેલી અગ્નિથી પોતે ડામને અનુભવત.

> शुद्धे विरोधेव न किं करोति
> स्वामी तनोस्तस्य सुखादि भोक्ता
> शास्ता यथाग्नि प्रभवे प्रभुःस
> स्वेतनौ यतोऽन्यतनौ प्रभुःस ८

—ચાલુ

---

# શું જગતમાં પુરાણા કાળથી માંસાહારની રૂઢી છે ?

એક વખત એવો હતો કે જ્યારે મનુષ્ય નિરોગી, પૂર્ણ સુખી, અને સ્વતંત્ર રહી જગતમાં સ્વર્ગનો સ્વાદ ચાખતો, તેનું સ્વર્ગ આપણે ખોઇ બેઠાં, એવી ભાવના જગતની સમસ્ત પ્રજાની તવારીખમાં વારંવાર માલુમ પડે છે. હેરોડોટસ અને તેના પછી થએલાં પુરાણા ઇતિહાસ-કારોએ તેમના વખતના લોકોનું વર્ણન કરવાં જણાવ્યું છે કે—લોકો તો સતયુગનો જમાનો કે જેમાં આહાર માટે પશુ વધ નહોતો થતો અને સર્વત્ર સુખ અને શાંતિ પ્રસરેલી હતી, તે જમાનાનું સ્મરણ કરતાં હોય છે આપણે જાણીએ છીએ કે ખ્રીસ્તના જન્મ પહેલાં ઘણાં સેંકડો વરસ, બુદ્ધ પાયથેગોરાસ, સોક્રેટીસ, પ્લુટાર્ક આદિ બીજા સુધારકોએ માંસનો આહાર વગેરે ઉપયોગ નહિ કરવો એ સિદ્ધાંત રાખ્યો હતો. ક્રસ્તીસનની પૂર્વે આઠમા સૈકામાં, સતયુગનું વર્ણન કરતા હીસીઓડ જણાવે છે કે તે વખતે માંસાહારનો કોઇ સાંભળ્યું પણ નહિ. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે માંસનો આહાર વગેરે ઉપયોગ ન કરવો તે સમાજ કાંઇ હમણાંના ઉપસ્થિત થએલ નથી. કારણ કે હાલ જગતના સર્વ મનુષ્યોમાંથી ઘણી કરતાં વધારે સંખ્યા માંસાહારી નથી તે એમ સૂચવે છે કે, સૈકાઓ આગાઉ માંસાહાર નહોતો. ઘણા

અને હમણાં થોડે થોડે એટલી સંખ્યા માંસાહારી થઇ છે.

જે માણસ, ફળ, શાક, ભાજી આદિના બદલે માંસનો ઉપભોગ ન કરે તે "વનસ્પત્યાહારી કહેવાય. જાપાન અને ચીનના લોકો, હિંદના બૌદ્ધ * ધર્મીઓ અને પૂર્વના બીજા લાખો મનુષ્યો, મૂળથીજ અથવા તો ઓછામાં ઓછા, ત્રણ ચાર હજાર વર્ષથી તો વેજીટેરીઅનોજ છે. ત્યારે હવે પૂર્વના લોકો, અને તેમાંના શીતળ પ્રદેશમાં વસનારાઓ પણ શુદ્ધ આહાર કરનારા છે અને આપણે પશ્ચિમના લોકો ખુલ્લી રીતે માંસાહારી કહેવાઇએ એ એક વિસ્મયજનક બિના છે.

મનુષ્યોની રીતભાત અને ખોરાકનું વર્ણન કરનારાઓ માણસોને માંસાહારીના વર્ગમાં ગણે તે આશ્ચર્યજનક છે. દેખીતી રીતે એવો વર્ગ કરવો તે બંધબેસતું નથી. મનુષ્યાકારને મળતાં જે વાનરો ફળાહાર કરી જીવે છે તેમની સાથે મનુષ્યોને વિશે મળતાપણું હોવાથી, મનુષ્યો ફળાહાર-કરનારાઓની સાથે એક વર્ગમાં મૂકી શકાય. પણ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે મનુષ્ય અને વાનરનું આ મળતાપણું માત્ર આકારના સંબંધમાંજ છે. ઉંચામાં ઉંચી પંક્તિના વાનરમાં અને હલકી પંક્તિના મનુષ્યમાં તફાવત એટલો છે કે માણસમાં બુદ્ધિ અથવા માનસિક શક્તિ હોય છે, જેનો વાનરોમાં અભાવ હોય છે. માણસને સારૂં-માઠું, સદસત આદિ નીતિનું ભાન હોય છે, તેને વિચાર કરવાની શક્તિ હોય છે, અને શુદ્ધ ભાષાથી પોતાના વિચાર દર્શાવી શકે એવું તે એકજ પ્રાણી છે. પણ જ્યાં સુધી ખોરાકની સાથે સંબંધ છે ત્યાં સુધી મનુષ્ય અને વાનર બરોબરજ ગણાય કારણ કે બંને ફળાહાર કરનાર વર્ગમાં આવી જાય છે.

કુવીઅર, કારપેન્ટર, લુઇ, ફ્રીસીઅર, રેલ્હર, પ્રો. ઓવેન, લુબક અને બીજા પણ પ્રતિષ્ઠિત શારીરિક શાસ્ત્રના અભ્યાસીઓએ અને કુદરતના અભ્યાસીઓએ પોતાના જ્ઞાનથી સિદ્ધ કરી આપ્યું છે કે માણસોના શરીરનો બાંધોજ એવો છે કે માણસોએ ફળાદિનો આહાર કરવો જોઇએ. એટલુંજ નહિ પણ એઓ એ નિયમનો ભંગ કરે છે અને માંસાહાર કરે છે, તેઓ અસંખ્ય પીડા અને દર્દને જન્મ આપે છે. આ બિના પ્લેટો, સોક્રેટીસ, સેનીકા, પાયથા ગોરાસ, પ્લુટાર્ક અને બીજા પૂર્વકાળના ઋષિઓએ માન્ય રાખી હતી, અને લામાર્ક, ડારવીન, વાલેસ, સ્પેન્સર અને હેકલ વિગેરેથી સ્થાપિત થયેલ વિકાસ (ઇવોલ્યુશન) ના સાર્વજનિક નિયમથી, તે બીના દૃઢીભૂત થઇ છે. આ વિકાસના નિયમથી આપણી આ ભૂમિપર જીવનનું મૂળ શું છે, અને તેનો વિકાસ કેમ થાય છે તે વિશે પુષ્કળ પ્રકાશ પડયો છે.

એ પણ દેખીતું છે કે મૂળ તો સમસ્ત પ્રાણીઓનો ખોરાક વનસ્પતિમાંથી મેળવવામાં આવતો, કારણકે વનસ્પતિજ પોષણ આપી શકે છે, અને માંસ ખોરાકને એક રસ કરી પોષણ આપી શકતુ નથી. કેટલાંક કુદરતના અભ્યાસીઓ એટલે સુધી કહે છે કે પ્રથમ તો કોઇ પ્રાણી પણ માંસાહારી નહિ હતાં. પણ આગળ જતાં વનસ્પતિ અને ભાજીપાલાના દુષ્કાળને લીધે એવો માંસાહાર કરનાર પ્રાણીઓનો વર્ગ હસ્તિમાં આવ્યો અને ઘણું ખરું એવાંજ કારણથી મનુષ્યને પણ જુના માર્ગે માંસાહાર કરવાની જરૂર પડી. ગુસ્તવ શાસ્ત્રીઓના કહેવા પ્રમાણે પચીસ ત્રીસ હજાર

* અમારા ધારવા મુજબ લેખક જૈન ધર્મને બૌદ્ધ ધર્મની એક શાખા માની જૈનીઓને બૌદ્ધ ધર્મી કહે છે.

વર્ષ પ્હેલાં જ્યારે હિમ પડયો અને વનસ્પતિમાં કંઇ ફેરફાર કરી નાખ્યો તે વખતથી, મનુષ્યો જે જમાનાઓ થયાં ફલ ફુલાદિ કુદરતી ખોરાક ખાઇ નિર્વાહ કરતાં તેના બદલે માંસાહાર કરવા વરર થયાં હશે. મનુષ્યોમાં માંસાહાર કરવાની આ રીતે ટેવ (ખાસીઅતો) ઉપર પ્રમાણે જણાવેલ સંજોગોથી થઇ હશે, છતાં પણ તેના શરીરના બાંધામાં અને મનુષ્યોના કુદરતી ગુણ ધર્મોમાં કોઇ ફેરફાર નથી થયો, એ ઉપરથી સ્પષ્ટ રીતે એમ જણાય છે કુદરતે માણસને માંસાહાર કરનારા પ્રાણી તરીકે પેદા કર્યું નથી અને તેથી વહેલા કે મોડાં જમીનમાંથીજ ઉત્પન્ન થતાં પદાર્થોજ તેણે ખાવા પડશે.

પ્લેટો કે જેણે ક્રાઇસ્ટની પૂર્વે ચોથા સૈકામાં પોતાના પુસ્તકો લખ્યાં છે, તેણે તેના "રીપબ્લીક" નામના પ્રસિદ્ધ પુસ્તકમાં સોક્રેટીસ નું વર્ણન કર્યું છે. સોક્રેટીસ એક નમુનેદાર શહેરનું વર્ણન કરે છે, અને તેના વતનીઓને ફળ, અનાજ, શાકપાન જેવા સારા ખોરાક લેવા ભલામણ કરે છે. કોઇ એક માણસે વાંધો લીધો કે, તેવો આહાર તો બહુજ સાદો છે, તેના જવાબમાં સોક્રેટીસ પોતાની દલીલો રજુ કરે છે, અને લડાઇ, રોગ, દુરાચાર વિગેરેનું મૂળ માંસાહાર છે એમ બતાવે છે.

જે માણસમાં વિચાર કરવાની શકિત છે અને જેને બુદ્ધિ છે તેવો માણસ કુદરતી રીતે માંસાહારી નથી હોતો. માણસના દાંત, હોજરી અનાજનું પોષણ કરનારી (Aliment ry) નળી, અને આખો શરીરનો ઘાટ નિઃશંકપણે બતાવી આપે છે કે માણસ તેની આંતરિક અથવા કોઇપણ બનાવટમાં અથવા આહારમાં પશુ વર કે બીજા ઘાતકી પ્રાણીઓની સાથે સરખાવી શકાય નહિ. આપણા બાપદાદાઓ જંગલી, અર્ધ દગ્ધ અથવા તો સુધરેલા હોય પણ આપણે તો આ જમાનામાં સુધરેલાં થવાની જરૂર છે. બાકી ફળાહારનો પ્રચાર તો અનાદિ કાળથી અથવા તો આદમના વખતથી ચાલતો આવે છે.

**શુદ્ધ ફળાહારથી કૌવતમાં વધારો થાય છે.**

પશુઓમાં આપણે જોશું તો, હાથી જેવું ભારે અને સ્થુલ પ્રાણી ફળાહારીજ હોય છે. સાંઢણી અને ગેંડીઆર (એક જાતનું ઉંચું હરણ) જેવાં મજબુતમાં મજબુત પ્રાણીઓ પણ શુદ્ધ ફળાહારી હોય છે. મૃગ અને અશ્વ જેવા ઉતાવળથી દોડી શકે તેવા પ્રાણીઓ પણ ફળાહારીજ હોય છે. ફળાહાર કરનાર ગોરીલા નામનું પ્રાણી પણ જગતનો ખરો રાજા છે કારણ કે તે સિંહને એક તડાકે મારી નાખે છે, એમ જણાયું છે.

માંસાહાર નહિ કરનારા પ્રાણીઓ તો બળ, બુદ્ધિ, સહન શક્તિ અને ચપળતા, એ બાબી દૃષ્ટિથી, બીજાં પ્રાણીઓની અંદર રાજા જેવાં ગણાય છે, એ બીના વહેન શંકારહિત છે.

હવે મનુષ્યોનું નિરિક્ષણ કરીએ તો જણાશે કે એક જોરાવર સ્કોટલાંડના રહેવાશી કે જે માત્ર ભડકું, જવની રોટલી વગેરે અનાજનો આહાર કરી રહે છે, તેનો શરીરનો બાંધો જન્મથીજ એવો હોય છે કે મજબુત મનોબળવાળા અને મજબુત સ્નાયુવાળા માણસોમાં તે અગ્રસ્થાન લઇ શકે છે. જે કોઇ પણ માણસ સ્કોટલાંડના હાઇલેંડના રહેવાશીને લશ્કરની ટુકડીમાં કવાયત કરતો જોશે, તે તેની બહાદુરી અને હિંમત વિષે જરાપણ શંકા નહિ કરે. એવીજ રીતે જાપાનના લોકો પણ કેટલાક સૈકા થયા ભાત જેવા અનાજનો ખોરાક લઇ એવું કૌવત પ્રાપ્ત કરતાં આવ્યા છે કે તેમના અદભુત પરાક્રમોથી તેમની સર્વત્ર પ્રશંસા થાય છે. ખરેખર હમણાંજ એવો સવાલ કરવામાં આવે છે કે શું જાપાની લોકો શારીરિક અને મનોબલમાં દુનિઆની પ્રજામાં આગળ પડતાં નથી, અને જાપાનમાં

લોકો ખરી રીતે અન્ન ફળાહારીજ છે. હવે આયર્લાંડના લોકો વિષે જોઈએ તો તેઓ, બટાટા, જાડું, દુધ, દહીં, અને કોઈ વખત મચ્છી ખાઈને નિર્વાહ કરે છે. તેઓનો ઘણો ખરો આહાર વનસ્પતિમય છે તેથી તેઓ પણ ફળાહારીજ ( વેજીટેરીઅન ) ગણાય. હવે કોઈ વખતે રહેવા શાંતિ વખતે તે લોકોની લડાયક શક્તિની અને પ્રવૃત્તિની અંદાજ કરી ન શકાય. આપણે સાંભળ્યું છે કે રોમનું લશ્કર ઘઉંનો ખોરાક લેતું. અને રોમના ગ્લેડીએટર્સ (મલ્લ) જવ, એ શાકર વિગેરે ખોરાક લેતા, અને ગ્રીસના જબરા કસરત બાજોને પણ માત્ર અન્ન ફળનોજ આહાર કરાવવામાં આવતો. તેરથી સોળમા સૈકાની અંદર ટર્કીનું લશ્કર ભાત, ખજુર, ડુંગળી વિગેરે ખોરાક લેતું, અને એ જ ખોરાકના જોરથી યુરોપનો ઘણો ભાગ જીત્યો હતો. માણસોમાં અને પશુઓમાં અન્ન ફળાહાર સંબંધી ઉપરની હકીકત જાણવાથી એમ પુરવાર થાય છે કે, તેઓ માંસાહારી કરતાં ચઢીઆતા નહિં તો પણ તેના બરોબરીઆ તો છેજ. અન્ન ફળાહાર કેટલો જીવન આપનારો છે, તેનો જો વિશેષ પુરાવો જોઈએ તો એક પ્રખ્યાત ફ્રેંચ ગૃહસ્થ ગોટીઅરના હમણાં પ્રસિદ્ધ થએલાં અને ખાસ વજુદ રાખી શકાય તેવાં પુસ્તકોમાં *Diet and Dietetics* નામના પુસ્તકમાંથી મળી શકે તેમ છે—:

“ માંસ વિનાનો આહાર શારીરિક શક્તિને જોખમમાં નાખી શકે છે તેમ માનવું તે ખોટું છે. જો કે એ મતની ચાલતી આવેલી રીતભાત શરીરની શક્તિમાં હાનિ પહોંચાડવામાં મોટો ભાગ ભજવે છે. જસ્ટીસ સોઈકેરના કહેવા પ્રમાણે હિંદુ ભોઈઓ જે લાંબા અંતર સુધી સમાચાર લઈ જવા કરે છે, તેઓ માત્ર ચોખાનોજ ખોરાક ખાય છે, જ્યારે આખા દિવસમાં ૬૦ માઈલ જેટલું અંતર તેઓ કાપી નાંખે છે, અને તેઓ પાછા આરામ લીધા વિના અઠવાડીઆના અઠવાડીઆ સુધી ખેપ કર્યાંજ જાય છે.

રુશિઆના ખેડુતો કે જેઓ વનસ્પતિ રોટલી, દુધ વિગેરે ખાઈને જીવે છે તેઓ હમેશાં સોળથી અઢાર કલાક સુધી કામ કરી શકે છે, અને અમેરીકાના નાવિકો કરતાં વધારે બળવાન હોય છે.

નોર્વેના ખેડુતોને તો માંસાહારનો સ્વાદ કેવો છે તેની ભાગ્યેજ ખબર હોય છે છતાં તેઓ મુસાફરોની ગાડી પાછળ ચોકીદાર તરીકે બાર તેર માઈલ સુધી થાક્યાં સિવાય દોડતા જાય છે.

હમણાંનાં ઈજીપ્તના મજુરો અને નાવિકો કે જેઓ ઘણા લાંબા સમયથી જુદી જુદી જાતના ફળ, વનસ્પતિ અને અનાજ ખાઈને નિર્વાહ ચલાવે છે, તેઓ બાંધામાં ઘણા મજબુત હોય છે.

દક્ષિણ અમેરીકાના ખાણ ખોદનાર મજુરો કે જેઓ મિતાહારી છે અને કદી માંસાહાર કરતાં નથી તેઓ તેમના ખભા ઉપર પાંચ પાંચ મણનો બોજો ખેંચી લઈ જાય છે, તેવો બોજો લઈને તેઓ ૧૯૬થી ૨૬૨ ફીટ સુધી ઉંચી સીડીઓ પર ચડી જાય છે, અને એકંદર એક દિવસમાં તેમની આવી મજલ બાર માઈલ જેટલી થાય છે.

“ હોટ-ગેરોઅરના મજુરો કે જેઓ ઘી વિનાનું અને માત્ર થોડી ચરબીવાળુંજ ખાણું ખાય છે તેઓ પુષ્કળ કામ કરી શકે છે. જેઓ માત્ર રવીવારે સહેજ માંસ ખાય છે.

ટર્કીના સિપાઈ પણ આશ્ચર્ય ઉપજાવે તેવી રીતે કરકસર કરનારા છે, તેઓ સ્વચ્છ પાણી અથવા તો લેમન પીએ છે, અને ખોરાકમાં ચોખા વિગેરે અન્ન ખાય છે, અને માંસને તો ભાગ્યેજ અડે છે પણ ભાજી

સઘળા સારી રીતે જાણીએ છીએ કે તુર્કોનિ લડાયક જુસ્સો અદ્ભુત હોય છે, અને તેમની હિમત પણ બહુ દૃઢ હોય છે.

સાલોનીકા, અને કોન્સ્ટાન્ટીનોપલના (પોરટરો) મજુરો કે જેઓનું ખાણું ઉપર જણાવ્યું તેવુંજ છે, તેઓનુ કૌવત તો ચોક પ્રસિદ્ધ છે, તેથી બહુ બળવાન માણસને લોકો "તુર્કના જેવો તે બળવાન છે" એમ કહે છે.

યુરોપના ખેડુતો અને કામદાર વર્ગ ફળો અને વનસ્પતિનો આહાર કરીનેજ નિર્વાહ ચલાવે છે. તેઓને માંસાહાર ખાવો ભારે પડી જાય તેથી કરકસરના નિયમને તાબે થઈ તેઓ વનસ્પતિ આહાર કરે છે આવી રહેણી કરણીથી લોકોની તંદુરસ્તીમાં વસ્તુતઃ સુધારો થાય છે અને આયુષ્ય લાંબુ થાય છે. સારી સ્થિતિવાળા લોકો, જેવા કે, રાજાઓ અમીર ઉમરાવો, એથી ઉલટું, માંસાહાર કરે છે અને અને દેશમાં ઉપજતી મોજશોખની ચીજોનો ઉપભોગ કરે છે, તેથી તેઓની તબીયત પણ બરાબર નથી રહેતી, અને તેઓના આયુષ્ય પણ ટુંકા હોય છે.

ગ્રીસ અને રોમના ઇતિહાસમાં એક દાખલ એવો હતો કે જ્યારે મજુરો રોજનો ખોરાક લેતા એટલે કે સવારના ખાંડ ને માત્ર થોડાં ફળ ખાઇનેજ ચલાવતા અને બપોરે રોટલી, થોડાં પાકાં એલાયચ વિગેરે ખાતાં અને સાંજે સાધારણ વનસ્પતિનો આહાર લઇ આખા દિવસનું ભોજન સમાપ્ત કરતા, એમાં ને હાલની રહેણી કરણીમા ઘણોજ તફાવત છે.

હીન્દુઓના શાસ્ત્રોમા માંસાહાર અને વનસ્પતિ આહારના ગુણ દોષ વિષે શું લખવામાં આવ્યું છે તે અહિં જણાવવું બહુ ઉપયોગી થઇ પડશે.

"હું તને વિનંતિ કરૂં છુ કે, તારા નોકરો ઉપર તું દસ દિવસ મારે અજમાયશ કર, અને તેને ખાવાને માત્ર દાળ—અને પીવાને પાણીજ આપજે."

"પછી અમારા ચહેરા અને જેઓ માંસાહાર કરે છે તેમના ચહેરાં જોજે, અને જે પ્રમાણે તને ભાસે તે પ્રમાણે નોકરીની વ્યવસ્થા કરજે."

'તેથી તેણે આ બાબતમાં તેને હા કહી અને તેમની દસ દિવસ સુધી અજમાયશ કરી.'

"અને દસ દિવસ પછી જોયું તો તેમના ચહેરાં જેઓ માંસ ખાતાં હતાં તેમનાં કરતાં વધારે ને વધારે ઉજળા જણાયા. તેથી મેલ્ઝરે, તેમની પાસેથી માંસ અને દારૂ લઇ લીધો અને તેમને ખાવા માટે દાળ આપી.

## માંસાહારથી થતી માઠી અસરો

એ તો સ્પષ્ટ રીતે માલમ પડે છે માણસનો કુદરતી ખોરાક તો વનસ્પતિ આહારજ છે. અન્ન ફળ કરતાં વધારે શુદ્ધ વધારે સ્વાદિષ્ટ અને વધારે પોશાક ખોરાક બીજો કોઇ છેજ નહિ. એમ જણાવવામા આવે છે કે માંસથી લોહીની અંદર એવાં તત્વો ભરાઇ જાય છે કે તેઓ મળશુદ્ધિ કરનાર ભાગમાંથી પાછાં નજીક થતા નથી અને તેથી કરીને નબળાઇ પેદા છે આની ફર્યાદ ઘણા માંસાહારીઓને માલારજ છે. આમ હોવા છતા હજુ સુધી માંસાહાર કમ કરવામાં આવતો હશે અને મનુષ્ય કુદરતી રીતે જેવો છે અને જેવો ખોરાક તેણે કુદરતી રીતે ખાવો જોઇએ, તેનાં આદર્શ તરફ કેમ નહિ દોરાતાં હોય? પણ આગળ ઘણુ દુરાચરણ આવવામાં આવે છે, અને આગળની કહેલી ભૂલો એક જમાનાથી તે બીજા જમાનામાં થતીજ જાય છે, કારણ કે આપણે પન જોઇને કરીને વળગી રહેવાનું શિક્ષણ મળ્યું છે, તેથી આપણે તે રીતી પ્રમાણે કર્યે જઇએ છીએ અને આપણા વડવાઓ જેવા મનોયોગી જેશાના તેવાં સંજોગોમા આપણે છીએ.

આવી લાંબા કાળથી ચાલતી આવેલી અવસ્થાના પરિણામે આપણે માંસાહાર લેવાનો પક્ષ કરીએ છીએ, અને માંસના બદલે ચાલે તેવો ખોરાક લેવા ઓછું વલણ ધરાવીએ છીએ.

ટુંકામાં આપણે માંસાહાર પ્રાધાન્ય ભોગવે એવી આપણે સ્પર્ધા કરીએ છીએ, અને આપણે જે ઇચ્છીએ છીએ તે તજી દેવા માંગતાં નથી તેથી જ્યાં સુધી આપણે આપણામાંજ સુધારો કરવાનું શરૂ નહિ કરીએ ત્યાં સુધી આવી વસ્તુ સ્થિતિ ચાલુ રહેવાનીજ.

(ડૉ૦ ડી. એસ, સેજર, એમ, ડી, ના "ધી આર્ટ ઓફ લીવીંગ ઇન ગુડ હેલ્થ" નામના પુસ્તકમાંથી,)

C. D.

---

# लुई वोथा.

दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्।—वेणीसंहार.

લુઇ બોથાનો જન્મ નાતાલમાં ગ્રેટાઉન ગામમાં ઇ. સ. ૧૮૬૩ની સાલમાં થયો. નાતાલમાં બ્રિટિશ વસ્તી હતી. આ વિજયશાળી વીરની પરિપક્વ બુદ્ધિનો બ્રિટિશ સામ્રાજ્યના ઉત્કર્ષ માટે ઉપયોગ થાય એવોજ ઇશ્વરી સંકેત હતો. લુઇ બોથાનો જન્મ બ્રિટિશના તાબાની વસતીમાં થયો કિન્તુ ઉમ્મરના પાંચમા વર્ષથી તે ઓરેંજ ફ્રી સ્ટેટ જેને હાલ 'ઓરેંજ રિવ્હર કૉલોની' એવું નામ આપે છે એ બોર લોકોના પ્રજાસત્તાક રાજ્યમાં રહેવા લાગ્યો. પાંચમા વર્ષથી તે એક સ્થાનિક શાળામાં ભણવા લાગ્યો. તેનો બાપ હોલંડના સુગ પુરૂષના જેવું કામ કરતો હતો. તેની પાસે ઘેટાંનો સારો જમાવ હતો. લુઇ જેમ મોટો થતો ગયો તેમ તેમ પોતાના ભાઇઓ સાથે પોતાના પિતાના કામમાં મદદ કરવા લાગ્યો. બાવીસ વર્ષની ઉમ્મર સુધી લુઇનું આયુષ્ય એ કામમાં ગયું. પણ પછી તેણે ખેતી કરવાનો નિશ્ચય કર્યો. પ્રામાણિક અને મહેનતુ ખેડુત તરીકે તેનાં સર્વત્ર વખાણ થવા લાગ્યાં અને તત્કાળ તે ઓરેંજ ફ્રીસ્ટેટની ફોલ્કસરેડ (લોક સભા)નો સભાસદ ચુંટાયો.

બોરયુદ્ધની શરૂઆત થયા પહેલાં ઓરેંજ ફ્રીસ્ટેટમાં લુઇ બોથાની સારી પ્રસિદ્ધિ થઇ હતી. તે વાસ્તવિક રીતે જોતાં યુદ્ધ શરૂ કરવાની વિરૂદ્ધમાં હતો. અને તેને લીધે પ્રેસિડેંટ ક્રુગરની તેના ઉપર ઇતરાજી પણ થઇ હતી. પરંતુ એકવાર લડાઇનો પોકાર થયો કે તરત જ તે ઉદાત્ત લોકનાયક પોતાના વિચારો બાજુ ઉપર રાખી સ્વદેશને માટે પોતાના દેશબાંધવોની સાથે રણાંગણમાં જવા માટે સજ્જ થઇ તા. ૩૦ ઑક્ટોબર ૧૮૯૯ને રોજ જનરલ લુકસ મેયરના સૈન્યમાં દાખલ થયો.

લુઇ બોથાનું અત્યાર સુધીનું આયુષ્ય એક સાધારણ ખેડુત તરીકે વ્યતીત થયું હતું, લશ્કરમાં તેનો આ પ્રથમજ પ્રવેશ હતો. પરંતુ ઇશ્વરદત્ત બુદ્ધિ સામર્થ્યને લીધે તેમજ યોગ્ય સાહસિક સ્વભાવને લીધે અલ્પસમયમાંજ તેનું રણકૌશલ્ય દેખાઇ આવવા લાગ્યું અને તે આસિસ્ટન્ટ કમાન્ડર જનરલ થયો.

ડંડી (આફ્રિકા)મા યુદ્ધની વેળાએ જનરલ મેયર હતાશ થયો હતો, અને રણદેવતા પોતાને અનુકુળ નથી એમ સમજીને બ્રિટિશ સરકારને શરણે જવાના નિશ્ચય ઉપર આવ્યો હતો; પણ તે વખતે બોથાએ તેનો જોરથી નિષેધ કરીને બોર વીરોમાં સ્વાભિમાન જાગૃત કર્યું અને હવે જયથી પોતાને ભાગ્ય પડેનારી એવા સુખ સ્વપ્નનો અનુભવ કરી રહેલા બ્રિટિશ સૈન્યની

ધૂળ ધાણી થઇ. ડંડીમાંના વિજયથી સર્વ સૈનિકો બોથા ઉપર સ્વાભાવિક પ્રેમ કરવા લાગ્યા અને તેના ચ્યુહકૌશલ્યની જ્યાં ત્યાં તારિફ થવા લાગી. કોલેંઝોની લડાઇથી તો તેનું નામ સમગ્ર જગતમાં જાણીતું થયું તે લડાઇમાં બ્રિટિશ સેનાપતિ બુલ્લર હતો. દુર્દૈવથી અથવા સુદૈવથી જનરલ મેયર તે વેળા આજારી પડયો. અને સર્વ સૈનિકોએ એકમતે બોથાને અગ્રણી બનાવ્યો. જેથી બોથાની ઉપર મોટી જવાબદારી આવી પડી. તેની પાસેનું બોઅર સૈન્ય ફક્ત બે હજારનું હતું જ્યારે બ્રિટિશ સૈન્ય બાર હજાર હતું.

સૈનિકો શું બોલશે, પોતાની આજ્ઞા માનશે કે નહિ વગેરેની બિલકુલ પરવા ન કરતાં બોથાએ એકદમ હુકમ છોડયો કે, રણભૂમિ-પરથી સર્વ ઘોડાઓ છાવણીમાં લાવીને છોડવા અને સર્વેના પગ લડવા માટે તૈયાર રાખવા. સંખ્યા બળમાં બ્રિટિશ અધિક હોવાથી હાર ખાવાનો પ્રસંગ આવે તો પણ રણાંગણમાંથી જીવ બચાવવાનો મોહ ઉત્પન્ન ન કરવો અને સર્વ બોઅર યોદ્ધાઓએ ખરા વીર પ્રમાણે ધારાતીર્થમાં પ્રાણ ખોડવા એજ બોથાની ઇચ્છા હતી! બેસવાના ઘોડાઓનો અભાવ હોવાને લીધે પરત ફરવાનું સર્વને માટે અશક્ય હતું જેથી બોઅર વીરો જીવ ઉપર ઉદાર થઇને લડે એવી બોથાને કલ્પના આવી. અને પ્રચંડ બ્રિટિશ સૈન્ય ઉપર નાના નાના હલ્લા કરવાની શરૂઆત કરી. તેના પ્રસંગાવધાનનું અને સાહસનું ઉત્તમ ફળ આવ્યું. જબરી તોપો તથા પ્રચંડ સેનાસાગરની અનુકુળતા છતાં જનરલ બુલ્લરને હંફાવ્યો અને બે થાને અપૂર્વ વિજય મળ્યો!

બોથાનું નામ જગવિખ્યાત થયું. યુરોપના સર્વ રણનિતિજ્ઞો બોથાના કૌશલ્યની મુક્ત કંઠે સ્તુતિ કરવા લાગ્યા. આફ્રિકાના બ્રિટિશ સૈન્યને બોથાની ધાસ્તી લાગી. કારણ કે તે રણમિત્ર પ્રમાણે આજ અહીં તો કાલ ત્યાં એમ અકલ્પિત હલ્લા કરવા લાગ્યો. વિજયશ્રી તેના ઉપર અત્યંત ખુશી થઇ હતી. કોલેંઝોના અપૂર્વ વિજય પછી થોડાજ દિવસમાં, એક આશ્ચર્યકારક પ્રયોગ બન્યો. કેવળ તેર હજાર બોઅર સૈનિકોની મદદથી જનરલ બોથાએ જનરલ વ્હાઇટ તેમજ બ્રિટિશ સેનાપતિના બાર તેર હજાર સૈન્યને લેડિસ્મિથ નામક પ્રખ્યાત કિલ્લામાં ઘેરી લીધા! વળી વ્હાઇટની મદદે વીસ હજારનું સૈન્ય લઇને આવનાર પૂર્વ પરિચિત જનરલ બુલ્લરને તેણે અટકાવી રાખ્યો. વિલક્ષણ સાહસ અને અપ્રતિમ ધૈર્ય એ બે પોતાના અનુપમ ગુણો વડે તેણે સૈનિકોમાં અપૂર્વ ઉત્સાહ ઉત્પન્ન કર્યો. 'પીટર્સ હાઇટ્સ' ની લડાઇમાં એક સામાન્ય સૈનિક પ્રમાણે તે જીવની બિલકુલ દરકાર કર્યા વિના ક્રોધથી લડતો હતો. છેવટના ચાર દિવસમાં તો તેને ઉંઘ કેવી હોય તેની પણ ખબર નહોતી!

રણદેવતાના આગ્રહ ઉપરથી તેના ઉદાર આશ્રય નીચે બોથાએ વિજય સંપાદનનો એક પ્રયોગ કર્યો. સ્પાયન કોપમાં બોઅર લોકોની ખરાબી થઇ હતી. અને તેઓ પરત ફરવાના વિચારમાં હતા, પરંતુ એકાએક બોથા ત્યાં આવીને ઉભો રહ્યો અને તેણે તેઓને ઉશ્કેર્યા. તેની અધિકાર યુક્ત તેજસ્વી વાણીનું જોર કાંઇક વિલક્ષણ હતું પાછા ફરતા બોઅર સૈનિકોને પોતાની નામર્દાઇની શરમ લાગી બોથાના શબ્દ તેમણે માન્યા, અને બ્રિટિશ સૈન્ય ઉપર જોરથી હલ્લો કરવાની તૈયારી કરી. બોથાએ અપૂર્વ પરાક્રમ કર્યું અને બોઅર સૈનિક પુનઃ એકવાર વિજયી થયો પરંતુ કોઇ પણ કામ એકવાર હાથમાં લીધા પછી પક્ષાપક્ષ કિંવા સુખ દુઃખની બિલકુલ પરવા ન કરતાં પોતાનું કર્તવ્ય પૂર્ણ કરવાના બ્રિટિશોના પ્રશંસનીય




લેખકઃ—
મર્હુમ પ્રતાપરાય હુકુમતરાય દેસાઇ



હે પ્રભુ! દયાના સાગર! પ્રેમ, આનંદ અને સૌંદર્ય! હે સૃષ્ટિના સમર્થ ઉત્પાદક!

નીચે લખેલી પ્રતિજ્ઞાઓ પાળવા હું યથા શક્તિ પ્રયત્ન કરીશ. હે મહાન પ્રભુ, કૃપા કર અને મ્હારામાં અતુલ બળ, ઉત્સાહ, આશા, શ્રદ્ધા, પ્રેમ, સંતોષ અને આનંદ ઉત્પન્ન કર.

૧) સ્હવારમાં મહાન પ્રભુનું સ્મરણ કરી પાંચ વાગે ઉઠવું.

૨) દંત ધાવનથી પરવારી ફરવા જવું.

૩) શીતળ સ્નાન લેવું.

૪) કસરત કરવી.

૫) પ્રાણાયામ અને પ્રભુ પ્રાર્થના

૬) વાંચન

૭) અગીયાર વાગે અરધોર દુધ પીવુ.

૮) વાચન

૯) પ્રભુ સ્મરણ

૧૦) સાંજના ફરવા જવુ અથવા ખુલ્લી હવા અવસ્ય લેવી.

૧૧) ફક્ત દુધ અને ફળાહાર પર રહેવા પ્રયત્ન કરવો.

૧૨) ઉપવાસ અવશ્ય યથા શક્તિ કરવા.

૧૩) ચાહ, શાક ભાજી, માંસ તેમજ ભારી ખોરાકને તિલાંજલિ આપવી.

૧૪) પાણી, હવા, પ્રકાશ, સાદો ખોરાક, કસરત, દુધ.

૧૫) ઉત્તમ બળદાયક અને આનંદી વિચારોનું હમ્મેશાં સેવન કરતા રહેવું.

૧૬) ક્રોધ, ચીડીયાપણું આળસ અને નિરૂત્સાહ ઉપર વિજય મેળવવા અથાગ મ્હેનત કરવી. અડગ ધૈર્ય અને અતુલ બળથી એવા દુર્ગુણોને દાબી દેવા. એક પણ દુર્ગુણનો હુમલો થતાં મહાન પ્રભુની બંદગી શરૂ કરવી. અશક્ય કાંઇજ નથી.

જીભ, મન અને ઇન્દ્રિયો ઉપર જીત મેળવવા હર હમ્મેશ પ્રયાસ ચાલુજ રાખવો.

તંદુરસ્તી સુધારવા દરેક જાતના પ્રયાસ હમ્મેશા કરતા રહેવું. આખો દીવસ તંદુરસ્તી, બળ, ઉત્સાહ, પ્રેમ, આનંદ, દયા, ક્ષમા, શ્રદ્ધા, સૌંદર્ય અને મહાન્ પ્રભુનાજ વિચારો કરવા. વિચારનું મહાત્મ્ય સમજી, વિચારથી અદ્દભૂત શક્તિનું જ્ઞાન મેળવી, વિચાર બળ સંબંધી માહીતી આપનારા પુસ્તકોનું મનન કરવું.

હમ્મેશ ખોરાક સાદો, રાખવો. કુદરત, સૌંદર્ય, સંગીત તેમજ ન્હાના બાળકો અને વડીલોની વાતોમાં, તાજી હવા [illegible] તેમજ પ્રકાશ અને નિર્મળ પાણીમાં, પુસ્તકોમાં તેમજ શુભ વિચારોમાં અને નિર્દોષ ચીજોમાંથી આનંદ મેળવવા પ્રયાસ રાખવો. નીડર થવું તેમજ પ્રભુમાં અતિશય શ્રદ્ધા અને પ્રેમ રાખવા

*Manubhai H. Docai*

# પવિત્રતાનો અને ઐકતાનો ખરો માર્ગ.

[ શ્રી સદ્‌ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી ]

૧. ગમે તેવા વિષમ પ્રયોગ પ્રાપ્ત થયા છતાં ધૈર્યવંત સાધુ-પુરૂષો પોતાના ઉત્તમ ચારિત્ર્ય-વ્રતનું પાલન-રક્ષણ કર્યાજ કરે છે.

૨. શુભ-જાગૃત મતિવાન્ ઉદયાગત વ્યવસાય ચૂકતો નથી.

૩. ક્ષમા રૂપી ખડગ જેમણે ધારણ કર્યું છે તેમને દુર્જન શું કરી શકનાર છે ?

૪ ક્ષમા રૂપી શ્રેષ્ઠ ચંદન રસ વડે આપણા ચિત્તને સિંચન કરી, દયા રૂપી દ્રાક્ષના મંડપ તળે રહી સહજ સ્વાભાવિક શાન્ત સુખનો અનુભવ કરવો સજ્જનોને ખરેખર ઉચિત છે.

૫. ઉદાર દીલથી આત્માર્પણ કરવું એટલે પ્રત્યુપકાર (બદલા)ની ઇચ્છા રાખ્યા વગરજ બની શકે તેટલો પરોપકાર કર્યા કરવો.

૬. જે કંઇ સુકૃત્ય કરવું તે લોકરંજન માટેજ નહિ, પણ નિજ કલ્યાણાર્થે નમ્રભાવે સ્વ કર્તવ્ય સમજીનેજ કરવું ઉચિત છે.

૭. ગમે તેટલું સુકૃત્ય લોકરંજન અર્થેજ કરવાથી સ્વ કલ્યાણ થઇ શકતું નથી

૮. જે નમ્ર ભાવે લોકહિત કાર્યો કરે છે તે સર્વત્ર સત્કાર પાત્ર છે.

૯. આપણે સહુને વિચાર વાણી અને આચારની એકતા અને પવિત્રતા કરવી બહુ જરૂરની છે.

૧૦. વીણા યા તંત્રીના ત્રણ તારની જેવી એકતા-મજબુતી જેમાં ન હોય તે સ્વ પરને આનંદદાયક થઇ કેમ શકે ?

૧૧. એકને એક બે, પણ બે એકડે અગીયાર. એમ જેમ જેમ એકતા થતી જાય તેમ મજબુતીથી કાર્ય કરવાની શક્તિ વધતીજ જાય.

૧૨. જેમ જેમ મન, વચન અને કાયાની પવિત્રતા વધારે તેમ તેમ તેથી સ્વ સુખ-શાન્તિ ઉપરાંત અન્ય ઉપર અસર પણ વધારે સારી થતી જાય અને જેમ જેમ તેમાં પવિત્રતાની ખામી તેમ તેમ તેથી સ્વસુખ શાન્તિની હાનિ ઉપરાન્ત અન્ય ઉપર અસર પણ ઓછી થતી સમજવી.

૧૩ જેના વિચાર, વાણી અને આચારમાં પ્રગટ ભિન્નતા છે તેમની ચેષ્ટા-ક્રિયા વેશ્યા કરતાં વધારે સારી ભાગ્યેજ લેખી શકાય.

# મનુષ્ય જીવનનો ખોરાક કેવો હોવો જોઇએ?

આ પ્રશ્ન સ્વાભાવિક અને અગત્યનો છે. તેથી તેનું યોગ્ય નિરાકરણ થવુંજ જોઇએ. શરીરની રક્ષા અને પોષણ માટે કુદરતી ખોરાક તરીકે સ્વચ્છ હવા પાણી તથા પ્રમાણ ઉપરાંત શાન્ત નિદ્રા (Sound sleep) તથા યોગ્ય ઉદ્યમ પછી જરૂર પુરતી વિશ્રાન્તિ અને નિર્દોષ અન્નપાન ફળાદિકનું સેવન બસ છે. માનસિક ખોરાક માટે મૈત્રી પ્રમુખ સદ્‌ભાવના ગર્ભિત શાન્ત વિચાર, નીતિપ્રમુખ ગ્રંથોનું વાંચન, મનન અને પરિશીલન પ્રિય પથ્ય સત્ય ભાષણ, મધુર સંગીતાદિક સુંદર દશ્યો તથા ક્રોધ, માન, માયા, લોભ, નિંદા, ચાડી ચુગલી, પર નિંદાદિક દોષથી દૂર રહેવું જરૂરનું છે. તેમજ સ્વદ્રવ્યના ખોરાક માટે તત્વજ્ઞાન તત્વ દર્શન-સમ્યક્ત્વ અને તત્વ આચરણ-ચારિત્રનું સેવન કરવું તથા અજ્ઞાન અશ્રદ્ધા તેમજ અવિરતિથી અળગા રહેવું આવશ્યક છે. સહજ સ્વાભાવિક સુખના અભિલાષી બંધુઓ અને બ્હેનો ઉપરની વાતને લક્ષમાં રાખી હંસ જેવી દ્રષ્ટિથી તેમાંથી સાર ગ્રહણ કરી સ્વહિત સાધવા સાવધાન રહેશે અને પોતાની રૂડી રહેણી કરણીથી અન્ય ભવ્ય જનોને પણ અનુકરણ કરવા પોતે રૂડા દ્રષ્ટાન્ત રૂપ થશે એમ આપણે ઇચ્છીશું.

ઇતિશમ્

## કઇ કઇ ઋતુમાં કઇ કઇ ચીજ અમૃત જેવી પથ્ય કહી છે ? શાસ્ત્રકારનો આ સંબંધી ખુલાસો.

"वर्षासु लवणममृतं शरदि जलं, हेमन्ते गोपय; शिशिरे चामलक रसः वसन्ते घृतं गुडश्चान्ते ।"

વર્ષા ઋતુમાં લૂણ ( મીઠું—ક્ષાર ) અમૃત જેવું; હેમન્ત ઋતુમાં ગાયનું દૂધ અમૃત જેવું; શીયાળામાં આંબળાનો અથવા ખાટો રસ; વસન્ત ઋતુમાં ઘી; અને ઉષ્ણ ઋતુ (ઉનાળા)માં ગોળ અમૃત સમાન ગુણકારી કહેલ છે, દરેક ઋતુ બે બે માસની હોય છે. શાસ્ત્ર પરિસ્થિતિ એવી છે કે દરેક માસ પૂર્ણિમાએ પૂરો થયો લેખાય છે અને વદિ પડવાથી શરૂ થાય છે. ગુજરાતી આષાઢ વદ ૧ અને શાસ્ત્રીય શ્રાવણ વદ ૧ થી વર્ષાઋતુની શરૂઆત લેખાય છે તે ભાદરવા માસની પૂર્ણિમા પૂરી થાય છે. પછી શરદ ઋતુ બેસે છે તે કાર્તિકી પૂર્ણિમાએ પૂરી થાય છે. પછી અનુક્રમે હેમન્ત, શિશિર વસન્ત અને ગ્રીષ્મ ઋતુ બે બે માસ સુધી ચાલે છે તે દરમીયાન ઉપર સૂચવેલી વસ્તુઓ પથ્યરૂપ હોવાથી અમૃત સમાન કહેલી સમજવી. તે તે ઋતુમાં બીજા ઔષધ સાથે પણ અનુપાન તરીકે તેમજ ઔષધ વગર તે તે એકલી વસ્તુ ખાસ રોગાદિક અપવાદ શિવાય ગુણકારી જાણી સેવી શકાય છે. ઇતીશમ્.



## જર્મનીનો ઉદય.

દેશને દેશને માટે તૈયાર કરવાની કેળવણી જર્મની કરતાં વધારે દુનીઆના બીજા કોઇ પણ દેશ પાસેથી મળી શકશે નહિ. પોતાની શક્તિનો ઉપયોગ એણે સારો કે નઠારો, કર્યો તે સાથે આપણે કશી મતલબ નથી. હું ફક્ત એનું બંધારણજ દર્શાવવા માગું છું કે જેનાથી જર્મની જર્મની બન્યું છે. દરેક પ્રજા અને દરેક દેશ જ્યાં સુધી જર્મનીની માફક પોતે પોતાને મજબુત નહિ બનાવે ત્યાં સુધી તે દુનીઆમાં હંમેશાં અન્યના ઓશીયાળાજ રહેશે. જર્મન પાર્લામેંટમાં ભાષણ આપતાં સને ૧૯૦૬ના ફેબ્રુઆરિમાં કાઉંટ પોસાડોસ્કીએ કહ્યું હતું કે જર્મનીએ દુનીઆના બીજા દેશો કરતાં કંઇ અધિક મહત્તા પ્રાપ્ત કરી છે, અને તે પણ થોડા સમયમાંજ, તે જર્મનીના કારીગરોની હોશિયારીનું પરિણામ છે. જો અમે અમારા કારીગરો, મજુરો અને ગરીબ વર્ગોના આદમીઓનો ખ્યાલ કર્યો નહોત, અર્થાત્ એની શક્તિ તથા માનસિક સ્થિતિની અમે પરવા ન કરી હોત તો જર્મની કદી પણ જર્મની બની શકત નહિ અમારા કર્તવ્યનો સાદ એવો છે કે મુલકમાં વસતા શ્રીમંત તેમજ ગરીબ વર્ગોને દરેક રીતે મજબુત બનાવવા જોઇએ"

ચાલુ લડાઇના સબબે જર્મનીના સંબંધમાં ઘણાં પુસ્તકો પ્રકટ થયાં છે. કેટલાં જર્મનીની પ્રગતિ તેમની હોશિયારી બતાવી છે, ત્યારે કેટલાક તેના નસીબજોગને લીધે કહી

છે. પરંતુ ખરું મૂળ કારણ અમે ઉપર દર્શાવેલા કાઉંટ પોસાડોસ્કીના શબ્દો છે. કોઇ પણ બુદ્ધિમાન પુરૂષ જર્મનીની વૃદ્ધિ પામેલી કારીગરીનો ઇનકાર કરી શકશે નહિ. જર્મનીએ પોતાના એકેએક માણસને પોતાના પગ પર ઉભા રહેતાં કેવી રીતે શીખવ્યાં, સરકારી મદદ આપી વ્યાપારને દુનીઆમાં કેવી રીતે ફેલાવ્યો, સર્વ જગાએથી ધન એકત્ર કરી પોતાના દેશને કેવી રીતે ધનવાન બનાવ્યો આ સર્વ ઇતિહાસ મનોરંજક અને ઉપયોગી બનાવનાર છે.

દુનીઆમાં દરેક સ્થળે જર્મન એજન્સીઓ કાયમ કરવામાં આવી અને એ નિમિત્તે જર્મન કારીગરો અને મજૂરોને એવી તક આપવામાં આવી કે તેઓ સરકારી ખર્ચથી પોતાને વધુ કમાણી થાય ત્યાં ચાલ્યા જાય. સરકાર તેને ભાડું તથા ખાવાનો ખર્ચ આપશે. દરેક જગ્યાએ એજન્સીઓ તે સ્થળમાં ક્યાં ક્યાં કામ કરવાથી સારી આવક થાય એમ છે; તેની તપાસ કરી જર્મનીમાંના પોતાનાં બાંધવોને તે જાહેર કર્યાં કરતી હતી. આથી જર્મનને કમાવા ક્યાં જવું તે પસંદ કરતાં બીલકુલ અડચણ પડતી નહિ.

જર્મન સરકારે પોતાના દેશમાં એવા નિયમો જારી કર્યા હતા કે જેથી દેશમાં કામ કરનારાનો ઉત્સાહ વધે વૈજ્ઞાનિક પદ્ધતિ પર ત્યાં ખેતીની અતિશય ઉન્નતિ કરી છે. જર્મનીમાં એક એવો નિયમ છે કે દરેક જર્મને પોતે સુસ્ત અને બેગાર ન રહે તે માટે નિયમો ઠરાવવો જોઇએ.

જર્મનીમાં ધાર્મિક દાનની મોટી મોટી રકમોથી મકાનો બંધાવવામાં આવતાં નથી, કે લૂટાવવામાં આવતા નથી, પણ તે સર્વ રકમો મ્યુનિસિપાલિટિમાં એકઠી થાય છે અને મ્યુનિસિપાલિટિ એથી કારીગરોને જતી ખોટમાં મદદ કરે છે. જર્મનીએ પોતાની દરેક વસ્તુ દુનીઆમાં પ્રચલિત કરવાને હરિફાઇમાં પ્રથમ ખોટ ખાઇને વેચતાં કરોડો રૂપીઆની ખોટો સહન કરી છે. આ તમામ ખોટ પેલી ધર્માદા રકમમાંથી ભરી અપાય છે. કારણ જર્મનો પોતાના દેશના ઉદય વિના પરલોકના પુણ્યને ગણકારતા નથી. બધી મ્યુનિસિપાલિટિઓ તરફથી કારીગરો, ખેડુતો અને પૈસાદારોને માટે જુદા જુદા વિભાગ કર્યા છે. અને તેઓ દરેકની તમામ જરૂરિઆતો પૂરી પાડે છે. સર્વ દેશોમાં ફરી આવેલ વિદ્વાનો જુદા જુદા વિષયોના ખાસ જાણકાર રોકવામાં આવેલા છે, જેઓ ત્યાંના પૈસાદારોની વાકેફિયત કાંઇ પણ ફી વગર વધાર્યા જાય છે. દરેક પ્રકારના વેપારી તથા કારીગરોની જુદી જુદી સભાઓ છે અને તે સભામાં પૈસાદારની તકરારનું નિવારણ કરવાની સત્તા છે. જો કોઇ કારીગર, વા પૈસાદાર માંદો પડે કે તુરત વીમા કંપનીવાળા તેની સર્વ પ્રકારની ડૉક્ટર વગેરેની સંતોષકારક રીતે સારવાર કરે છે, અને કદાચ જો તે મરી જાય તો તેનાં છોકરાં છૈયાનું તે ભરણ પોષણ કરે છે, અને મ્યુનિસિપાલિટિ મફત કેળવણી આપે છે. વીમા કંપનીઓ પોતાની સ્વતંત્ર હૉસ્પીતાલો ચલાવે છે, અને તેમાં વીમો ઉતારેલા સ્ત્રી પુરૂષને રાખી તેની સારવાર કરે છે. જેઓ કામ કરતાં કરતાં પોતાના જીવનના અંતમાં વૃદ્ધ થાય અને કામ કરવા અશક્ત થાય છે, ત્યારે તેને પેન્શનપણ મળે છે અર્થાત્ સર્વ વર્ગને એવો વિશ્વાસ થયો છે કે તેઓ પોતાની જીંદગીની શરૂઆતથી તે અંત સુધી કોઇ પણ પ્રકારની જરા પણ હાડમારી ભોગવનાર નથી. આવી હાલત પછી જર્મનીનો ઉદય શા માટે ન થાય?

જર્મનીમા જેવી રીતે ઔદ્યોગિક જ્ઞાન નવી રીતે આંગાની માફક મજબૂત બનાવી છે, તેવીજ રીતે સામાજિક બાધારણથી જર્મનીમાં જાતીય ભાવના દઢ પગે દાખલ થાય છે.

જન્મથી દરેક જર્મન પોતાના દેશ તરફ અધિક અંતઃકરણથી પ્રીતિ ધરાવે છે, અને પોતાના દેશનીજ ચીજો વાપરે છે.

આ જમાનામાં પણ બેગારી મોટા મોટા દેશને પણ સતાવી રહી છે. કોઇ એવો દેશ નહી હશે જ્યાં બેગાર સ્ત્રી પુરૂષોની સંખ્યા હજારોની ન હોય. પહેલાં આ લોકોને દાન પુણ્યના દ્રવ્યથી મદદ કરવામાં આવતી હતી પણ હવે દરેક પ્રજાને સમજાયું છે કે દેશની બેગારીના ઉપાય કર્યા વિના દેશ કદી પણ સુધરી શકે નહિ. ઇંગ્લંડ ફ્રાંસ વગેરે દેશોમાં આ રોગ અતિશય છે. જર્મની પણ આ બીમારીથી મુક્ત નથી જો કે પ્રમાણમાં ઘણો ઓછો છે. ત્યાં મોટા મોટા રાજનીતિજ્ઞોએ સત્તાવાર રીતે આ વિષય ઉપર વિચાર કર્યો છે અને પોતાનાથી બનતા સર્વ ઉપાયો અજમાવ્યા છે. એમણે આખા દેશમાં Labour registries નામની સભાઓ સ્થાપન કરી છે. જેઓની પાસે તમામ કારીગરો તથા પૈસાદારોનું લિસ્ટ રહે છે. અને તેમાં દરેકની આવક કામ, બેગારી વગેરે સંપૂર્ણ નોંધ રહે છે. બેગારીના રજીસ્ટર પર એઓ ખૂબ ધ્યાન આપે છે, અને તુરત તેને કામે લગાડે છે. અર્થાત્ એથી કોઇપણ જર્મન સ્ત્રી પુરૂષ ઘણે ભાગે બેગાર રહેવા પામતો નથી. બેગારીથી દરિદ્રતા વધે છે. અને દરિદ્રતા દેશનો નાશ છે એ જર્મની સારી રીતે સમજે છે. આ સ્થિતિ હમણા નહિ પણ છેલ્લાં ૭૦ વર્ષથી ચાલુ છે, હમણા ઉપરોક્ત સભાઓના કામો એટલાં બધાં સહેલાં થઇ ગયાં છે કે બેગારીના રજીસ્ટરમાં બેગારીનું નામ પણ જોવામાં આવતું નથી. અર્થાત્ ભુખે મરતા લોકોની સંખ્યા જર્મનીમાં નહિજ જેવી છે. નાનામાં નાનાં ગામ તથા કસબામાં પણ Labour registry સભા હોય છેજ. જે કોઇને બેગાર રહેવા દેતી નથી. જો કોઇ બહુ ગરીબ હોય તો તેને માટે સસ્તાં ભાડાંના મકાન અથવા ધર્મશાળાની વ્યવસ્થા પણ એ સભા કરે છે. મોટા શહેરોમાં ગરીબોને માટે જંગી જંગી આલીશાં ઇમારતો ખડી હોય છે. આ સર્વે માટે કારીગર કે પૈસાદાર કોઇ પાસે કંઇપણ લેવામાં આવતું નથી. ઉપરોક્ત સભાઓનો તમામ ખર્ચ મ્યુનિસિપલ કમિટિઓ અદા કરે છે. અર્થાત્ જર્મનીનો સિદ્ધાંત છે કે દેશમાં કોઇ પણ નાગો ભૂખ્યો કે બેગાર રહેવો જોઇએ નહિ તેનાથીજ દેશની મજબુતી છે અને એવા મજબુત દેશ પાસેથી જેવું કામ લેવા ઇચ્છીયું તે મળશે.

જર્મનોએ એક તરફ પોતાની પ્રજાને માતી પીતી કરી તેને મજબુત બનાવી, હુંનરકળા કારીગરીની ઉન્નતિ કરી, વ્યાપારમાં દુનીઆને મોખરે ઉભું રહ્યું, વિજ્ઞાન ઉપર પૂરું ધ્યાન આપી ઓછા ખર્ચે તથા ઓછી લાગતમાં ચીજો બનાવી, રાજનીતિની જાળ દુનીઆભરમાં બિછાવી, દેશના દરેક માણસને ફરજીઆત લડાયક બનાવ્યો વગેરે કારણોથી યુરોપમાં એ દેશનો પ્રભાવ પડયો છે, અને તેથી ઘણાં રાજ્યો એનાં મિત્ર થયાં છે પોતાની આ પ્રમાણે પત્થર જેવી બનાવેલી શક્તિથી જર્મની આજે આખી દુનીઆ સાથે ભેટવા તૈયાર થયું છે. આ લડાઇનો ઉદ્દેશ તમામ દુનીઆમાં જર્મન વાવટો ફરકતો કરવાનો છે. અને દુનીઆના લોક પર હુકુમત ચલાવાની ઇચ્છા છે. એમાં શક નથી કે આખી દુનીઆ એના આ અભિમાનથી નારાજ છે. પ્રેસિડેંટ વિલ્સન જેવાં સ્વતંત્રતા પ્રેમી પરંતુ શાંત વિવેકી માણસ પણ જર્મની વિરૂદ્ધ ખડો થયો છે, એ એનો પુરાવો છે. આ વાત સાથે એની જબરજસ્ત તૈયારી માટે, તેમજ જે રીતથી એણે પોતાના દેશને તૈયાર કર્યો છે, તે માટે અંતઃકરણથી એ દુશ્મન છતાં પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી અને આજે આખી દુનીઆ તેના આ ગુણ તથા કાર્યની નોંધ તથા શિખામણ લે છે. જર્મનીની આ અભિમાની રાક્ષસી મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કદી પણ થનાર નથી, તો પણ દુનીઆમાં જે પરિવર્તન સેંકડો વર્ષે પછી થાત, તે આજ ચાર વર્ષમાં થયું છે. દુનીઆની આ ઉથલ પાથલનું કારણ જર્મની છે અને તેથી ઇતિહાસમાં એને સ્થાન મળી ચૂક્યું છે.




શેઠ ગુલાબચંદ કંજૂસ તો પહેલા નમ્બરના છે। ખાવા પીવામાં, લુગડા પહેરવામા તથા ધર્માર્થના કામમાં તો એક દમડી પણ ખર્ચ કરવો તેમને અતિશય દુઃખદાયક છે, પરન્તુ વિષય વાસનામાં તેમનું મન ચિરસ્થાયી ભ્રમણ કરતું ! પોતાની ૫૦ વર્ષની ઉપરની અવસ્થામાં પણ તેમણે ત્રણ લગ્ન કર્યા હતા, અને પુનઃ લગ્ન કરવની તેમની ઘણીજ અભિરુચિ હતી! રાત દિવસ તેમની પાસે દલાલ હરમ થતા હતા, પરન્તુ હજુ સુધી કાંઇપણ ઠીક ઠાક થયું નહિ। દિન પ્રતિદિન એમને કાંઇપણ સુઝ પડતું નહિ!

(૧)

દિવસના ૧૦ વાગ્યા છે. શેઠ સાહેબ જમી રહ્યા બાદ તકિઆને ટેકો દઇ બેઠા છે, અને સામે હુકો ભરી ગખ્યો છે. કોઇ કોઇ વખતે મ્હોમાં લઇને શેઠ સાહેબ ગુડ ગુડ કરે છે ! એજ વખતે કોઇએ કમાડ ખોલ્યું, અને એક મ્હોટા તાજા ૫૫ વર્ષના આદમીને આવતો જોયો ! શેઠ સાહેબે દેખતા વારજ કહ્યું કે આવો ? પંડિતજી સ્વાર્થાનન્દજી, ક્યાથી આવ્યા, અને કાંઇ ખબર લાવ્યા ? પંડિતજી કહે અહો ! શેઠજી એવું બના શકે કે હું આટલો વખત ચુપચૂપ બેસી રહું ! હમણા જ હું શેઠ ચીમનલાલના ઘેરથી આવું છું, ત્યાં સર્વસ્વ વાતો થઇ ચૂકી છે એમની બીબી તો ઘણીજ સારી નથી વાતો કરી, પરન્તુ ફરી પણ મેં ચીમનલાલને કહ્યું છે, પરન્તુ તે ૫૦૦૦ હજાર રુપિઆમાંથી એક પણ રુપિઓ કમતી લેશે નહિ.

ગુલાબચંદ—અરે ! ૫૦૦૦ હજાર રુપિઆ હું નહિ દઉં ।

પંડિતજી—જો આપની ઇચ્છા હોય તોજ દેજો ? આપ ભૂલો છો! જુઓ ? તેના મુખની કાન્તી ચન્દ્રના જેવી તેજસ્વી છે, તેનું શરીર નવવિકસિત પુષ્પના જેવું સુન્દર છે, લાવણ્યમય અને ગોરવર્ણ છે, તેના કેશરાશિની શોભા અત્યંત મનોહર છે, મૃગસમ ચપળ પાણીદાર નેત્રો, અર્ધ ચન્દ્રાકાર કપોલ સર્વ મનો મુગ્ધ કરનાર ૧૬ વરસની જુવાન ઉમ્મરની વનિતાને છોડીને દુઃખ ભોગવવાંને વાસ્તે મ્હારી વાત્ત આપને રુચિકર થશે નહિ, ખેર ! હું જાઉં છું

શેઠ ગુલાબચંદ—આપતો ઘડિવારમાં ગુસ્સે થઇ ગયા । જરાવાર રહો તો ખરા ? આપ તો મ્હારાથી એટલા નારાજ માલૂમ પડો છો, પરન્તુ તમારા વિના મ્હારૂ કામ બગડી જશે.

પંડિતજી—હું આપથી નારાજ નથી, પરન્તુ આપ એવી નિરર્થક વાતો કરો છો, તે કન્યાના ૬૦૦૦ હજાર રુપિઆ દેવાવાળા તૈયાર છે । તે આપ જાણો છો કે એ કેટલી ખૂબસુરત છે । વળી સારાં સારાં મધુર ગાયન બોલી જાણે છે હું કાંઇ પણ આપની પાસે લેવા ચાહતો નથી ?

શેઠ-ઠીક ! ત્યારે તેઓ લગ્ન ક્યારે કરશે ?

પંડિતજી-લગ્ન તો ૧૫ દિવસમાં કરવા ખુશી છે ?પરન્તુ પહેલા ૩૦૦૦ હજાર રુપિઆ લે છે, અને બાકીના રુપિઆ ફેરા ફરતી વખત.

શેઠ-સારું, આપ વૃષભ છો એટલે જરા પણ સન્દેહ નથી.

પંડિતજી–ઠીક ?

શેઠ–જાઓ. આપ લગ્ન માટે પાકું કરી આવો.

પંડિતજી–પાકું શું ? રૂપિઆ દેતા આવું અને લગ્ન લેતા આવું ?

શેઠ–અહુજ સારું ?

એટલું કહીને શેઠે રૂપિઆ ગણી આપ્યા, અને પંડિતજી આશીર્વાદ દઈને ચાલ્યા ગયા ?

(૨)

આજ શેઠ ગુલાબચંદના વિવાહ છે, પરન્તુ યદ્યપિ કોઈ પણ સ્ત્રી નહોતી, પરન્તુ દ્રવ્યવાન હોવાથી ઘણા સદ્ગૃહસ્થોની ગૃહિણીઓ આવી રહી છે, તેમાં પંડિતજીની સ્ત્રી પહેલા નમ્બરમાં હતી. શેઠ સાહેબ ગુલાબચંદ સ્નાન કરી બેઠકમાં બેઠા હતા, એટલામાં તેમનો મિત્ર શેઠ પ્રેમચંદજી આવ્યા, અને તેમણે વિવાહ સંબંધીની વાતચિત કરી.

પ્રેમચંદ–કહો ? શેઠજી આપને પુનઃ લગ્ન કરવાની ઇચ્છા છે, પરન્તુ એનું પરિણામ બૂરૂં આવશે ? અને પાછળથી મહાન્ દુઃખ નીકળશે ?

શેઠ ગુલાબચંદ–ભાઇ પ્રેમચંદ તમે તો હર હમેશ કહેતા રહો છો, પરન્તુ તમે નથી જાણતા, કે મ્હારે કેટલું દુઃખ છે ?

પ્રેમચંદ–હજુ આપ ભૂલ ખાઓ છો ફરી એથી પણ અધિક દુઃખ થશે ?

શેઠ–બસ ? હું આપના કાંઈ પણ શિખામણ ચાહતો નથી.

પ્રેમચંદ–ઠીક ? હું જાઉં.

એટલું કહીને પ્રેમચંદ ચાલ્યા ગયો.

(૩)

ગુલાબચંદ શેઠના વિવાહ થયા છે, પરન્તુ આજ ગુલાબચંદ શેઠની બહુજ બુરી દશા છે ? કેમ ન જાણે ? શેઠ પોતાની તેજ બેઠકમાં બેઠી રૂદન કરે છે ! થોડીવારમાં ઓની સ્ત્રી સુન્દરી આવીને કહેવા લાગી, કેમ ઢોંગ અશ્રુપાત કરો છો, પહેલા જાણ્યુના ન કે હું વિવાહ લાયક છું કે નહિ. એટલું તે સ્ત્રી ચાલી ગઇ, એ વખતે પોતાના [illegible] પ્રેમચંદની વાત યાદ લાવી પશ્ચાતાપ કરતાં [illegible] એજ પ્રમાણે ચિન્તાતુર અવસ્થામાં [illegible] દેવીના ચરણમાં પડી ગયા, અને રાત્રિના [illegible] વાગ્યે તેમની આંખો ખોલી. શેઠને પાણી તૃષા લાગેલી હતી, પરન્તુ પાણી માગતા પહે એમના કાનમાં આદમીઓના અવાજ પડે તે હળવેથી તે ઘરફ ગયો, પરન્તુ ખડકી પા કાંઇ જણાયું નહિ, પરન્તુ પેલી સ્ત્રી [illegible] યોગ્ય સમયે ઘરમાં પેસી જઈ કરતા વાર તેને પલંગ પર સૂતેલી નજરે જોઇ.

એટલે તેને ઘણોજ ક્રોધ ચડ્યો, પા પડેલી લાકડી લઇ તે તરફ ગાળો દેતો દોડ્યો પરન્તુ પેલી સ્ત્રી તેમજ તેનાં સાથેના ય મળીને તેને બાંધ્યો તેમજ ખૂબ માર્યો, અને એક જંગલીની માફક બાંધીને મ્હોંમાં કપ ભરીને તેઓ ત્યાંથી ઝવેર તેમજ નગદી લઇ ચાલતા થયા

પ્રાતઃકાળમાં આજ શેઠ પ્રેમચંદ તે તેમના મિત્ર બન્ને જણા તેજ રસ્તા [illegible] નીકળ્યા, કારણકે તેમને આજ શેઠ ગુલ ચંદની દશા જોવાની ઇચ્છા હતી. એ મકાન પાસે આવીને અવાજ કર્યો, પ કોણ બોલે ? ત્યારબાદ બન્ને જણા તે [illegible] નની અંદર ગયા, અને ત્યાં જમને ગુલાબચ શેઠની દશા જોઇ. તેમણે તેને છોડીને સાવધ કર્યો, શેઠ સાહેબ ! એમની સમક્ષ હાથ જોડી એમની શિક્ષા નમાની તે પશ્ચાતાપ કરવા લાગ્યા !

કાલાસર, (બોટાદ) } " સુરેન્દ્ર "

# વિવિધ વિષય.



## આગલા દુકાળના ભાવો

અસલ મંઅંડનો રિવાજ હતો અને તે માટે રાજ તરફથી ધ્યાન અપાતુ ત્યારે દુકાલમા પણ કેટલા સરતા ભાવો હતા તે ધ્યાનમાં લેવા જેવુ છે. એક ખાની લાયક આધારવાળી નોંધમાં લખ્યુ છે કે સ. ૧૯૩૪ ની સાલમાં દુકાળ હતો, દાણા કોઇ વેચાતા આપતુ નહિં. મતલબ એ પ્રમાણે અંકુશ રખાતો હતો, જો કે ત્યારે પણ તળાવો વગેરે રીલીફ કામો તો ના. બ્રિટીશ સરકાર તરફથી કાઠીયાવાડ એજંસીના ગામોમાં પણ ચાલતં હતા.

### સંવત-૧૯૩૪ (દુકાળના ભાવો)ના ભાવો

| રૂા | શેર. | રૂા | શેર. |
|---|---|---|---|
| ૧ | જુવાર ૩૬ | ૧ | તેલ ૫ |
| ૧ | ઘઉં ૩૨ | ૧ | સાકરના લાડવા |
| ૧ | તલ ૪૦ | | તેનમા કરેલા |
| ૧ | હલદર ૬ાા | | શેર ૬ાા |
| ૧ | ગોળ ૧૦ | ૧ | ઘી ૨ાા |

( વગેરે વગેરે ભાવો એ પ્રમાણમાં હતા: )

### સંવત-૧૯૩૨ ના ભાવો

| રૂા. | શેર. | રૂ. આ. | શેર. |
|---|---|---|---|
| ૧ | કપાસીયા ૫૦ | ૧-૦ | તલ ૧૦ |
| ૧ | ચણા ૩૨ | ૦-૨ | ઘાસનો ભારો એક |
| ૧ | મગ ૪૨ાા | | મણુ દોઢ લગભગ. |
| ૧ | બાજરો ૩૨ | ૧-૦ | અડદ ૩૬ |
| ૧ | ઘઉં ૩૨ | ૨-૮ | કપાસ ૪૦ |
| ૧ | ગાંઠીયા ૧૦ | ૧-૦ | ટોપરં ૧૦ાા |
| ૧ | જુનાર ૪૭ | ૧-૦ | રૂઈ ૧૦ાા। |
| ૧ | પગરખા(દેશોરવી ૫૨) જોડ એક | ૧-૦ | હવરર ૧૩ |
| | | ૧-૦ | લાકડુ પાટીયુ હાથ |

| | |
|---|---|
| ૧ ઘી ૨ાા-૩ | ચાર. |

### સંવત-૧૯૩૦ ના ભાવો

| રૂા. | શેર | રૂા. | |
|---|---|---|---|
| ૧ | બાજરો ૪૨ | ૧ | ઢાકના મજલીન જેવું ગર્વનું કપડુ હાથઆઠ |
| ૧ | કપાસીયા ૫૦ | | |
| ૧ | મગ ૫૦ | ૧ | ચોથીયું હાથ સાત, |
| ૧ | જુવાર ૬૪ | ૧ | પાણકારં હાથ દશ. |

આ કપડું ખેડુતો, મજુરો, ગરીબો, ભરવાડો વગેરે વાપરે છે તેમ ગાદલાં વગેરે થાય છે.

૧-૦-૦ નેન હાથ તેર.

વગેરે વગેરે ભાવો આ પ્રમાણમાં હતા:

### સંવત-૧૯૩૭--૩૮ ના ભાવો એટલે ૧૯૩૪ ના દુકાળ પછીના ભાવો

| રૂ. | શેર | રૂ. | શેર |
|---|---|---|---|
| ૧ | બાજરો ૮૦ | ૨-૮ | કપાસ ૪૦ |
| ૧ | જુવાર ૯૦ | ૧-૦ | મીઠું ૧૬૦ |
| ૧ | ઘઉ ૫૬ | ૧-૦ | હલદર ૯ |
| ૧ | તલ ૩૨ | ૧-૦ | ગોળ ૮ |

## છીંક મીમાંસા

દુનીઆના સર્વ પ્રદેશોમાં જ્યારે કોઇ છીંકે ત્યારે તેના દીર્ઘ આયુષ્ય માટે અથવા શુભેચ્છા માટે કશના કંઇ આશીર્વચન ઉચ્ચરાય છે. આ આશીર્વચન જુદા જુદા દેશમાં, જાતિમાં જુદાં જુદાં હોય છે. જર્મનીમાં પોતાના પ્રિય જનને છીંકતો જોઇ "ઝીસનડાટ" (સ્વસ્થ રહો) સ્વીડન તથા ફ્રાંસમાં "યો સુહેસ" તમારૂં ભલું હો ઇશ્વર તમારો સહાયક હો કહે છે. આફ્રિકામાં છીંકનારને પ્રણામ કરી તેના દીર્ઘ આયુષ્ય માટે પ્રભુ પ્રાર્થના કરે છે. અંગ્રેજોમાં પણ આવું કંઈક કહેવાનો રિવાજ હતો પણ હાલમાં તે અસભ્યતાના સૂચક થઈ પડ્યો છે. કારણ છીંકનારને જોઇ અંગ્રેજોને ગતરમી સદીના ભયંકર પ્લેગનો સાક્ષાત્કાર થાય છે, ઇંગ્લાંડમા

" આશાઅલ્લાહ (ઇશ્વરે સહાયકર્તા હો) ગ્રીસમાં દસ્તીએઉઆ "(સ્વસ્થ રહો) અરબસ્તાનમાં યારા હામ કદલા (ઇશ્વરદયા કરો) અને પારસીઓમાં "જીરે" યા "જીવસે" અર્થાત્ "જીવો" કહેવાની પ્રથા છે. આવી પ્રથાનો એક અજાણથી ભરેલા આશીર્વચનનો પ્રયોગ ગ્રીસમાં થયો હતો. એક મનુષ્યને છીંકતો જોઇ એક બુદ્ધી ડોશી આવી, અને "તારી વાર્ષિક આવક ૧૦ હજાર પાઉંડ થઇ જાઓ" એવો આશીર્વાદ દીધો. હિંદુઓમાં "શતંજીવ" કહેવાનો રિવાજ છે.

આ પ્રમાણે આ રિવાજ સર્વત્ર પ્રચલિત છે, અને તે ઘણા લાંબા સમયથી છે. ઘણાં પ્રાચીન લેખકોએ આ સબંધે ઉલ્લેખ કર્યો છે. અરસ્તુ સરખા પ્રાચીન વિદ્વાનના સમયમાં આ રિવાજ પ્રચલિત હતો, અને તે પૂર્વે ઘણા વર્ષોથી ચાલુ હતો કે જેનો ખ્યાલ અરસ્તુથી પણ થઇ શક્યો ન હતો.

આ પ્રથા ચાલુ થવાનું કારણ છીંકવાથી ભારે નુકસાન થતું હોવું જોઇએ એવો સહજ વિચાર સ્ફુરે છે. પૂર્વે લોકો છીંકને કોઇ પણ ભયંકર માંદગીનો આગાહી રૂપ માનતા હતા એ આ પ્રથા આપણને જાહેર કરે છે.

## દીર્ઘાયુષ્યનું લક્ષ્ય?

ડા. એટકિન્સન નામના એક મહાન વિદ્વાન ગૃહસ્થે કેંબ્રીજમાં કલેઅર કોલેજમાં ૫૭ વર્ષ સુધી પ્રિન્સીપાલનું કામ કરી વિશ્રાંતિ લીધી હતી. તે હાલમાં ૯૯ વર્ષના છે એક પ્રસિદ્ધ કોલેજમાં ૫૭ વર્ષ સુધી પ્રિન્સિપાલનું કાર્ય એક સરખી રીતે કરનાર ગૃહસ્થમાં કાર્યપટુ વિશેષતા હોવીજ જોઇએ એ નિસદેહ છે. મઇ ૬ ઠ્ઠી ઓગષ્ટે તેમની ૯૯ મી વર્ષ ગાંઠને દિવસે ઇંગ્લાંડનાં એક પ્રખ્યાત પત્રના પ્રતિનિધિએ તેની મુલાકાત લઇ તેમને દીર્ઘાયુ થવાનું કારણ પૂછ્યું. તેમણે ઉત્તર દીધો કે "મિતાહારી તથા શાંત રહેવું અને હંમેશાં ઉદ્યોગમાં મચ્યા રહેવું" એ મારા જીવનનું લક્ષ્ય હતું. હું તન તોડીને કામ કરતો ન હતો તેમજ જરાપણ નવરા રહેવું મને ગમતું નહતું કોઇને કોઇ પણ કાર્યમાં હું ગુંથાયલોજ રહેતો"

ડૉ. એટકીન્સન હાલમાં હજી નીરોગ અને સશક્ત છે. તેમના ઉત્તર આપણે ધ્યાનમાં લેવા જેવો છે. નિયમિત કામ કરવાનો મહાવરો હોવો જોઇએ અને મનનો સંયમ થવો જોઇએ જેથી આપો આપ આપણી પ્રકૃતિ ઘણી સારી રહેવા પૂર્ણ સંભવ છે.

## જાપાન અને નવું જહાજ.

જાપાનમાં જયારે નવું વહાણ બંધાઇ તૈયાર થાય છે, ત્યારે તેને સમુદ્રમાં ચાલુ કરવા માટે પ્રથમ ક્રિયા થાય છે. તે વખતે એવી ક્રિયા થાય છે કે કેટલાંક પક્ષીઓને પાંજરાંમાં પૂરી ત્યાં હાજર રાખે છે. અને વહાણ પ્રથમ ચાલુ કરવા સાથે પક્ષીઓને છોડી મૂકે છે. એવા હેતુથી કે પક્ષીઓના છુટા કરવાંથી તેમના આશીર્વાદથી વહાણ યશસ્વી નીવડે.

જાપાન એક સુધરેલો દેશ છે. તેઓ અંતઃકરણથી સમજે છે કે પ્રાણીઓ પણ તેમના પર ઉપકાર કરતાં આશીર્વાદ આપે છે, અને તેનું ફળ મળે છે. તો સર્વે માંસાહાર કરનારાઓએ વિચાર કરવો ઘટે છે કે શું તેમના વધથી તેઓ તમારા પર નિસાસો નાખતાં નહિ હશે કે? શું તેઓ તમને શાપિત કરતાં નહિ હશે કે? જરૂર કરશે. એવાં અવાક્ પ્રાણીઓની "હાય" નડયા વિના નહિ રહે. બદલો લેવાનો કુદરતનો રીવાજ છે, તે ધ્યાનમાં લેવો જોઇએ.

---

પુસ્તક ૧૦મું. અંક ૫મો.

# સત્સંગ.

માર્ગશિર્ષ સં. ૧૯૭૫.

## પ્રાસંગિક નોંધ.

**અમારું હૃદય.** આ સંસ્થાએ આજ સુધી પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કર્યું છે. હાલમાંજ સંસ્થા તરફથી ઇન્ફ્લુએન્ઝાની દવા મફત પૂરી પાડવાનું કાર્ય સમાપ્ત થયું છે. પરંતુ કામ કામને શીખવે છે તેમજ એક કાર્યમાંથી નિવૃત્ત થતાં બીજાં અનેક કાર્યો સન્મુખ ખડાં થાય છે. કાર્ય કરનારાની કદર થતાં તેઓ ઉત્સાહી થવા સ્વાભાવિક છે. દવા મફત પૂરી પાડવા જે ફંડ એકત્ર કર્યું હતું તેમાંથી કેટલીક રકમ હિસાબ ચોકસ થતાં વધનાર છે આ રકમમાંથી અમે સલાબતપુરા જેવા વસ્તી ગરીબ વર્ગના લત્તામાં એક દવાખાનું ખુલ્લું મૂકવા ગોઠવણ કરી છે. જો કે વધેલી રકમ યોજનાના પૂરા ખર્ચ જેટલી નથી છતાં પ્રભુ પર વિશ્વાસ રાખી કાર્ય કરવા નક્કી કર્યું છે. અમારી દરેક દયાળુ શ્રીમંત સજ્જનોને વિનતિ છે કે તેઓ સંસ્થાના સહાયક થઇ દર વર્ષે રૂ. ૫) મદદ આપશે. જો આ યોજનાનો સ્વીકાર થાય તો અમે અમારાં ધારેલાં કાર્યો સારી રીતે કરી શકીએ. દર વખતે ફંડ માટે પણ કોઇને કંટાળો આપવો ન પડે.

**વિકટ પરિસ્થિતિ.** અનેક પ્રકારની હાડમારીઓથી જગત હજી હાલમાં મુક્ત થયું છે રોગ ચાળો પણ હવે શાંત થઇ ગયો છે. પ્રજાના કળ વળતાં હૈયામાં કંઇક શાંતિ રેલાય છે. પરંતુ બીચારી હિંદની પ્રજાઓ સમક્ષ મહાસંકટ ઉભું છે સાધારણ પ્રજાને ચાલુ વરસ નિષ્ફળ નીવડવાથી દુષ્કાળની સામે ટકી રહેવાનું છે ઢોરોની સ્થિતિ ઘણી નાજુક થઇ પડી છે. કાઠીઆવાડના તથા માળવાના પ્રદેશમાં લોકો ઢોરોને છોડી મુકે છે અને આની પરિસ્થિતિમાં ભાવિ પણ મહા વિકટ દૃષ્ટિ ગોચર થાય છે. અધુરામાં પૂરું જે શ્રીમંતો પોતાનેજ દેશી ભાઇઓના પૈસાથી લડાઇ દરમ્યાન લક્ષાધિપતિ કે ક્રોડાધિપતિ થઇ બેઠા હતા, તેઓની સ્થિતિ પૂર્વ કરતાં પણ ભારી થઇ પડી છે. શ્રીમંતાઇના કેવળ સ્વપ્ન બન્યા છે આવી રીતે હાલમાં સામાન્ય રીતે સમસ્ત પ્રજા દુસ્તર-સમયમાંથી પસાર થાય છે. સંતોષની વાત છે કે નામદાર સરકારે પણ આ સ્થિતિ ધ્યાનમાં લઇ પગલાં ભરવા માંડયા છે.

**આપણું કર્તવ્ય.** આવા સંજોગોમાં આપણું કર્તવ્ય યેન કેન પ્રકારેણ પણ લોકોને રાહત આપવા પગલાં ભરવાં એ છે. મનુષ્યનું મનુષ્ય તરીકે કર્તવ્ય બીજાઓની સેવા કરવામાં

સમાયલું છે સેવા ધર્મમાંજ પ્રભુ સેવા છે. પ્રભુ એજ રીઝે છે પ્રજાની હાલની સ્થિતિ માટે નામદાર સરકાર તરફથી, તેમજ મુંબાઇ તથા અમદાવાદના આગેવાન શ્રીમંતો તરફથી ઉપાયો લેવા શરૂ કર્યા છે. અને સારાં ફંડો થયાં છે આ કાર્યને સમજુ ભાઈઓએ પોતાથી બનતી સહાય આપવાની છે પોતે પણ પોતાની શકિત અનુસાર અન્યનાં દુઃખ ઓછાં કરવાં તત્પર થવું જોઈએ.

**જીવદયાના સાહિત્યની અસર**

જીવહિંસા અટકાવવા જીવદયા જ્ઞાન પ્રસારક મંડળો એ વિષયનું જ્ઞાન આપવા અનેક પ્રકારે હીલચાલો કરે છે. આ સર્વનું પરિણામ શું આવે છે એનો સામાન્ય રીતે ઘણાને ખ્યાલ હોતો નથી હજારો રૂપીઆના ખર્ચ પશ્ચાત્ એક મનુષ્ય પણ માંસાહાર તજે તો તેની સમસ્ત જીંદગી માટે જોઈતા માંસાહાર તજે તો તેની સમસ્ત જીંદગી માટે જોઈતા માંસાહાર માટે અપાતાં પ્રાણીનું સંરક્ષણ થાય છે. તેનો ખ્યાલ કરવો જોઈએ ગયા ભાદ્રપદ માસમા અત્રેના ત્રેશન હાઈસ્કૂલના પ્રિન્સિપાલ ડો. એંઝે એ વિષયનું સાહિત્ય વાંચ્યા બાદ માંસાહાર તજી દીધો છે આની કેવી અસર થશે ? તે વિચારવા જેવું છે. એવોજ એક બીજો દાખલો રજુ કરીએ છીએ રા. લાભશંકર લક્ષ્મીદાસ ઉપર કોઈ પારસી બન્ધુએ તેમના લખાણ વાંચી નીચે પ્રમાણે પત્ર લખ્યો છે.

## મુરગી ઉપર ઘાતકી પણું.

મી. લાભશંકર લક્ષ્મીદાસ,

પટેટીને દીવસે જાનવર તરફ દયા ખાતર ગોસ્ત નહિ ખાવાની તમોએ "જામે જમશેદ" પેપરમાં દયાળુ પારસીઓને અપીલ કરી છે તે વાંચીને લખવાનું કે હું પોતે એક વેજીટેરીયન પારસી છું અને જાનવર તરફ દયા રાખવાની હીલચાલને દરેક રીતે ઇચ્છું છું. તમારી પટેટીની અપીલ સંબંધી તમને જણાવવાનું કે પારસી કુટુંબો માટે કપાતી મુરગીઓની ગરદન ઉપર જરાક છરી ફેરવીને છોડી મુકવામાં આવે છે અને તેથી તે બીચારૂં પ્રાણી અસહ્ય વેદના ભોગવતું ઘણીવાર સુધી તરફડયા કરે છે તેમ ઉઠીને નાસે છે. આવો નિર્દય દેખાવ હું મારા ઘરવા પાસે દરરોજ જોઉં છું. પારસી જેવી દયાળુ કોમ આટલા બધા નીર્દય પણાને માટે ખુદાની નજરમાં જવાબદાર થાય તે ઘણું અફસોસકારક છે. માટે તમે આ બાબદ પણ તમારૂં લોકપ્રીય જામે મારફતે પારસી કોમને અપીલ કરો એવી મારી તમને સુચના છે.

લી. સેવક

એક પારસી.

આવીજ રીતે આવાં સાહિત્ય પ્રચારથી અનેક શુભ પરિણામો આવે એજ સદભિલાષા.

**દારૂથી દૂર રહો**

હિંદને હાલની બુરી હાલતમાં મુકનારા અનેક કારણોમાં એક કારણ દારૂ પણ છે, તે દૂર કરવા અનેક પ્રયત્નો ખરાં દીલથી કરવાની જરૂર છે. ખરા પસીનાથી પેદા કરેલું દ્રવ્ય કારીગર વર્ગ કેવી રીતે ફેંકી દે છે, તેનું તેમને વારંવાર ભાન કરાવવું જોઇએ. આવા કંઇક હેતુથી અમે નીચે પ્રમાણે બોર્ડ તૈયાર કરવા ધાર્યું.

---

શું તમે દારૂના ગુલામ છો ?

તમે કેમ કંગાળ બન્યા છો ? દારૂથી

ખરાં પસીનાથી પેદા કરેલ દ્રવ્ય ક્યાં ફેંકી દો છો ? દારૂમાં

તમારાં શરીર, મન, પૈસો અને આબરૂનું કોણે સત્યાનાશ વાળ્યું છે ? દારૂએ

જરા શાંત ચિતે વિચાર કરો

અને આજને આજ દારૂ ન પીવાના કસમ લો

# સમશ્લોકી પદ્યાવલિ.

नागो भाति मदेन कं जलरुहैः पूर्णेन्दुना शर्वरी
        शीलेन प्रमदा जवेन तुरगो नित्योत्सवैर्मन्दिरम्
वाणी व्याकरणेन हंसमिथुनैर्नद्यः सभा पण्डितैः
        सत्पुत्रेण कुलं नृपेण वसुधा लोकत्रयं विष्णुना

શોભે હાથી મદે, જલો કમળથી, ને રાત્રી પુર્ણેન્દુથી,
        શીલે સુન્દરી, વેગથી તુરગ ને પ્રાસાદ આનંદથી;
વાણી વ્યાકરણે, સભા સુજનથી, હંસેજ દીપે નદી,
        સત્પુત્રે કુળ, પૃથ્વી સૌ નૃપ વડે, ત્રિલોક વિષ્ણુ થઈ

अस्यां सखे बधिरलोकनिवास भूमौ
        किं कूजितेन किल कोकिल कोमलेन
एते हि दैवहतकास्त्वदभिन्नवर्णं
        त्वां काकमेव कलयन्ति कलानभिज्ञाः

હે કોકિલા! બધિર લોકની ભૂમિમાં આ,
        શું છે પ્રયોજન મીઠા તવ ગાનનું હા!
જે છે અભાગી નહિ કિંમત જાણનારા,
        રંગે જુદો ન જરી કાગ જ માનનારા!!.

निजगुणगरिमा सुखाकरः स्यात्
        स्वयमनुवर्णनतां सतां न तावत्
निजकरकमलेन कामिनीनां
        कुचकलशाकलनेन को विनोदः

સુજન સ્વકથને ન લાભ માને,
        અબુધ ગણે ગુણ તો વાસે વખાણે!
નિજકર ગ્રહી કોઇ કામિની જો.
        ગ્રહણ કરે કુચ તો વિનોદ શાનો?

लङ्कापतेः संकुचितं यशो यत्
        यत् कीर्तिपात्रं रघुराज पुत्रः
स सर्व एवादिकवेः प्रभावो
        न कोपनीयाः कवयः क्षितीन्द्रैः

લંકા પતિનો યશ નાશ પામ્યો.
        સીતા પતિનો યશ પૂર્ણ જામ્યો.

પ્રતાપ એ વાલ્મિકીનો ગણી એ,
ન કેળવા કો'કવિ ભૂપતિએ ૪

खिन्न चापि सुभाषितेन रमते स्वीयं मनः सर्वदा
श्रुत्वान्यस्य सुभाषितं खलु मनः श्रोतुं पुनर्वाञ्छति
अज्ञाज्ज्ञानरतोऽप्यनेन हि वशीकर्तुं समर्थो भवेत्
कर्तव्यो हि सुभाषितस्य मनुजैरावश्यकः संग्रह

ચિત્તે ક્લેશ અનેક હોય તદપિ સાહિત્યથી તે શમે
બીજા પાસથી સાંભળ્યું યદિ જરા ઇચ્છા ફરી થાય છે.
જ્ઞાની-મૂર્ખ બધાયને વશ કરે એ એક શક્તિ અહા!
માટે સંચય સર્વ કોઇ કરજો સાહિત્યનો સર્વદા!! ૫

ધીરજ.

---

# ખેડુત અને જમાનો.

### મનહર છંદ.

સુધારાથી લોકો કહે જમાનો આગળ વધે,
પણ કેમ ખેડુતની સ્થિતિ હઠે પાછળે?
ખેડુતના સુખ મહીં દુનિયાનું સુખ દિસે;
ગજ ને સમાજની આબાદાની ખેડૂ બળે,
ભલે થાય શોધ નવા ઓજારો ને યંત્ર તણી,
પણ ખેડૂ સ્થિતિ સુધરી વિણ તેનું ના વળે
ખેડુની સ્થિતિ જો હોય સુખમય તોજ બધે;
થાય લીલા લ્હેર અને ધારેલા ફળો મળે.
ખેડૂ થાય નિષ્ફળ તો માલ ના ખરીદી શકે,
ભલે હોય ગમે તેવો તેનાંજ તે કામનો;
ભર્યો હોય માલ અભરાઇ કે વખાર મોંહી;
ત્યાને ત્યજ પડી રહે માત્ર તે તો નામનો,
વેપારી શું વ્યવહાર કરે કહો માલ વિણ!
ખેડુની ખરાબીથી ન ઉપજ્યો બદામનો;
ખેડુની સ્થિતિ જો હોય સુખમય તો ખરેજ;
થાય લીલા લ્હેર બધે ચાલે કામ ઠામનો,
ખેતીના પેદાશ વિણ ટકે ગાડી ઘોડા અને,
રેલ્વે અને સ્ટીમરોની દોડાદોડી થાય ક્યાં?
વકિલ ને બેરીસ્ટરો ખાય બેઠા બગાસાંઓ,
વાતોના તડાકા મારે ચોરે બેસી બારે ત્યાં;
વૈદરાજ ગોળી વાળે ખલી ઘેર બેઠા બેઠા,
ઘરાક ન કોઇ આવે ગદનું ગુમાવે જ્યાં;
ખેડુની સ્થિતિ જો હોય સુખમય તોજ બધે,
થાય લીલા લ્હેર ને પુરાય સહુ કામનાં.
શરાફોને વ્યાજ ખાઉ હાટ બેઠા ફોકાં ખાય,
મજુરો બિચારાં મરે ઘેર ઝેર ખાઇને;
મ્હેસુલ ન આવે કોઇ રાજકાજ બધ પડે
નોકરો—અમલદારો રડે ઘર જઇને;
ભાગી જાય કારખાનાંઓ યંત્રપર કાટ ચડે,
સુધરે ન ખરચી નાંખતાં બધી કમાઇને;
સ્થિતિ ખેડુતની હોય સુખરૂપ તો જરૂર,
થાય લીલા લ્હેર બધી આફતો હણાઇને.
બિધ ના ઉપ સકે તે મ્હેતાજીઓ ઘેર બેસે,
કદિ ના પગાર તેને કોઇ કોડી આપતું;
ભિખારીઓ ભૂખવડ્યાં દુઃખથકી મરી જાય,
ગુરૂ, ધર્મભિક્ષો—આચાર્યોનું નવ ચાલતું;
મનુષ્યને અન્ય પ્રાણી તણો શો નિભાવ થાય?
ખાવાનું ન ખેડૂ વિણ કોઇ નિપજાવતું;
ખેડુની સ્થિતિ જો હોય સુખમય તોજ પ્રેમી,
થય લીલા લ્હેર અને સુખ મન માનતું.

### દેહરો.

ખેડુના સુખમાં વસ્યું, પ્રાણી માત્રનું સુખ,
જો ચાહો સુખ સર્વનું, (તો) હરો ખેડુનું દુઃખ.
પાલનહારો છે પ્રભુ, બીજો ખેડુ ગણાય.
પણ એ સુખી જો હોય તો, દુનિયા સુખી થાય.

'પ્રેમી'

વડોદરા]

## " મતલબી દુનિયા "

—ગઝલ—

રહી છે સ્વાર્થમાં ડુબી, બધી આ મતલબી દુનિયા.
ગરજ વીણુ ના રહે ઉભી, બધી આ મતલબી દુનિયા.
પડયું જ્યાં કામ પોતાનું, પુંઠે દીન દાશ થઇ દોડે;
સર્યો જ્યાં સ્વાર્થ દે લાતો, ખસી જઇ આપ મતલબીયા,
સગા સ્નેહી કે સંબંધી, જુએ નાહ લોભ લાલચમા,
ફસાવે છેતરી પાડી દયા હીણુ સ્વારથે બનીયા.

ધોળકા. જી. બી. પવાર.

---

## નિરૂદ્યમીઓનો નિરૂત્સાહ !

—હરિગીત—

જે પાળવા વાળો જગતનો,રે અમારો રામ છે;
કરી કામને ખાવું અરે ! એ પામરોનું કામ છે.
શું આજ તે સુઇ ગયો, વા મરી ગયો કે દૂર છે ?
ના ! ના ! નથી તે દૂર અમ, સેવા વિષે ચકચુર છે.
જે ગર્ભમાં દેતો રહયો, ભોજન અરે જે નેમથી;
દેશે ખરે તે સર્વદા, શંકા વિના બહુ પ્રેમથી.
રે આજ પણ રક્ષા અમારી, કરવી તેને શીર છે;
થઇ શ્રમિત તેનું નામ લેવા-ની પછી શુ જરૂર છે?
બસ ભાજી પાલો ચાવીને, વિતાવવો વખતજ ભલા;
આ પેટ ભરવા કારણે, ભણવું ભણાવવુ છે બના.
છે ચાર દિનની જીંદગી તો પોઢી સો સુખમા સદા;
ના શ્વાન સમ કદી ઘૂમવું, છે થનાર થાનારું યદા.
પ્રભૂએ બનાવ્યો શ્રમજ જે છે પશુ પ્રાણી માટએ;
છો મૂઢ હે ! અજ્ઞાન જન ! શાને પશુ સમ થાય છે?
ઉદ્યમી નરને સદા, બસ ચાર પગનો જાણવો;
પંડિતો આ વાકયને, સાચું બરાબર માનજો.
ઘરથી બાહેર નિકળીને, વ્યર્થ છે જાવું કહી;
હાથ ધરવો કોઇની, સામે અરે સારૂં નહી.
યત્ન કરવાથી કદીએ, રાજ્ય પણ મળતું હસે;
જંજાળ તેને જાણીને, બસ દેવશું પગની તળે.
બોલવું સારૂં નહી, સારૂં વચન કદી ભૂનીને;
કોંકે તમોને તે અરે ! દુઃખકર થઇ દુભાવસે.
બોલવાથી કીર કોકિલ, સારિકા સૌ કેદ છે;
મૌન રહે છે ગીધ તો, સાનંદમાં મશગુલ છે.
જો ઘર કદી સળગી ઉઠે, તો પણ ઉઠી નવ ભાગવું
રામલીલા જાણીને, આનંદથી બસ તાપવું.
મારનારો તારનારો, છે અમારે વસ નથી;
આસ્તિકોનાં ચિત્તમાં, વિશ્વાસ એ રેંસે સહી.
જે મળે તે ખાઇને, હા મસ્ત રહેવું જોઇએ,
ઉદ્યોગ કરવો વ્યર્થ છે, સ્વાદિષ્ટ ભોજન કારણે.-
ગુણીજન અને વિદ્વાનપણ ભૂખથીઆહો મરતારહ્યા
જે એક પળ નિશ્ચિંતથી પણ ના કદી સુઇ શકયા.
ફળ કંઇપણ ના મળ્યું, તેને અહો ઉદ્યોગથી;
જોઇ લેજો એ તમો ! ના મરો ચિંતા રોગથી.
નિશ્ચંત સુવા જે રહ્યા, તેને સદા આરામ છે;
જે પરિશ્રમ કરતા રહ્યા, તેની વિધાતા વામ છે.
સુતા રહ્યા વિષ્ણુ અરે ! તો સાથમા છે શ્રી રહી;
નગ્ન થઇ ભમતા રહ્યા, તો ભસ્મ અંગે છે ભરી :
ઉદ્યમવાનો ! નિવેદન, તમે એશ બહુ કરતા રહો;
જ્ઞાનિયોના જ્ઞાનપર, ના ધ્યાન તમ ધરતા રહો.
સાહસી દુઃખમા પડયા છે, આળસુ સુખ લુટતા;
હાય એહ ઉદ્યોગને, પછી કયાં નહી સૌ છોડતા
રવી દોડદોડ કરી મરે, પણ ચન્દ્રમા બચનો નથી;
પશુ હૈત નહી જાનો કદી; તો શું રહે આનંદથી.
મચ્છરોને મારવા, ને માખિયોને હાંકવી;
એ મંત્રને જે માનતા, તે જન સદા રેંસે સુખી.
કામ કરવું તે અમીરોને, કદી શોભે નહી;
હાથ પગ હરિએ દીધા, બસ એકલા જોવા સદી.

# પારેવા વૃત્તિ. *

( શિખરિણી )

પ્રિય પારેવા ઓ ! તુજ પ્રતિ મને હર્ષ ઉપજે,
જીવન્ વૃત્તિ ત્હારી મુજ જીગરને તો બહુ ગમે,
પ્રભુની લીલાના મધુર અંશે તું ઉપનીયું,
જહાંના ખેલોમા અજબ નીતિએ તું વિહરતું.
અહા? શું વિશ્વાસુ હૃદયતણું ભોળું પ્રિય મહા,
જનોને ધીરીને નિર્ભયપણે તું ફરતું આ,
કને આવી બેસે કપટમય જહાંના જન છતાં,
અને કો સંતાપે પણ નવ તજે નિષ્કપટતા.
કમાયે ખાયે જે દિનભર ફરી તું સુખ મહી,
કરે ના ભેળું તું કંઇ જરી અનાજે ઘર મહી,
ત્હને ત્હોએ ચારો પ્રતિદિન મળે છે નવ નવો,
અને આનંદે સૌ સુખમહીં જતા છે તુજ દિનો,
દુભે ના કો જીવો નહીં કદી કરીને કપટ તું,

× નહીં જીવાહારી દિલ બહુ દયાથી છલકતું,
ડરે સૌથી ના તું નિજ થકી ડરાવે જીવ બીજા;
અને સ્હેતાં સર્વે હળી મળી રહેતું લઇ મઝા,
જહાંમાં તોફાને કમકમી રહે જ્યાં જીવ બીજા,
લીએ તેવે તું 'ઘુઘુઘુ' શબ્દેથી શીતળતા,
× પ્રિય? ત્હારા જેવા જન જગ મહી જો મળી શકે.
મ્હને તો નાકોદી જર મહીં નિસાસા ટકી શકે.

સતિ લાયબ્રેરી. | માણેકલાલ હરિલાલ
તા. ૧૦-૧૦-૧૮ | સારત.

× બીજાં બધાં પક્ષીઓ જીવ હિંસા કરે છે ત્યારે કબુતર કદાપી જીવહિંસા કરતું નથી.
× કબુતરના જેવી જીવન વૃત્તિવાળાં માણસો સમાજમા હોય તો તેનું વ્યવસ્થા અલૌકિક રીતે ચાલી શકે એ નિર્વિવાદ છે.

લેખક.

* પારેવું=કબુતર, વૃત્તિ=ગુજરાન પારેવાનું ગુજરાન

---

# કેટલાએક સદ્બોધક સુક્ત વચનો.

[ શ્રી સદ્ગુણાનુરાગી મુનિશ્રી કપૂરવિજયજી ]

૧ આપણા માત પિતા કરતાં આપણું અધિક હિત કરવા ઇચ્છતા જ્ઞાની ગુરૂની હિત શિખામણ કદી વિસરવી નહિ. ગુરૂનું હિતકારી કડવું વચન પણ મીઠું માનીને આદરવું.

૨ હિંસા, અસત્ય, ચોરી-વિશ્વાસઘાતાદિક કુકર્મ મનથી વચનથી કે કાયાથી કરવાં કે કરાવવાં નહીં.

૩ અહિંસા, સત્ય, પ્રમાણિકતા; અને બ્રહ્મચર્યાદિક મહાવ્રતોને સારી રીતે પાળવા અને અન્યજનોને નિસ્પૃહપણે સદુપદેશ આપવા જે

૪ જે રાગ દ્વેષ અને મોહાદિક મહાદોષો વડે વારંવાર જન્મ મરણ કરવાં પડે છે તેનો જલ્દી ઉચ્છેદ કરવો જોઇએ.

૫ જન્મ મરણનાં બંધનથી સર્વથા મુક્ત થવું તેજ ખરો મોક્ષ.

૬ મોક્ષ મેળવવા યથાર્થ જ્ઞાન ( તત્ત્વજ્ઞાન યા આત્મજ્ઞાન ) યથાર્થ શ્રદ્ધા ( તત્ત્વ શ્રદ્ધા યા આત્મ શ્રદ્ધા ) અને યથાર્થ ચારિત્ર (તત્ત્વ આચરણ યા આત્મ રમણતા, પ્રગટ કરવા દરેક

થાય છે સર્વ સાંસારિક બંધનોથી સાવ મુક્ત થવાને એજ અમોઘ ઉપાય છે.

૭ ઉક્ત રત્નત્રયી પ્રાપ્ત કરવા એટલે સર્વ પ્રકારનાં બંધનોથી મુક્ત થવા રૂપ મોક્ષનો સાચો માર્ગ આદરવા ખાસ જરૂરી સાધન તરીકે આપણે યોગ્યતા મેળવવી જોઇએ તે વગર ખરો માર્ગ પ્રાપ્ત થવોજ મુશ્કેલ છે.

૮ ક્ષુદ્રતા–તુચ્છતાદિક દોષોને દૂર કરી આપણા હૃદયની શુદ્ધિ (ઉદારતા–સરલતા–નિપુણતા–ગંભીરતા) પ્રાપ્ત કરવી જોઇએ.

૯ શુદ્ધિ કરેલાં વસ્ત્ર ઉપરજ જેમ રંગ ચઢે છે અને ઘડાઇ મઠારીને સાફ કરેલી ભૂમિ ઉપરજ જેમ ચિત્ર ઉઠે છે તેમ શુદ્ધ નિર્દોષ થયેલા હૃદય ઉપરજ ધર્મનો રંગ બેસી શકે છે, અને ટકી શકે છે માટેજ હૃદય શુદ્ધિ કરવાની ખાસ જરૂર છે.

૧૦ દાન, શીલ, તપ અને ભાવ રૂપ ધર્મ પણ ત્યારેજ સફળ થાય છે. શમ દમ (મન ઇન્દ્રિયોનો જય) વિવેકથીજ કરી શકાય છે.

૧૧ શરીરનું આરોગ્ય પણ સાચવવા પૂરતી કાળજી જોઇએ.

૧૨ મનની પ્રકૃતિ ઠંડી મીલનસાર હોવાનું લક્ષ જોઇએ.

૧૩ લોક હિતકારી કાર્યો કરવા વડે લોક પ્રિય થવું જોઇએ.

૧૪ ક્રૂરતા–કઠોરતાવાળા પરિણામ તજી દેવા જોઇએ.

૧૫ પાપ અને લોકાપવાદથી ડરી સભ્યતાથી ચાલવું જોઇએ.

૧૬ માયા–પ્રપંચથી અળગા રહી સરલ વ્યવહાર રાખવો જોઇએ.

૧૭ પરને લાભ કારી એવી વ્યાજબી માગણી માન્ય રાખવી જોઇએ.

૧૮ ઉત્તમ પ્રકારની લાજ–મર્યાદા સાચવી રાખવી જોઇએ.

૧૯ દયાળુ દીલ રાખી તન મન ધનથી પર દુઃખ દૂર કરવું જોઇએ.

૨૦ નિર્પક્ષપણે સત્યાસત્યનું શાન્ત ચિત્તથી તોલન કરવું જોઇએ.

૨૧ સદ્ગુણ–સદ્ગુણી પ્રત્યેજ ખરો પ્રેમ દાખવવો જોઇએ.

૨૨ પ્રિય અને હિતકારી સત્યનેજ સદા આદરવું જોઇએ.

૨૩ આપણાં સ્વજન કુટુંબી જનોને સારી રીતે કેળવવાં જોઇએ કે જેથી તેઓ આપણને વિઘ્ન રૂપ નહિ થતાં મદદગાર થાય.

૨૪ કોઇપણ કાર્ય, લાભ હાનિનો વિચાર કરી, વિવેક પૂર્વક કરવું જોઇએ.

૨૫ જેમ બને તેમ ડહાપણથી દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને તપાસી ચાલવું કે જેથી આપણી કાર્ય શક્તિ નકામી નહિ જતા સફળ થઇ શકે.

૨૬ જેના આચાર વિચાર સુંદર હોય તેવા ગુણવંત શિષ્ટ પુરૂષોને અનુસરી ચાલવું કે જેથી આપણે પરિણામે કુશળ થઇએ.

૨૭ સદ્ગુણી પ્રત્યે વિનય–નમ્રતા, બહુમાન દાખવવાં ભૂલવું નહિ.

૨૮ જેમણે આપણા ઉપર ઉપકાર કરેલો હોય તે ભૂલી નહિ જતાં તેનો બને તેટલો બદલો વાળવાની તક મળે તે ગુમાવવી નહિ.

૨૯ આપણને પુણ્ય યોગે જે કંઇ સુખ સામગ્રી મળી હોય તેથી ફૂલાઇ ન જતાં બની શકે તેટલું સ્વપર હિત સાધવા સદાય તત્પર રહેવું જોઇએ.

૩૦ ચંચળતા નિપુણતા વડે કાર્ય કુશળ બની ગમે તે મહત્વના કામ કરવા આપણી યોગ્યતા પુરવાર કરી આપવી જોઇએ.

૩૧ વ્યાજબી પ્રતિજ્ઞા કરી તેને પાર પાડવા પૂર્ણ કાળજી રાખવી જોઇએ.

૩૨ ઉત્તમ પ્રકારની યોગ્યતાવડે આપણે ઉત્તમતા પામી અન્યને શુભ દ્રષ્ટાન્તરૂપ બનીએ બની શકીએ એમ થવું જોઇએ.

૩૩ આખી દુનીયા આપણું કુટુંબ છે એવી વિશાળ ભાવના જાગ્રત રાખવી જોઇએ.

(ફરી છપાવીને જ્ઞાન ફેલાવવાની દયા કરશો ?)

# મુંબઈમાં સેંકડો બાળકોનાં ખુનો!

## તે મહા પાપ કેમ અટકે ?

૧ ગોળ પીઠાં આગળની એક મુતરડી આગળ એક બંડલ પડેલું હતું. તેમાં એક તરતના જનમેલા બાળકનું મુડદું હતું. કોઇ નહીં જણાયલા શખસે તે બાળકને ગુંગળાવીને મારી નાંખ્યું હતું.—સાંજ વર્તમાન, તા. ૧૨-૭-૧૯૧૮.

૨ ભાયખળામાં, લવલેનમાં એક બડલ પડેલું હતું. તેમાં એક તરતની જનમેલી છોકરીનું મુડદું હતું. તે બાળકના મોઢાંમાં લુગડાનો ડુચો ખોસીને તથા તેના ગળાની આસપાસ લુગડાના બે કટકા મજબુત બાંધીને કોઈ નહીં જણાયેલા શખસે તે બાળકને ગુંગળાવીને મારી નાંખ્યું હતું.—એડવોકેટ ઓફ ઇંડીયા, તા૦ ૨૧-૮-૧૯૧૮.

Dr. Arthur Powell, Police Surgeon, on examination found a rag-stuffed in the mouth. Two other rags were found tied tightly round the neck."

"The jury returned a verdict of death from strangulation by some person or persons unknown."

૩ આરથર રોડ ઓસપીટલની ટાંકીમાં એક તરતના જન્મેલા બાળકને કોઈ નહી જણાયેલા શખસે ડુબાડીને મારી નાંખ્યું હતું—જામે જમશેદ, તા. ૨૧-૯-૧૯૧૮

વર્તમાનપત્રો વાંચનારાઓ જાણે છે તેમ જુદી જુદી ઘાતકી રીતે મારી નાંખેલા સેંકડો તરતના જનમેલાં બાળકોના મડદા મુંબઇના જુદા જુદા લતાઓમાં પડેલાં આજ સુધીમાં જોવામાં આવ્યાં છે, અને તેવાં ખુનો વખતે વખતે થયા કરે છે.

ઘણાં બાળકોને એવી છુપી રીતે મારી નાંખવામાં આવે છે કે તેમના ખુનીઓ કદીપણ પકડાતા નથી.

### તે મહાપાપ કેમ અટકે ?

દરેક તરતના જનમેલા બાળકના ખુનીને જે માણસ પકડાવી આપે તેને રૂ. ૧૦૦ એકસો અથવા વધારે રકમ ઇનામ તરીકે આપવાની મુંબઇના શ્રીમંતો મુંબઇના પોલીસ કમીશનર મારફતે યોજના કરે, અને તેવાં ઇનામોની જાહેર ખબરો શહેરના તમામ બાજારોમાં પ્રસિદ્ધ કરવામાં આવે, તો તેને પરિણામે ઘણા ખુનીઓ પકડવાનો, તથા બીચારાં બાળકોનાં ખુનો થતાં અટકવાનો સંભવ છે.

ઉપર પ્રમાણે ઇનામો આપવા માટે પાંચ દસ હજાર રૂપૈયા ખરચવાથી સેંકડો તરતનાં જનમેલા બાળકોનાં ઘાતકી રીતે થતાં ખુનો અટકાવવાનું મહા પુણ્ય કમાવાનો મુંબઇના કોઇ દયાળુ શ્રીમંત અથવા શ્રીમંતો ઠરાવ કરવાની મહેરબાની કરે એવી મારી પ્રાર્થના છે.

તારીખ ૨૧-૧૦-૧૯૧૮

જુનાગઢ. લાભશંકર લક્ષ્મીદાસ.

# તમાકુ વ્યસનની બંધી કરવા રાજકર્તાઓ તરફથી થએલા હુકમો.

૧ જપાન દેશમાં વીસ વર્ષની અંદરના માણસો જો તમાકુનો ઉપયોગ કરે તો તે મનુષ્ય સજાને પાત્ર થાય છે.

૨ ડચ લોકો પ્રથમ "બીડી પીનારી પ્રજા" તરીકે ઓળખાતા તે ઉપરથી ત્યાંની સરકારે સ્પષ્ટ શબ્દોમા તમાકુનો ઉપયોગ નહિ કરવા ઢંઢેરો બહાર પાડી ભારે કર નાંખ્યા અને મ્યુનીસીપાલીટીએ દંડની ભારે રકમ તે પીનારાઓ ઉપર આકારી વસુલ લેવા માંડી હતી જે હુકમનો અમલ અદ્યાપી સુધી ત્યાં થાય છે

૩ એલજીયમના ધાર્મિક લોકો પોતાના ધર્મના નિયમને આધારે તેઓ બીલકુલ તમાકુનો ઉપયોગ કરતા નથી.

૪ ઈગ્લાંડમા પણ વીસ વર્ષની અંદરના માણસો જો તમાકુ પીતા માલુમ પડે તો તેને રાજ્ય તરફથી સખ્ત સજા થાય છે.

૫ રૂશીઆના ધમગુરૂઓએ આ વ્યસનને ઈ. સ. ૧૬૬૦માં અપવિત્ર જાહેર કરાવીને તેને બાદશાહી ફરમાનથી દરેક માણસને પીવા માટે મના કીધી આવો બંદોબસ્ત કર્યા છતાં પ્રજાવર્ગે પીવાનું જારી રાખ્યાથી ત્રણ વર્ષ પછી બીજો કડક હુકમ કાઢી જાહેરનામું ચોંટયું કે જેઓ તમાકુનો ઉપયોગ કરશે તે લોક શીક્ષાના બદલામા પોતનું નાક ગૂમાવશે આથી પણ રૈયતે જ્યારે પોતાની ખોટી ટેવ ન સુધારી ત્યારે નામદાર ઝારે છેવટનો હુકમ બહાર પાડયો કે કોઇ પણ સખસ તમાકુ પીતો માલુમ પડશે તેનાં નસકોરાં ચીરી તેને સેબી- રીઆમાં લાખો વખત દેશપાર કરવામા આવશે આટલું કર્યા છતાં ધૂમ્રપાનીઓની સંખ્યામાં ઘટાડો ન થવાથી છેવટે ઇ. સ. ૧૬૬૫ માં નામદાર ઝારે મોતની શીક્ષા કરવાનો પણ હુકમ બહાર પાડયો હતો.

૬ ઇંગ્લાંડની નવી પાર્લામેંટે નાની ઉમરના છોકરાઓને તમાકુ વેચવાની મનાઇ કરવાનો મુસદ્દો બહાર પાડયો છે.

૭ આપણાં દરેક ધર્મ શાસ્ત્રોમા પણ તમાકુ પીવાની નિંદેલી છે અને તે બાબત હજારો બલકે લાખો વખત ભાષણો દ્વારા, પુસ્તકો દ્વારા, ચર્ચાઇ ગઇ છે છતાં પણ આ દેશે તમાકુની પધરામણી ઘેરે ઘેર કરી દીધેલી છે દીલગીરીની વાત છે કે તમાકુ વીશે નામદાર સરકારે કોઇ પણ જાતનું કાયદા રૂપી અંકુશ રાખેલું માલુમ પડતુ નથી. હાલ જો સરકાર માબાપ તમાકુ પીનારાઓની ગણત્રી કરાવે તો બીડી પીનાર એ સેકડે ૯૩ ટકા, ચલમપીનારા, ૮૬ ટકા હુક્કા ગડાવનારા ૮૦ ટકા, તપખીર સુંઘનાર ૬૦ ટકા અને તમાકુ ખાનારા ૨૬ આ આખાં હિંદુસ્થાનમાંથી નીકળી આવશે.

ધોળકા ] જી. બી. પવાર.

---

## એક યાદ.

એક રોઝ હઝરત ગમેઆં (રહ) એક પહાડપર ચઢ ગએ સાથે સીકાર હરન ગોરખર વગેરાહ આપકે પાસ આકર જમે હુવે ઓર આપકો તકતેથે (દેખતેથે) ઇતેફાકમે હઝરત હસન બસરી (રહ) ઉધરસે ગુજરે સબ જાનવર ભાગ ગયે હઝરત હસન બસરી (રહ) ને જમએ દેખાતો હેરતમે ગરે ઓર પુછા કે એય રાબેઆ (રહ) સબ જાનવર મુજસે ક્યુ ભાગ ગયે ઓર તુજસે કયુમ તુમ ડરે રાએ

માત્ર હૃદયમાંજ તેનું સ્થાન નથી, બહાર પણ છે. એટલે દશ્યમાન બહારના સ્થુળ શરીરમાં પણ તેજ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં નવમા અધ્યાયના શ્લોક ૧૭ માં કથન છે કે.—

पितामहस्य जगतो, माता धाता पितामहः ॥

એમાં માતા અને પિતામહ એ બે શબ્દ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. શું પિતા તેજ પિતામહ? હું જગતનો પિતા છું, માતા છું, પિતામહ છું, એ શું? વળી પિતા તેજ માતા? પ્રથમ બ્રહ્મ, બ્રહ્મથી પુરૂષ અને પ્રકૃતિ, અને પુરૂષ અને પ્રકૃતિથી જગત. પુરૂષ પ્રકૃતિનું સંયુક્ત અને અવ્યક્ત સ્વરૂપ તેજ બ્રહ્મ, અને તે બેમાં ભેદ નથી. પ્રકૃતિ એ માયાનું સ્વરૂપ છે અને માયા તે બ્રહ્મની શક્તિ છે, એટલે માયા બ્રહ્મથી ભિન્ન નથી. પુરૂષ તે પિતા, પ્રકૃતિ માતા, અને બ્રહ્મ પિતા મહ. પ્રાણી માત્રમાં ચૈતન્ય પુરૂષ રૂપ છે, અને શરીર પ્રકૃતિ રૂપ છે. પ્રકૃતિ ઇશ્વરનીજ શક્તિ, ઇશ્વરનુંજ એક સ્વરૂપ દર્શન છે. માટે કોઇપણ પ્રાણીના દેહને હાનિ કરવી તે ઇશ્વરને પોતાનેજ હાનિ કરવા જેવું અઘોર કર્મ છે વળી ઇશ્વર જેવો અંતરમાં છે તેવોજ બહાર છે. બહાર એટલે દેહથી ભિન્ન સૃષ્ટિ છે. જેવું બ્રહ્માંડે તેવું પિંડાંડે. બ્રહ્માંડ ઇશ્વરનું વૈરાટ સ્વરૂપ છે. બ્રહ્માંડ વૈરાટ સ્વરૂપમાં સમાયલું છે. એ વૈરાટ સ્વરૂપનું સૂક્ષ્મ પ્રતિબિંબ પિંડાંડ છે. એ પિંડાંડમાં સકળ જગત સમાયલું છે. એ જગતના કોઇપણ અંશને પીડા અથવા હાનિ કરવામાં આવે તો વૈરાટના પ્રતિબિંબ સ્વરૂપના અંગનેજ કરવામાં આવે છે, સાર એ છે કે હિંસા કરનારો પોતાનાજ સ્વરૂપના અંગની હિંસા કરે છે. આ પ્રકારે હિંસા કરનાર આત્મ હત્યારો છે. તે પોતાની ઉર્ધ્વ ઉન્નતિમાં, ઉત્ક્રાંતિમાં, પોતાની જાતેજ વિઘ્ન રૂપ

મહાશયો અને મિત્રો સમય બહુ થઇ ગયો છે એટલે વિશેષ વિવેચન નહિ કરતાં એટલુંજ કહીશ કે અહિંસા પરમો ધર્મને સર્વ ધર્મો સ્વિકારે છે. મહાભારત શાંત પર્વ મોક્ષ ધર્મ પૂર્વાર્દ્ધ અ. ૮૨ માં નહૂષ રાજાને માટે કહ્યું છે કે તેને રૂષિઓ અને યોગિઓએ કહ્યું હતું કે ગાયનો વધ કીધાથી તે માતાનો વધ કીધા જેવું કીધું છે અને વૃષભને હણ્યાથી તેં પ્રજાપતિને હણ્યા જેવું કીધું છે. પ્રાણીઓમાંથી કોઇની પણ હિંસા નહિં કરવી એજ શ્રેષ્ટ ધર્મ છે તુલાધારે જાજલીને કહ્યું છે તેમ સર્વ ભૂતનું હિત કરવું અને ભૂત માત્ર સાથે મિત્ર ભાવ રાખવો એજ પ્રાચિન ધર્મ છે. પવિત્ર હજરત આલમે કહ્યું છે કે હે દાના લોકો તમે પશુની હિંસા કરીને, તેનું ભક્ષણ કરી તમારાં પેટને તેઓની કબર કદી પણ કરતા નહિં.

છેવટે મારે એટલુંજ કહેવાનું છે કે પરમેશ્વર પ્રેમ સ્વરૂપ છે, અને પ્રેમ તેજ પરમેશ્વર છે, પ્રેમ વડેજ પ્રભુ પદ પંકજની પ્રાપ્તિ થાય છે.

> પ્રભુ પદ પંકજ પરમ રસાલ,
> પ્રાપ્ત તે પ્રેમ વિના ન થશે.
> પ્રાપ્ત થશે નહિં પ્રેમ વિના એ,
> નહિ અજ્ઞાન જશે—પ્રભુ.
> ત્રિદોષ ત્રાશ ધરે સહુ જિવ પર,
> સાચો તે વિરાગી.
> મારૂં તારૂં ભેદ ભાવ ને,
> તજે ખરા તે ત્યાગી—પ્રભુ.
> અવરતણું હિત તેજ નિજ હિત,
> સહુને નિજ રૂપ ગણશે.
> પર પીડા નિજ પીડા જાણે,
> તેજ અવિદ્યા હણશે—પ્રભુ.

# આત્મ પ્રકાશ.

[ગતાંકથી શેષ]

લેખક—મુનિ શ્રી માણેક મુનિજી

સાપથી, ઝેરથી, જંતુથી, રાજાથી, અકસ્માતથી પ્રતિસમય તું ભય પામે છે. મરણથી, વિયોગથી, શોકથી, ક્ષુધાથી તું અનેક રીતે ભય પામે છે પણ તું જરા વિચાર તો કર કે અનાદિ કાળમાં તેઓએ તારૂં શું લીધું છે અને તારૂં શું લેવાના છે. તારૂં ખરૂં ધન શું છે સ્થિર શું છે તું કયાં પ્રેમ રાખે છે તારો ભય શા માટે છે. વિના વિચારે જેમ અજ્ઞાન બૂમ પાડે છે કે હાય લુટાઇ ગયોરે! પરંતુ જ્યારે કોઇ પૂછે કે તારૂં શું લુટાયું ત્યારે કહે છે કે મારૂં કંઇ લુટાયું છે કે નહીં તે જોઇ લેઉં! પરંતુ તે જ્યારે તપાસે ત્યારે કહે કે મારૂં કંઇ પણ લુટાયું નથી ત્યારે તેની જે હાંસી થાય છે તેમ આ આપણા આત્માની દશા છે જો તે વિચારે તો તેનું કશું પણ લુટાયું નથી લુટાવાનું નથી લુટાતું નથી વ્યર્થ ભય પામી હાય હાય કરે છે. કારણ કે આત્મ પ્રદેશ સિવાય આત્માનું બીજું કંઇ પણ તેનું ધન નથી અને તે કોઇથી લુટાયું નથી માટે વ્યર્થ ભય મુકી નિશ્ચય ચિત્તે આત્માને શોધવાનો પ્રયત્ન કર!

सर्पाद्विषाद् नृपतेश्च भीति ।
मर्णादिना या लभते मयार्कि ॥
किं तैस्तवात्मा खलु लूटितो वै ।
नैवं प्रदेशैस्तु सदा सपूर्णः ॥१९॥

બાળકને ભય થાય તો માતાનું શરણું કારણ કે તે અજ્ઞ હોવાથી તેને વિચાર નથી પરંતુ જેનું પ્રજ્ઞ હોય તો સમ્યગ વિચાર કેમ થતો નથી કે મને શું ભીતિ છે?

बालस्य भीतौजननी शरण्या ।
बाज्ञस्य बुद्धो न भवेदविमर्शो ॥
प्रज्ञोसि सम्यक् किमहो न चित्ते ।
मूयाद्विचारो मम कास्ति भीतिः ॥२०॥

સ્વપ્નમાં વેપારી બાજ઼ પટવાના ડરથી બકે છે અને ઘરના માણસો જ્યારે જગાડી તેને પૂછે કે શું બકો છો? ત્યારે તે શરમિંદો થાય છે પણ તે વખતે તેનું કંઇ પણ નુકશાન થતું નથી છતાં બકે છે તેમ આપણો જીવ પણ વિના કારણ કંઇ પણ નુકશાન વિના ભય પામે છે કે હાય હું લટાઇ ગયો! મારૂં લઇ લીધું! માગ તે પરમ શત્રુઓ છે! તેમનું મારે મોઢું ન જોવું! પરંતુ ક્ષણમાં તે વિચારો બદલીને પાછા પોતાના મિત્રો માની લે છે કારણ તને તારૂં સ્વરૂપ સમજાયું નથી તેથીજ તું શત્રુ મિત્ર માની બેઠો છે! માટે જ્યારે તને કોઇ પણ જાતનો ભય દેખાય અથવા તે શત્રુ જણાય ત્યારે તું તપાસ કરી લેજે કે તારૂં શું લુટાયું અને તે તારો શત્રુ કેમ થયો! શત્રુપણું સિદ્ધ કરવા તારૂં ધન શું પ્રથમ નિશ્ચય કરી લે કે તારૂં શું છે! અને તે તારૂં ધન વગેરે કેમ લુંટી શકે છે! તે તું જો.

स्वप्ने यथा वै वणिजां प्रभीति ।
व्यापार हानेश्च मुधा विलापाः ॥
किं जागृतो भासि कथं न वेत्सि ।
चात्मा त्वखंडोऽसित खंडितः किं ॥२१॥

તારા શરીરની દુર્બળતાથી તને શોક થાય છે! અરે! શરીર જૂનું છોડતાં શું નવું મળવાનું નથી! અરે! તું જો તે શરીર તો જડ છે! તું ચેતન છે! શા માટે તેના ઉપર મમત્વ કરે છે!

शोको भवेत्किं स्वतनो प्रहाणौ
त्यक्ते शरीरे च न किं नवीनं
भो पश्य नूनं तु जडं शरीरं
त्वं चेतनोसि कथं ममत्वं ॥२२॥

જો જડ શરીર ઉપર તું ચેતન થઇને મમત્વ કરીશ તો પણ તે તારૂં શરીર થવાનું નથી. રાજાઓએ કરોડો રૂપિયાનું ઔષધ દવાઓ ખાઇને તેને પુષ્ટ બનાવ્યું હતું તેના, રક્ષણ માટે રાત્રિ દિવસ સંભાળ લીધી હતી સારા વૈદ્યોને બોલાવી પાસે રાખ્યા હતા, પરંતુ તે બધા ઉપાયોને ઉંચા રાખીને કાળે પોતાના સમયે આવીને ઝપાટો મારીને તે રાજાના પોતાના માનેલા શરીરથી જુદો પાડી દીધો! જો કોઇ ચક્રવર્તી રાજા પણ અમર તને દેખાય છે? જે તેની તપાસ કર! અને જો તને સમજાય કે તે ચક્રવર્તી પણ સંભાળ રાખતા છતા શરીરને પોતાનું કરી શક્યો નથી પણ આખરે ભાડાની ગાડી માફક તેને છોડીને ગયો ત્યારે તારૂં મમત્વ વ્યર્થ માત્ર છે! ગધાના પૂંછડાને પકડી તેને પોતાનું કરવા જતાં લાતો ખાઇને મુકવું પડે છે તેવી તારી દશા છે કે કેમ? તે જરા વિચાર. વિચાર વિના આત્મામાં અભ્યંતર દૃષ્ટિ થતી નથી!

> किं स्याजनेडे ते स्वतनौ ममत्वं
> श्रेयं न चक्री खलु भेषजै यत्
> रक्षन् नो तस्यापि चिरं स्थिरं तत्
> का ते स्पृहा जडता स्पृहे ॥२३॥
> नूनं शरीरं तव नो ममत्वं ।
> कुर्यात्कथं मत्तमतिः स तस्मिन् ॥
> गर्दभस्य पुच्छे ग्रहिते हिनार्थे ।
> स्यात्सो दत्तोक्षो ममतां तु शुंभ ॥ २४ ॥

હાથીનું શરીર ઘણું મોટું છે કીડીનું શરીર ઘણું નાનું છે અને તે સિવાય પણ નાના મોટા શરીર ધારણ કરેલાં અનેક પ્રાણી તથા માણસો દેખાય છે. પરંતુ તે સઘળાને સમય આવે તે ખોખું એમને એમ છોડીને જવું પડે છે. જુનાં શરીર મુકી રોજ કેટલાએ જીવો તારા સામે છોડી જતા દેખાય છે તેમ નવા તારા સામે ઉત્પન્ન થતા દેખાય છે. વળી કેટલાક પ્રાણી વિના મોતે પણ કસાઇ તથા માંસ ભક્ષીઓથી શરીર છોડી જતાંદા દેખાય છે. અને ગુનાહમાં આવતાં અથવા કોઇ દૈવિક મનુષ્યોને પણ અકાળે તું શરીર મુકી દેતાં તું નજરે જુએ છે છતાં તું શરીરને પોતાનું માની બેઠો છે એ પણ આશ્ચર્ય છે! શું તને નથી લાગતું કે મારે પણ કાળથી શરીર છોડી જવું પડશે અથવા અકાળે પણ શરીર છોડી જવું પડશે. અને જો છોડી જવું પડશે તો પૂર્વે કેટલા શરીર તે છોડી દીધાં તેના ઉપર તારો મમત્વ કેમ થતો નથી! તેને કેમ ભૂલી ગયો છે! અરે એવા અનંતા શરીર તું મુકી મુકીને આવ્યા છતા તે ઉપર મમત્વ કરી બેઠો છે એ તારૂં ઘેલાપણું આશ્ચર્ય કારક છે! પણ અજ્ઞાનતામાં ઘેલાપણું પણ શું કામનું! ક્લેશ માત્રજ ઉત્પન્ન કરે છે!

> न गण्य देहोऽस्ति गुरु मे तत् ।
> क्षुद्रं शरीरं खलु कीटकानां ॥
> मृत्युश्च तेषां सततं तु दृष्टं ।
> तं किं न मृत्युर्दृष्टितोऽसि पश्य ॥२५॥

શરીર ઉપરથી મમત્વ ઉઠે તો પછી બધાં એ પાપ મટી જાય કારણ કે શરીરની પુષ્ટિ માટે, શોભા માટે બધી ચિંતાઓ રહે છે પરંતુ એમ નિશ્ચય થાય કે તે શરીર રાખ્યું રહેવાનું નથી, પુષ્ટ કરેલું પણ અચળ નથી શોભાવેલું પણ દગા બનેલું છે તારો તેનો સંબંધ અમુક સમય સુધીનો નિર્માણ થયેલો છે તો પછી તે શરીરમાં લાગેલી ઇંદ્રિયો દ્વારા અનુભવાતાં ધન, વસ્તુ, સ્ત્રી પુત્ર ઘર વગેરેનો મમત્વ પણ નાશ થઇ જાય! કારણ કે જ્યારે મૂળ હોય ત્યારે શાખા અને ફુલ ફળની ઉમેદ રહે પરંતુ જો મૂળજ ન હોય તો ફુલ ફળ ડાળા પાંખડા બધા ગરી જાય. અર્થાત્ જો

શરીર પોતાનાથી પોતાને ભિન્ન નિશ્ચય થાય તેમ પુત્ર, સ્ત્રી ધરનો મોહ ઓછો થાય. અને અનેક પ્રકારે ભયો ઉત્પન્ન થાય છે તે બધું મટી જાય માટે આપણે આપણા આત્માને સમજાવવો કે કેમ હવે શરીર તને જુદું જણાયું કે કેમ? અને જો જુદું જણાયું તો પછી આત્મા પોતાના માનેલા શરીર વિના પુત્ર, સ્ત્રી, ધન, ઘર વિગેરે કશાને પણ પોતાનાં માની શકતો નથી અને જાણી પણ શકતો નથી શરીરમાં સ્પર્શાદિ જાણવાનું જ્ઞાન રહેલું છે!!

दूरे ममत्वं तु मवेच्छ रीरात्
सर्वे मयांव विरयंति नूनं ।
मुक्ते हुनेनो फरवीत शारता
चैवं सुनादौ न च मोह शंका ॥२६॥

કેવળ જ્ઞાન પ્રાપ્ત થયા વિના ગ્રહસ્થોની માફક સાધુને પણ કંઇક અંશે મમત્વ રહી જાય છે. ચેલા, ચેલી, શ્રાવક, શ્રાવિકા, ઉપકરણ, ઉપાશ્રય પુસ્તક વગેરે ઉપર જે મમત્વ છે તે યત્કિંચિત્ લાભ કારી પ્રથમ દેખાય પરંતુ પરિણામે મહાભય કારી અનર્થકારી થાય છે તેમ હે આત્મન્! તું જરા વિચારી જો કે બીજાને તે વસ્તુ પ્રાપ્ત થતી દેખીને મનમાં ખેદ થતો હોય અથવા તે વાતને મળતાં દેખીને મનમાં ખેદ થતો હોય અથવા તે વસ્તુને મળતા દેખીને હર્ષ તથા અહંકાર થતો હોય તો તું પણ તેટલે અંશે મમત્વ ધારક હોવાથી તું ગૃહસ્થી છે ગૃહસ્થોને તેના રક્ષણ માટે અનેક પાપ કરવાં પડે છે છતાં તે રહી શકયા નથી તેમ તેને સંભાળવા માટે ચિર સ્થાયી બેસી રહેનો નથી ત્યારે તું શું તેના રક્ષણ માટે પાપ કરવાનો છે! અથવા તેને માટે બેસી રહેવાનો છે! અરે! પ્રતાપી આચાર્યો પણ બેસી રહ્યા નથી તેમ સંભાળી શકયા નથી! અરે તેમને તેજ ચેલાઓ દુઃખ આપવાને બદલે વખતે પ્રાણ ઘાતક કલંક આપનાર ગુરૂનું નામ બદનામ કરનારા હાલના યતિ મહાત્માને જોતો નથી! અરે તું પોતાના આત્માને જ્યારે પરથી બચાવવા સમર્થ નથી ત્યારે બીજાને શું બચાવીશ! તું પ્રથમ તારા આત્માને બહાર જતાં રોક!

याद्दत कैवल्य चिन्हो मुनीनां ।
मोहांशपाशो भवति प्रवृद्ध ॥
शिष्यादिमोहं शरणः प्रपन्न ।
आत्मन् त्वया नो विहितो विचारः ॥२७॥

ગૃહસ્થીઓને મમત્વ કરવાથી રાત દિવસ ભયભીત થયેલા તું જુએ છે. અને ચક્રવર્તી સરખાપણ તે છોડીને નિર્ભય પદ પામ્યા છે ત્યારે તું ગૃહસ્થીઓનો ભય નિવારણ કરવાને બહાને તેના જેવું હૃદયમાં મમત્વ ધારણ કરી તે પોતે પરિગ્રહી કેટલે અંશે થાય છે તે જરા વિચારી જો. જેમ દેવલોકની ગંગા પવિત્ર થતાં થતા સમુદ્રના ખારા પાણીમાં મળી ગઇ તેમ તું પણ જો તારો નિર્મમત્વ નિસ્પૃહતાનો ગુણ છોડી જગ પર મમત્વ રાખતો થઇશ તો તું પણ પૂર્વના પતિત પાર્શ્વસ્થાઓને અત્યારે તેમને તિરસ્કાર કરાતા જુએ છે તેમ તારી ગતિ કાં ન થાય તે શા માટે વિચારતો નથી! પરકે- કનો તને ભય નથી તો ફીકર નહીં પણ આ લોકમાં નિર્ભય થવા માટે શા માટે મમત્વ મુકી દેતો નથી! એ તારા યત્કિંચિત્ ઉપકારી છે તેને બદલે વારં આત્મવત્ જાણવાનું જે હિત બુદ્ધીનું જ્ઞાન છે તે તને વીસરાવે છે. તું જરા સુક્ષ્મ દ્રષ્ટીથી દેખ! તને બીજો કોણ કહેવા સમર્થ છે!

दुःखार्दभूता गृहिणः क्रिया स्त्रां
चक्रि मयुक्तास्ति कथाद मुनिर्यो ।
कृत्वा ममत्वं गृहि वस्तु राशौ ।
सौख्यं कथं स्यात्तव साधुवेष ॥२८॥

---

# રાષ્ટ્ર અને સ્ત્રીઓ.

એક સમય એવો હતો કે જ્યારે પાશ્ચાત્ય રમણિયો અબળાના નામથી સંબોધાતી હતી અને ખરેખર તે અબળા પણ હતી પરંતુ સમયમાં હવે મોટો તફાવત પડી ગયો છે. સ્ત્રીઓએ પુરૂષોની હરિફાઇ કરવા માંડી છે. અબળાનો 'અ' 'સ'માં બદલાઇ ગયો છે. અને અબળા શબ્દ મિથ્યા ઠર્યો છે. પાછલાં ૨૫ વર્ષથી બરાબર પૂર્ણ સ્થિતિમાં પ્રતિદિન તફાવત પડતો ગયો છે. પુરૂષો પ્રાયઃ ઠુંકા, નિર્બળ થતા જાય છે અને સ્ત્રીઓ લાંબી, પુષ્ટ તેમજ અધિક સ્ફૂર્તિમતી બનતી જાય છે. બારિક તપાસ કરવાથી એ વાત સ્વતઃ સિદ્ધ થશે. 'સ્ત્રીઓ અબળા છે' એ પુરાણી કિંવદન્તી હવે મિથ્યા ઠરે છે. સત્ય રીતે પ્રતીત થાય કે જો સ્ત્રીઓને કવાયત તથા શસ્ત્ર વિદ્યા શીખવવામા આવે તો તેઓ રણક્ષેત્રમાં બહુ સારી રીતે કાર્ય બજાવી શકે તેમ છે.

લિવરપૂલ નગરમા સ્ત્રીઓની એક મોટી બેડફાર્ડ નામની કોલેજ છે. એ કોલેજમાં એક અતિ આશ્ચર્યજનક તેમજ આનંદદાયક પ્રદર્શન ભરાયું હતુ; જેમા સ્ત્રીઓના કેવળ શારીરિક બળના તથા સહન શક્તિના નમુનાજ દેખાડવામાં આવ્યા હતા. જેમણે પ્રદર્શન જોયુ હતું તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા હતા. એ સ્ત્રીઓ હતી કે પહેલવાન એમ પ્રત્યેકના મુખમાંથી સહસા ઉચ્ચાર થતો હતો શું એવી સ્ત્રીઓ પોતાને અબળા તરીકે ખપાવશે ? જો એવી સ્ત્રીઓ પાસેથી લડાયક કામ લેવામા આવે તો કેટલો લાભ થાય ? કહેવાની જરૂર નથી કે સ્ત્રીઓએ અનેક રણક્ષેત્રમાં વીરત્વનો પરિચય ઇતિહાસ દ્વારા કરાવેલો

સર્વથી મોટી કઠિનતા તો આ વ ઇંગ્લાંડમા એ છે કે પુરૂષો કરતાં સ્ત્રીઓ લાખ વધારે છે. ફ્રાન્સમાં પણ એવીજ સ્થિતિ છે. હવે સ્ત્રીઓના શરીરમાં, બ અને સહનશક્તિમા પુરૂષોની બરાબરી કર ગુણ હોય તેમને જો સેનામા દાખલ કર આવે તો તેઓ બહુ ઉત્તમ રીતે કામ કરી તેમને પોતાના દેશની ખાતર પ્રાણની આ આપવાનો અને એ રીતે તેમની રાજભ પ્રદર્શિત થવાનો શુભ અવસર મળે. કરવાથી 'એક પંથ દો કાજ'ની કહેવત ચ તાર્થ થશે. એક તરફથી દેશનુ રક્ષણ થ અને બીજી તરફથી 'સ્ત્રીઓની વધી પ સંખ્યાનું શું પરિણામ આવશે' એ પ્રશ્ન નિવેડો આવશે

જો આપણે વીર રમણિયોના દૃષ્ટાંતો જોઇએ તો તે માટે બહુ દૂર જવું પડશે નહિ યુરોપના પાછલાં થોડાં વરસોના ઇતિહાસમા બે નામ સર્વથી આગળ આવે છે. પહેલી ફ્લાહર્ન્સ્ટેલ જેણે રાજ્ય સેનામાં બહુ વીરતાથી કામ કર્યું હતું, બીજી ગ્રીક મહિલા હેલેના કૉન્સ્ટેન્ટિનિડિસ હેલેનાના પરિવારનો તુર્ક લોકોએ નાશ કરી દીધો હતો તેથી તે ૨૫૦૦ સૈનિકો એકત્ર કરી ગ્રીકની સ્વતંત્રતાને માટે બહુજ વીરતા યુદ્ધના મેદાનમાં લડી અને એ રીતે હમેશ માટે તે પોતાનું નામ ગ્રીસના ઇતિહાસમાં રાખી ગઇ. એવી રીતે એમાં જન્સ, વેડીશિય

અને જોન ઓફ આર્ક આદિ સ્ત્રી રત્નો વીરતાથી પોતાનાં નામ અમર કરી ગયાં છે,

સાંપ્રત યુદ્ધમાં પણ રશિયા તરફથી કેટલીક સ્ત્રીઓ રણક્ષેત્રમાં ઝૂઝી હતી. કિરા ઍરિક રોપ નામક એક અઢાર વર્ષની કન્યાએ પોતાનું નામ સેનામાં 'નિકોલસ પૈપોપ' લખાવ્યું અને એક સાધારણ સિપાઈનું કામ કરતાં તેણે એવા વીરતાનાં કાર્યો કર્યાં કે જેથી ક્રોસ ઑફ સેંટ જ્યોર્જ નામનો એક પદક આપવામાં આવ્યો. બીજી યુવતી કોકો વસિવા એક સેના વિભાગની અધિકારિણી છે. શત્રુઓ ઉપર આક્રમણ કરતાં તે ત્રણ વાર તો ઘાયલ થઈ અને વિરતાને લીધે તેને પણ 'ક્રૉસ ઑફ સેંટ જ્યોર્જ' પદક મળ્યો.

ત્રીજી રશિયન સ્ત્રીની હકીકત આ પ્રમાણે છે—તે સ્ત્રીનો પતિ લડાઈમાં જવાનું નામ સાંભળીને છુપાઈ ગયો તેની વીર પત્નીથી પતીની કાયરતા સહન થઈ શકી નહિ. પોતાના પતીની નિર્બળતા પ્રગટ ન થાય એ માટે તે પતિનું—પુરૂષનું રૂપ ધરી રણ ક્ષેત્રમાં જઈ પહોંચી. યુદ્ધમાં તે અત્યંત વીરતાથી લડી અને અન્તે ઘાયલ થઈ મૃત્યુ પામી મૃત્યુ વખતે તેનો ભેદ ખુલ્લો થઈ ગયો આવા કેટલાંક દૃષ્ટાન્તોથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓને જો લડાઈનું કામ શીખવવામાં આવે તો પુરૂષોની પેઠે તેઓ પણ સારી રીતે કાર્ય કરી શકે.

હાલનું યુદ્ધ વૈજ્ઞાનિક બળ ઉપર ચાલે છે. પહેલાંના સમયમાં તફાવત પડી ગયો છે. નવા નવા આવિષ્કારો તથા યંત્રોની જેટલી આવશ્યકતા છે તેટલી કેવળ પશુના જેવા બળની આવશ્યકતા નથી. એક મુઠ્ઠી ભર આદમી દૂરથી એક મ્હોટી સેનાનો સારી રીતે નાશ કરી શકે છે. વિજ્ઞાનના બળથી એક સ્ત્રી પણ મહાભારત કામ કરી શકે છે. નગરના એક ખૂણામાં બેઠેલી અબળા બટન દબાવે ત્યાં આખા શહેરમાં અતિ પ્રભાવવાળી [illegible] પોતાનું કામ કરવા લાગે છે. ખરૂં કહીએ તો વિજ્ઞાનને લીધે હવે સૈનિક થવા છતાં તલવાર આદિ શસ્ત્રોની આવશ્યકતા રહી નથી

એવો કોણ મૂર્ખ હશે કે જે પોતાના દેશને શત્રુદલથી પદદલિત થતો બચાવવાની આવશ્યકતા ન સ્વીકારે? જો કોઈ એવો દુષ્ટ નીકળી આવે તો તે પોતાની જનની જન્મભૂમિનો સાચો પુત્ર નથી; કિન્તુ એક વિશ્વાસઘાતી તથા નીચાતિનીચ છે. આજકાલ તો એવો સમય આવી ગયો છે કે નિર્બળ થવું—હોવું એ વિનાશ સૂચક છે. જો કોઈ જાતિ ઇચ્છે કે તે નિશ્ચિત રહીને જીવિત રહે તો તેને માટે એ સર્વથા ઉચિત તથા આવશ્યક છે કે તે સંગ્રામને માટે સદા તત્પર રહે. અને એ પ્રકારે તત્પર રહેવાનો શું અર્થ છે? કેવળ એજ કે બાળકથી વૃદ્ધ સુધી સર્વ કોઈ કવાયત તથા શસ્ત્ર જ્ઞાન દ્વારા ચૈતન્ય રહે. ઈંગ્લાંડ અને ફ્રાન્સ આદિ દેશોમાં જ્યારે આ યુરોપી યુદ્ધ પહેલાં પણ સ્ત્રીઓ સંખ્યામાં, શારીરિક બળમાં અને સહન શક્તિમાં પગલે પગલે હતી ત્યારે શું જ્યારે પુરૂષો ઘાયલ થઈ કમી થાય છે તો તે જગ્યા સ્ત્રીઓએ ન લેવી જોઈએ? અમે તો સમજીએ છીએ કે સ્ત્રીઓને પોતાના દેશ ઉપર પ્રાણ કુરબાન કરવાનો પુરૂષોના જેટલોજ અધિકાર છે. પુરૂષોની જગ્યાએ લડતાં લડતાં મરણ શરણ થવું એ તો સ્ત્રીઓને માટે બહુજ શોભા ભર્યું—ગૌરવ ભર્યું ગણાય દેશ પરતંત્ર થયા પછી—શત્રુને હાથ ગયા પછી તેમના તરફથી થતા અત્યાચાર સહન કરવા કરતાં રણક્ષેત્રમાં વીરતા દાખવી અમર કીર્તિ કરવાનું સ્ત્રીઓના સૌભાગ્યમાં ઘણુંજ હિતાવહ છે.

લડાઈના પ્રસંગો ક્યારે ઉપસ્થિત થશે તે કોઈના ધારવામાં હોતું નથી. ગજગ્રાહનું વૈમનસ્ય ક્યારે જાગશે તે કોઈ નિશ્ચિત

શકતું નથી. સબળો નબળાને સતાવે એ કુદરતનો નિયમ છે. મહત્વાકાંક્ષાનો છેડો નથી પ્રત્યેક મનુષ્યે પછી તે સ્ત્રી હોય કે પુરૂષ, વૃદ્ધ હોય કે બાળક પણ દરેક જણે પોતાના દેશના સંરક્ષણની ખાતર હંમેશ લડાઇના પ્રસંગો માટે તૈયાર રહેવું જોઇએ રાષ્ટ્રને સમગ્ર સામગ્રીથી સદૈવ સુસજ્જિત રાખવાની પણ તેટલીજ આવશ્યકતા છે કારણ કે જે લડવાનાં સાધનો તૈયાર હશે, તેમાં હંમેશ વૈજ્ઞાનિક શોધો થતી જઇ સુધારણા થતી રહેશે. તેમજ દેશનાં સ્ત્રી પુરુષોને લડાયક વિદ્યા શીખવવામાં આવતી હશે તો કોઇ ખરા પ્રસંગે સ્ત્રીઓ પણ પોતાનું ઋણ બહુ વિરતાથી ચુકવશે અરે! પોતાની રક્ષા કરવાનું તો તેમને ઘણું સુલભ થઇ પડશે.

વીર પ્રસવિની મેવાડની વીરાંગનાઓ પોતાના પતિનું યવનોથી મરણ થતાં ચીતા ખડકી બળી મરતી હતી દુશ્મનોના અત્યાચાર સહન કરવાને બદલે હીન્દુ સ્ત્રીઓ લડવાને તેમજ મારવાને માટે ઉદ્યત થતી હતી. અહલ્યાબાઇ, તારાબાઇ જેવી વીર રમણિયોએ શત્રુની સામે રણ કૌશલ્ય પણ દેખાડયાં છે. જીવતાં સતી થવા કરતાં એ ગજ કન્યાઓએ જો મોટા પ્રમાણમાં રણક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કર્યાં હોત તો આજ ભરતના ઇતિહાસમાં તે સુન્દરીઓનું વિશેષ ગૌરવ દીપી રહ્યું હોત! સ્ત્રીઓનો પાતિવ્રત્ય પ્રેમ જેટલો પ્રશંસા પાત્ર છે તેટલોજ કિંબહુના તેથી વિશેષ તેમનામાં સ્વદેશ પ્રેમ હોય છે તો તે વખાણને લાયક છે. પતિની સાથે સહ ગમન કરતાં જે પુણ્ય હાંસલ થાય છે તેજ પુણ્ય સમરક્ષેત્રમાં સ્ત્રીઓને શત્રુ સામે લડી સ્વર્ગે જવામાં મળી શકે છે.

અત્યારે હિન્દમાં પુરૂષોનેજ લડાયક વિદ્યાનું શિક્ષણ નથી ત્યાં સ્ત્રીઓને તો તે કયાંથીજ [illegible] પણ જો રાષ્ટ્રને જીવંત બનાવી પ્રજાને બળવાન બનાવવી હોય તો સ્ત્રી-પુરૂષોમાં પ્રાથમિક શિક્ષણ તરીકે કવાયત-કસરતનો શોખ ઉત્પન્ન કરાવવો જોઇએ. લાઇ ફ્રાન્સેસ હાર-વર્ટસન નામક વિદુષી બાઇ કહે છે કે-"કન્યાઓએ કસરત કરતાં અને નિશાન મારતાં શીખવું એમાં કાંઇ ખોટું, દોષ નથી" વળી તેજ પ્રમાણે મિસ વાયોલેટ બ્રેનમ્મ નામના એક અન્ય મહિલા પણ કહે છે કે—"મારી સમજ પ્રમાણે કન્યાઓને માટે કસરત વગેરે બહુ ફાયદાકારક છે. તેઓ છોકરાની પેઠે કવાયત કરે કે બંદૂક ચલાવતા શીખે તેમાં કાંઇ ગુનાહ નથી."

આ પ્રમાણે કસરત કરવાથી બે મુખ્ય લાભ છે. એક-તેમનાં સંતાન પુષ્ટ થવાથી ઓલાદ સુધરવાની આશા છે; અને બીજો લાભ સમય આવે કેવળ પોતાનેજ નહિ કિન્તુ દેશને પણ દાસત્વમાંથી મુક્ત કરી શકાય છે. ગ્રીસના ઇતિહાસમાં સ્પાર્ટા અને સ્પાર્ટાની સ્ત્રીઓની હકીકત વાંચતાં એ વાત સ્વતઃ સિદ્ધ થાય છે. રાષ્ટ્રના રક્ષણનું ઉદાહરણ લઇએ તો જોન ઓફ આર્ક છે. તે એક ખેડુતની છોકરી હતી. પરંતુ તેણે ફ્રાંસ દેશને દાસત્વમાંથી બચાવ્યો હતો. ગારસ્ટીયાની રારી ગેરિયા ટેરિજાનું એવુંજ બીજું ઉદાહરણ છે.

હિન્દને માટે એ સ્થિતિ હજુ દૂર છે કેમકે કેટલીક ફેશનેબલ નાજુક સ્ત્રીઓને જ્યાં ઘરનાં કાર્યો કરવામાંજ આળસ થાય છે-પાણીનાં બે બેડાં કે રસોઇ કરવામાં મસ્તિષ્ક દુખવા લાગે છે. ત્યાં કસરત-કવાયતની વાત શું કરવી? ખોટી નાજુકાઇથી અને અંધ અનુકરણથી હિન્દની સ્ત્રીઓ પ્રતિદિન નિર્બળ થતી જાય છે. દેખા દેખી ફેશનનો મોહ તેમનામાં વધે છે. મસાલાદાર તીખા-તમતમા ખોરાક, ચટણીઓ અને ચહા ભજીયાં તે ખમણ ઢોકળાં વગેરે હોટેલોમાથી મંગાવીને ખવાય છે. ઉત્તેજક ખોરાક અને કામો દ્દીપક

વિલાસી નવલ કથાઓ વંચાય છે. વસ્તુ સ્થિતિ આ પ્રમાણે હોય ત્યાં નિર્બળતા વધારો કરે એમાં શું નવાઇ? સ્ત્રીઓ નિર્બળ થતાં તેમનાં સંતાન પણ દુર્બળ થાય છે અને એવી નિર્માલ્ય—નિઃસત્વ પ્રજા રાષ્ટ્રના હકમાં નુકશાન કર્તા છે. બળવાન પ્રજા એ દેશનું ભૂષણ છે અને રાષ્ટ્રને ગૌરવાન્વિત રાખવા—બનાવવા પ્રજામાં વીરોદ્રેક જન્માવવાની જરૂર છે સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ પણ પૂર્વથી ગણાય છે. એક અંગ કેળવાયું હોય અને બીજા અંગને કેળવાયું ન હોય અને બીજા અંગને કેળવણીનો પાસ ન લાગ્યો હોય તો એ પક્ષાઘાતના રોગ જેવું છે માટે પુરૂષોને લડાયક જ્ઞાન આપવા સાથે સ્ત્રીઓને પણ તે કાર્ય માટે ઉદ્યત કરવી જોઇએ, ઉપર જણાવ્યું તેમ સ્ત્રીઓમાં શ્રમ વિભાગનાં કાર્યો ગૃહ કાર્યો તરફની ઘૃણા દૂર થાય, ફેશનનો મિથ્યા મોહ વિનષ્ટ થાય, નાજુકાઇને સ્થાને વીરતા આવે, આહાર-વિહારમાં નિયમિતતા-સાત્વિકતા જન્મે, બાળ સંગોપન-સંવર્ધનમાં અંગ કેળવણી તરફ ધ્યાન અપાય અને બાળ લગ્ન જેવા હાનિકારક કુરિવાજો નાબુદ થાય તો દેશનું વીરોદ્રેક પાછું પૂર્વની પેઠે સતત સદન કરે એમ શ્રદ્ધા છે. સ્ત્રીઓજ રાષ્ટ્રની ઉન્નતિ અવનતિના કારણરૂપ છે એમ કહેવું વધારે સુસંગત છે, કારણકે પ્રત્યેક દેશની ચડતી-પડતી ત્યાંની સ્ત્રીઓમાં કેળવણીના પ્રચાર ઉપર આધાર રાખે છે. હિન્દમાં સ્ત્રીઓને ભણતી ગણતી, લખતી વાંચતી બનાવવા સાથે બળવતી અને નિર્ભિક બનાવવાની પણ તજવીજ થવી જોઇએ સ્ત્રી વિના જેમ ગૃહ નથી તેમ વીરાંગનાઓ વિના રાષ્ટ્ર પણ નથી ઉત્કૃષ્ટ રાષ્ટ્રમાં વીર રમણીઓનું અસ્તિત્વ હોવુંજ જોઇએ.

બરવાળા (ધંધુકા) ] ધીરજ.

## મેં ખેતીવાડી મિત્ર—પત્ર કેમ ચલાવ્યું?

( હાસ્યરસ પ્રધાન વાર્તા )

એકાદ ગુરખાને સૈન્યના સેનાપતી થવું, અથવા જેને પહેલાં કદિ સમુદ્રને જોયલો જાણવામાં આવ્યો નથી તેવા મનુષ્યે નૌકાનું આધિપત્ય સ્વીકારવું અને હું 'ખેતીવાડી મિત્ર' પત્રનો સંપાદક થાઉં એ ત્રણે વાત પૂછો તો એકજ પ્રકારની હતી! પરંતુ તે વખતે મારી સાંપત્તિક હાલત એવી હતી કે, હું પૈસા કેમ મેળવું છું એ વિચાર કરતાં હું પૈસા કેટલા મેળવું છું આજ વિચાર મને મુખ્યત્વે કરીને આવતો. ખેતીવાડી પત્રનો ચાલુ સંપાદક વિશ્રાંતિ લેવા બહાર ગામ જતો હતો "તમે આ પત્રનું કામ કરશો કે"? એમ તેણે મને પૂછ્યું. અને મેં પણ કોઇ જાતનો વાંધો ન લેતાં તેણે કહેલા પગારપર કામ કરવાને કબૂલ કર્યું.

આજ ત્રણ મહીના થયા હું તદ્દન નવરો માખી ઉડાડવા કરતો હતો તેથી મને આ નિરૂદ્યમીપણા માટે ઘણો કંટાળો આવ્યો હતો. આટલા લાંબા કાળનો ગાળો નવરા રહી કહાડયા પછી આ જે કામ મેળવવાને હું ભાગ્યશાળી થયો અને તેપણ વળી મારી પસંદગીનું એટલે લેખનું, ઓહ, ત્યારે તો મને આનંદનો પાર રહ્યો નહીં અને તે કામ તરતજ ઝડપી લીધું એ હવે કહેવાની મને આવશ્યકતા રહી નથી.

પહેલેજ દિવસે સંધ્યા સમો દિવા થવાના સુમારે હું ઓફિસમાંથી બહાર નીકળ્યો ત્યારે છોકરાઓના ટોળાં દાદર પાસે ઉભેલા નજરે પડ્યા, મને જોતાંજ સઘળા છોકરાઓ ખડા થઇ ગયા અને તેઓએ મને જવાને રસ્તો

મોકળો કરી આપ્યો એટલુંજ નહીં પણ તે ટોળામાંથી જ્યારે હું પસાર થતો ત્યારે તેમાંના એક બે છોકરા મારી તરફ આંગળી કરી બોલ્યા કે "આ તેજ" આ મેં બરાબર સાંભળ્યું. સ્વાભાવિક રીતે આ વાત કાને પડતા મને ઘણો આનંદ થયો. બીજે દિવસે સવારે હું ઑફિસમાં આવતો હતો ત્યારે પહેલા દિવસની પેઠે એક મોટું ટોળું મને જોયા કરતું દાદર નજીક રસ્તાની ઉપર ઉભુ રહેલું જણાયું. મારૂં ત્યાં આગમન થતાંજ એ બધાં ખડું થઇ ગયા; અને એ મંડળમાંથી એકજણ બીજા એક માણસને તેની નજર જોઇ કે "પેલો કવી છે ?" આ પ્રમાણે પરસ્પર વાત થઇ તે પણ મેં સાંભળ્યું. મારૂં તો તે મંડળ તરફ જાણે લક્ષજ ન્હોતું એમજ મેં દેખાડ્યું પણ આ પ્રશંસાથી મને મનમાં મનમાં ઘણોજ આનંદ થતો હતો અને આ સર્વ હકીકત કુટુંબપર લખી મોકલવી એવો મનમાં નિશ્ચય કર્યો.

દાદર પરથી ઉપર જાઉં છું તો મારી ઑફિસમાં કેટલાક છોકરાઓ કુચ કુર વાત કરતા અને કેટલાક હસતા હોય એવું મારા સાંભળવામાં આવ્યું. પરંતુ હું બારણું ખોલી અંદર જાઉં છું તો મારી સાથે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના તે ટોળું બારીમાંથી નીચે ઉતરી પડ્યું !

આ એકત્ર થયેલી મંડળી કઇ હશે, અને મારા આવતાંજ આવી રીતે ઉતાવળથી દરનેથી કેમ ચાલી ગઇ હશે, એ વિષે વિચાર કરતો હું ખુરસી પર જઇને બેઠો, હું ઘણા ઘણા નમ્ર સ્વભાવનો દેખાતો હોવા છતાં તે મંડળી આમ એકાએક બહાર કેમ ચાલી ગઇ તે હું કળી શક્યો નહિં.

આવા વિચારોમાં આશરે પંદરેક મિનિટ ગયા પછી મારી ઑફિસનું બારણું ધીમેથી ઉઘાડી એક વૃદ્ધ ગૃહસ્થ અંદર આવ્યો, તેણે પહેરેલું પાંચ છ આંગળ પહોળું રેશમીકોરનું ધોતીયું, શરીરે જુના બાપદાદાના જમાનાના દરજીએ સીવેલો કસવાળો લાંબો અંગરખો, આ દેશના હથિયારબંધીના કાયદામાંથી જેઓ મુક્ત છે તેવા શૂરવીર ક્ષત્રીઓ!!! (હજામ) ના શસ્ત્રથી જેમના માથાના વાળના આખા કુટુંબને કતલ કરવામાં આવ્યા છે એવા ખડબુચ જેવા સુંવાળા-પૉલીશ માથા ઉપર મોટી અપલ દક્ષણી પાઘડી, પગમાં પોણો ઇંચ જાડા તળીઆના, પોતાને પહેરનાર ગૃહસ્થની પધરામણીની વધામણી સુચવે અવાજથી દેતા જોડા, હાથમાં સર્પાકાર વાંકા વાળેલા હાથાનો જાડો દંડો વગેરે આભુષણ ઠાઠ જોઇ એ મહાશય મારી પાસે શા માટે પધાર્યા હશે તેની હું બીલકુલ કલ્પના કરી શક્યો નહિં. તો પણ આવતાંજ તેમને નમસ્કાર કરી પાસેની ખુરસી પર બેસવા કહ્યું. એ આવનાર ગૃહસ્થના મનમાં કંઇક વિચારોની ગડમથલ થતી હોય એવું જણાતું હતું. તે મહાશયે ખુરશી તો શોભાવી. તેમણે પોતાના સર્પાકાર જાડા દંડાને (કે જેને તે ગૃહસ્થે તો વૉકીંગ સ્ટીક કહેતા હતા) પાસેની ખુરસી પર મૂક્યા પછી ચાર-પાંચ શેર અનાજ ભરાય એવા કોથળી જેવા ખીસામાંથી એકાદ પુરાણા ધોતીયામાંથી બનવેલા રૂમાલે બાંધેલું કાગળનું બંડલ બહાર કહાડ્યું. અને તે બંડલ છોડી ઘડી કરીને રાખેલો એક છાપેલો કાગળ તેણે બહાર કહાડ્યો. આ મેળાપર કાળો કરેલો અને કદિ ન ભુંસાય એવી શાહીથી છાપેલો કાગળ શાનો હશે એ જાણવા ઘણી આતુરતાથી જોવા લાગ્યો. અહો, હો, હો મારે હાથે લખાયેલો અને મારી દેખરેખ નીચે પ્રસિદ્ધ થયેલો 'ખેતીવાડી મિત્ર'નો તાજો-પહેલો ને છેલ્લો અંક !

તેણે તે અંકને ટેબલ પર મૂક્યો, અને અંગરખાના એક છેડાથી ચશ્માના અપરદર્શક થઇ ગયેલા કાચને સાફ કરવા મને પૂછ્યા

લાગ્યા કે "પત્રના નવા સંપાદક આપજ છો કે?"

હું બોલ્યો "હા"

"આપે પૂર્વે કદિ આવા પત્ર ચલાવ્યા છે કે"?

"ના, આ મારો પહેલોજ પ્રયત્ન છે."

"ઠીક, આપને ખેતીવાડી સંબંધી કંઇક અનુભવ છે કે?"

"નહિ"

ચસ્મા નાક પર ચઢાવી દશ પત્રના પાનને ઉઘાડતાં ઉઘાડતાં બોલ્યો, "મને એવું લાગ્યુંજ હતું; મને એમ કેમ લાગ્યું તે આપને સમજાવવાને આ કેટલુંક વાંચી સંભળાવું છું ત્યાં જરાતર જરા ધ્યાન આપો." એમ કહી તેણે વાંચવાને સુગમ પડે તેમ પત્રની ઘડી કરી બોલ્યા, "સાંભળો, ખેડૂતોને અમૂલ્ય સૂચના" એ શિર્ષક હેઠળ આ પ્રમાણે છે. તે આપેજ લખ્યું છે ને? જુઓ"

"ગાજરો કદિ પણ તોડીને પાડવા નહિં એથી તેની ઉત્પત્તિનો નાશ થાય છે. તેનાં કરતાં એકાદ છોકરાને ઝાડપર ચઢાવી તેની પાસે ઝાડ હલાવવું.'

'હવે આ સંબંધી આપનો શો અભિપ્રાય છે? કારણ કે મને લાગે છે કે તે આપેજ લખી માર્યું છે.' તે ગૃહસ્થ બોલ્યા.

'મારો શો અભિપ્રાય છે! કહેવાનું તે શું છે? મેં આ ઘણીજ ઉપયોગી સૂચના કરી છે. મારી ખાતરી છે કે અપરિપક્વ હાલતમાં તોડી હલાવવાથી દર વર્ષે આપણા દેશમાં લક્ષાવધિ ગાજરો ફોકટ જાય છે તેથી તેમના કરતાં મેં સૂચના કરી તે પ્રમાણે એકાદ છોકરાને ઝાડપર ચઢાવીને જો ઝાડ હલાવે-'

'તારૂં માથું હલાવ!-ગાજર ઝાડપર થતા નથી!-'

મેં તો કેવળ અલંકારિક ભાષામાં લખ્યું એમ હુંજ! જેને સહજ પણ વ્યવહાર જ્ઞાન હશે તે સ્હેલાઇથી કળી શકશે કે ગાજરો તોડી ના પાડતા આવી યુક્તિથી પાડી ભોંય પરથી વીણી લેવાવા, એવો મારો કહેવાનો ઉદ્દેશ હતો" આ સાંભળી તે ગૃહસ્થ એક પણ શબ્દ ના બોલતા ખુરશીપરથી ઉઠ્યો, તેણે પત્રને ચીરી ટુકડેટુકડા કરી નાંખી, પગ નીચે છુંદી બોલવા લાગ્યો "જે ખેતીવાડી માટે આ પત્ર છે તેના એકાદ બળદને તમારી આ જગાપર નીમવાની યોજના કરવામાં આવી હોત તો ઠીક થાત." આટલું બોલી તેણે ચાલવા માંડ્યું. જતાં જતાં ગુસ્સામાં બારીના કાચપર પોતાનો જાડો દંડો ફેરવતા કાચ તૂટી પડ્યા

અંદર જતાં ઓરીમનાણ ખાખાની બારીની આવાજ કહને આવ્યો થયો એકંદર મને એવું લાગ્યું કે તે કોઇપણ કારણથી મારી ઉપર નાખુશ થયો છે. પણ તેને નાખુશ થવાનું એવું તે કારણ શું બન્યું હશે તેની કંઇપણ કલ્પના ન હોવાથી તેનો ક્રોધ શાન્ત કરવો તે મારી કલ્પના શક્તિની બહારની વાત હતી!

આ ગૃહસ્થ આટલો બધો ગુસ્સે થઇ કેમ ગયો તેનો વિચાર કરતો તથા તેને જતી વખતે બારણાને દાબેલી સાંકળ ખોલવા કોઇ પણ આવશે તેની રાહ જોતો બેઠો હતો એટલામાં બારણાની સાંકળ ઉઘડી અને પછી જ કોઇકે હું તો પત્રના જુના સંપાદક પ્રવેશ કર્યો.

હું એક મહીનો જ્યાં પ્રયોગ એમ કહીને તે ગયા હતા છતાં આટલા બધા જલ્દી કેમ આવ્યા તેથી મને આશ્ચર્ય લાગ્યું. આ મહિનો અભિપ્રાય ગમ લઇ હું આ પત્રનું નામ તથા ગ્રાહકની સંખ્યા ઝપાટાબંધ વધારી દઉં આવો જે કાંઇ માગ મનમાં રાખનો તે

જૂના સંપાદકના ચ્હેરા પરથી સ્પષ્ટ જ-
ણાતું હતું કે તે અતિ ખિન્ન થયા છે, અંદર
આવતાંજ તે વૃદ્ધ ગૃહસ્થની પધરામણીથી
તેમજ મારા નોકરી રહેવા દરમ્યાન જે ટોળાએ
બારીમાંથી રસ્તો લીધો હતો ત્યાં થયેલા નુક-
સાન તરફ નજર ફેંકી અને બોલ્યા, "પરમેશ્વર,
હું તમારી ઉપર પત્ર ચલાવવાની મ્હોટી જ-
વાબદારી નાંખી ગયો તે ઘણું ખરાબ કર્યું.
આ બારીના બે ત્રણ કાચો ફુટી ગયા છે તેમજ
ટેબલ અને ખુરશીના પગ પણ ભાંગી નાંખ્યા
છે. અહિં આ ચેમ્બરમાં લેમ્પો ગ્લોબ તોડી
ટુકડા કર્યા છે. આ નુકસાન થયું તેનું મને
કશું વિશેષ લાગતું નથી પણ મુખ્ય વાત
તો એ છે કે આજ સુધીમાં આ પત્રની જે
આબરૂ સંપાદન કરી હતી તે હતી ન હતી
જેવી થઇ ગઇ છે. આની પહેલા પત્રની માં-
ગણી આટલી કદિ થતી નહોતી, તેમજ આટલી
બધી ગ્રાહકની સંખ્યા પણ વધી નહોતી એ
ખરૂં પણ આવી મૂર્ખતાના શિખર પર ચડ-
વાથી પોતાની પ્રસિદ્ધિ વિશેષ થાય તે કોને
ગમે વારૂ? હું તમને સત્ય કહું છું કે તમારા
દર્શન કરવા ખાતર બહાર ગામના લોકો ટોળા
વળી ઉભા છે. વિશેષ શું કહું? સડક પર
ઉભા રહેવા જગા નથી તેથી કેટલાકોએ તો-
ઘરના કઠેરા તેમજ બારીમાં ઉભા રહેવાની
કોશેષ કરી છે. કારણ કે તે લોકોને એમજ
લાગ્યું છે કે તમને કદાચ ગાંડપણ લાગુ
હશે. હા, પણ આ પત્રમાં મજકૂર લેખો વાં-
ચતાં લોકોને એમ લાગે તો તેમાં કાંઇ નવાઇ
જેવું નથી! રહી રહીને હું એ વિસ્મય થાઉં
છું કે તમને આ પત્ર ચલાવતા આવડશે એમ
તમને લાગ્યું પણ કેમ? તમને ખેતીના
ઉદ્યોગ સંબંધી યત્કિંચિત્ પણ જ્ઞાન
નથી. આ જુઓ, તમે લખો છો કે "અનાજ
તૈયાર થયું છે હવે "લાગણી"નો વખત આવ્યો
[illegible] 'ભગ' અને 'મઠ' એ બન્ને નામો
ચોકસ અનાજનાં એકજ અર્થના છે!" આ
તમારી નવીન શબ્દ શોધક બુદ્ધિની તુલના
કરતાં મારી અક્કલ પણ બ્હેર મારી જાય
છે! વળી જુઓ આ તમે શું બકયું છે
"કાઠિયાવાડમાં દુકાળ પડ્યો છે અને તેથી
અનાજની તાણ તાણ છે આથી. મહારાષ્ટ્ર
જીલ્લામાંથી આગગાડી મારફતે અનાજ લાવતાં
કેટલીક અગવડ ભોગવવી છતાં વખત અને
પૈસાનો પુષ્કળ ભોગ આપાય છે તેનાં કરતાં
હવેથી ઘેટાંઓ ઉપર અનાજ લાદીને લાવવાથી
વખતનો પૈસાનો, રેલ્વે નોકરો તરફથી મળતી
હાડમારીના ભે વગેરેમાંથી મુક્ત થઇ હિન્દુ-
સ્તાનના આજાનુ ઘેટાઓને પણ ઉદ્યમે લગા-
ડાનો આ પ્રયાસ ઘણો લાભપ્રદ નીવડશે તે
ઉપરાંત ગુજરાતના કેટલાક ગરિબ વર્ગને કામ
ન હોવાથી હમણા કેટલાક મહિનાથી ત્રણે
ચલાવવાનું બહાદુરી ભર્યું કામ કરે છે તે લોકો
પણ આ ઉદ્યોગની ખીલવણીથી ટપોટપ કામે
લાગી જશે અને તેથી દેશને મોટો ન માની
શકાય તેવો ફાયદો થવાનો સંભવ રહે છે."
'વાહ! આ કેવી તમારી તે ભેજા ફાડ સ્કીમ!'
આટલું બોલી જૂના સંપાદક મહાશય વિચારમાં
ડુબી ગયા, મેં જાણ્યું કે આ મામલો હવે
અહિંથીજ ખતમ થઇ જશે પણ નિરાશ! મારી
ધારણા ખોટી પડી. તેઓ શ્રી પાછે ફરી પોતાનો
પટપટારો શરૂ કરી દીધો. આપણને તો સાંભળીને
જવાબ દેવાનો વખતજ અપાયો નહોતો એટલે
એવી સ્થિતિજ પસંદ કરી હાલ તુરતઃ તો
સાંભળવા પાછો તૈયાર થઇ ગયો. "વળી
જુઓ આ તમે શું છાપી માર્યું છે!"
મુંબઇની પાસે વાંદરા, માહીમ, માટુંગા
અને દાદર વગેરે સુધરેલા ગામો છે ત્યાં આગ-
ગાડી પણ નાંખી છે અને મુંબઇ પણ વાંદરા
થઇ એક પુલ ઉપરથી જવાય છે, ત્યાં
નાળીયેરીનો પુષ્કળ પાક થાય છે એ ગામોમાંથી
નાળીયેર અહિં સુધી આવતાં પાંચ પાંચ પૈસા

જેટલી મોંઘી રકમ ગુર્જર પ્રજાને કહાડી આપવી પડે છે. અને એવી મોંઘી ખરીદીઓથી દિન પ્રતિદિન ગુજરાત ગરીબ થતું જાય છે. માટે એ ગરીબાઈમાંથી ગુજરાતને બચાવવું હોય તો માત્ર એકજ ઉપાય છે કે— એ પ્રદેશોમાંથી નાળીયેરના ઝાડની કલમો ખરીદારી દરેક ખેતર અને દરેક ઘરના વાડા વાડીઓમાં તેનું વાવેતર કરાવવું."

આવી તમારી અજબ શોધ અને અર્થશાસ્ત્ર પરત્વે લખાતી મીમાંસા વાંચી મને ગુસ્સો કેમ આવે નહિ. મારા પત્રની આવી પરિસ્થિતિ જોતાં હું અહિં સુધી આવીજ કેમ શક્યો તે મને આશ્ચર્ય લાગે છે! મારી ઇચ્છા છે કે તમારે અહિંથી હમણાંને હમણાંજ પલાયન થવું, મને આજ સુધી જેટલી કિર્તિ મળી તેટલીજ ઘણી છે. વધારે લેવાની જરૂર રહી નથી. કદિ જરૂર હોય તો પણ તમારા હાથમાં આ પત્ર ચલાવવાની વ્યવસ્થા સોંપીને તો નહીંજ. પત્રના લખાણોમાં તમારી અક્કલના જે તારા તમે તોડી નાંખ્યા છે તે સંપૂર્ણ જાણવામાં આવશે ત્યારે તો મારું મગજ ઠેકાણે રહેશે કે કેમ એ વિષે મને શંકા રહે છે. ખેર, જે થયું તે ખરું, હવે તમે અહિંથી હમણાંજ ચાલ્યા જાઓ એવી મારી આજ્ઞા છે. હા. પણ મને રહી રહીને એજ અજાયબ લાગે છે કે "મને ખેતીવાડી સંબંધી કશુંજ જ્ઞાન નથી એમ તમે મને પ્રથમથીજ શા માટે કહ્યું નહીં?"

લાંબા વખત સુધી ધીરજ રાખી શાન્તિથી બધું મેં સાંભળ્યા કર્યું. પણ સંપાદકના છેલ્લા શબ્દો કાનના પડદે અથડાતાં મને ગુસ્સો ચઢ્યો. હું એકદમ તેના શરીર પર ધસીને બોલ્યો— શું! તમે શું બોલ્યા? મને ખેતીવાડી સંબંધી કશુંજ જ્ઞાન નથી એમ પ્રથમજ મેં શા માટે કહ્યું નહીં એટલે? આજકાલ કરતાં મને ચૌદ વર્ષથી આ વર્તમાનપત્રના ધંધાનો અનુભવ છે, પણ વર્તમાનપત્રના સંપાદકને અમુક તો માહીતી હોવીજ જોઇએ તે તો મારી જીંદગીમાં આજે પ્રથમજ સાંભળ્યું! અહો, ઢોર હાંકવા સંપાદક મહાશય! હું આપને એ પૂછું છું કે વર્તમાનપત્રમાં પુસ્તકોની સમાલોચના કોણ લખે છે? જેણે આખા જન્મમાં એક પણ પુસ્તક લખ્યું નથી યા જેને એક પણ વિષયનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન નથી એવાજ લોકો ને? 'બજેટ' ઉપર લાંબી લાંબી ટીકા ભર્યા આર્ટિકલો કોણ લખે છે? જેને પોતાના ઘર ખર્ચનો હિસાબ બરાબર રાખતા આવડતો નથી એવાજ લોકો નહીં કે? લડાઇ સંબંધી લેખ, કે જેને દીવો હાથમાં લીધા વિના રાત્રે ઘર બહાર નીકળતા બીક લાગે, અને કુતરાના ભસવાથી સિંહની ગર્જના સાંભળ્યા પ્રમાણે જેવી સ્થિતિ થાય છે, એવાજ લોકો લખતા નથી કે? જેણે ખેતરની ખડબચડી ભોંય પર કદિ પગ પણ મૂક્યો નથી એવાજ લોકો ખેતીવાડીના પ્રોફેસર બની ખેતીવાડી સુધારવા સંબંધી વ્યાખ્યાન માળા યોજનારા કદિ જોયા નથી કે? ઇશ્વર કૃપાથી હું આ ધંધામાં એટલો કંઇ નવો નથી કે જેથી તમારે મને 'તંત્રી કે મંત્રી'નું શિક્ષણ આપવું પડે! કોઈ પણ જાતની નોકરી જેના હાથમાં હોતી નથી, જેની પાસે બીજો ધંધો કરી શકે એટલી અક્કલની મુંડી હોતી નથી તેમજ મજૂરી કરવા જેટલી શક્તિ જેના શરીરમાં રહી નથી એવા પામર લોકો માટે ઇશ્વરે આ ધંધો નિર્માણ કર્યો છે. જો જે... સંપાદકનું જ્ઞાન થોડું હોય તો તો......અધિકાધિક ખપકારક આર્ટિકલો લખે છે ને હું સાગ પેઠે સળગું છું! તો પણ જેને અર્થે તમે મારી સાથે આવી બેશરમીભરી વર્તણુંક ચલાવી છે તે કામ માટે અત્યારપછી એક પળ પણ તમારી પાસે રહેવા ઇચ્છતો નથી, તથાપિ તમારી સાથે કરેલા કરાર પ્રમાણે મેં

આકડાનું મૂળ, કાળાં મરી, કપૂર એ ત્રણ સમ ભાગે લઇ ગોળી બનાવી રાખવી. એ ગોળી વિષુચિકા અને પ્લેગ બંને ઉપર ગુણકારી છે આકડાના મૂળની રાખ પાણીની સાથે આંખના ઘતરતતઃ લેપ કરવો ઝાંખીની અને અર્જુનરોગ ઉપર એ ગુણકારી છે.

આકડાના મૂળનું ચૂર્ણ બનાવી યોગ્ય માત્રામાં ખાવાથી ઉદર રોગ નષ્ટ થાય છે.

આકડાનું મૂળ પાશેર લઇ તુગદા બનાવવું અને એની મધ્યમાં ગેદની હરતાલ રાખી પાંચ શેર ઉપલોની અગ્નિ આપે એથી ઉત્તમ ભસ્મ બને છે, માત્ર ૧ રતી સવારમાં માખણ સાથે મેળવીને ખાવી. ૪૦ દિવસના સેવનથી ગરમી, કોઢ, ક્ષય દમ વગેરે રોગ થતા નથી.

આકડાનું મૂળ ૪ માસા, કપાસનું મૂળ ચાર માસા એને અર્ધો શેર પાણીમાં ઘસી જેને સર્પ દંશ થયો હોય તેને પાવું આથી તુરત ફાયદો જણાશે. જો કપાસનું મૂળ ન મળે તો ફક્ત આકડાના મૂળથી પણ ચાલશે.

નોટ—ઉપરોક્ત રોગોથી પણ બીજા ઘણા રોગો અને યોગોમાં આકડાનો ઉપયોગ થાય છે જેનો લેખ વૃદ્ધિના ભયથી વિસ્તાર કર્યો નથી.

અઘેડો.

પંજાબીમાં એને પુઠ કંડા, મરાઠીમાં અઘાડા ને ગુજરાતીમાં એને અઘેડો કહે છે. એ બહુ વિચિત્ર બુટી છે. એમાં એવો એવો અદ્ભુત પ્રભાવ માલમ પડે છે કે તે જોઇ આશ્ચર્ય થાય છે, પ્રસુતિ સમયે જો બાળક ત્પત્તિમાં વિલંબ થતો હોય અને સ્ત્રી કષ્ટ પામતી હોય તો અપામાર્ગનું મૂળ ઘસીને ગર્ભાશય મુખમાં લગાડવાથી બાળક ઝટ જન્મે છે; સ્વાનુભવ નથી પણ સાંભળ્યું છે કે પ્રસવ સમયે સ્ત્રીના પગ નીચે અપામાર્ગનું મૂળ રાખવાથી પ્રસવ કર્મ સુગમતાથી થાય છે. એના મૂળના ચૂર્ણનું પાણી સાથે સેવન કરવાથી પણ બેહદ લાભ થાય છે એ એવી વખતે આપવું જોઇએ કે જ્યારે સ્ત્રીની પ્રાણી પાણી નીકળી ચૂક્યું હોય અને બાળકનું શીર ગર્ભાશયથી બહાર નીકળી આવ્યું હોય. અપામાર્ગ મૂળ પાણીમાં ઘસીને યોનિ ઉપર લેપ કરવા પણ એજ ફાયદો થાય છે.

કાસ, શ્વાસ અને પ્લીહાને માટે એ ગુણકારી છે. એનો રસ ઉદર ફગી નાંખે એ વીંછીના ડંખની અપૂર્વ ઔષધી છે. એ મૂળ ઘસીને ડંસ સ્થાનપર લેપ કરવાથી અને થોડું ઘસીને પાવાથી તુરત ઝેર દૂર થઇ જાય છે. અમે ત્યાં સુધી સાંભળ્યું છે કે જો એની જડ ૩ વાર સુંઘાવે તોપણ લાભ થાય છે. અપામાર્ગદ્વારા સંખીયા મોમીયા થાય છે. ગરમી દૂર કરે છે, દમ અને કુષ્ટને પણ ગુણકારી છે.

સર્પદંશને પણ એ બહુ ગુણકારી છે જેને સર્પદંશ થયો હોય તેને એનાં પાંદડાં ખવડાવવાં અને વચ્ચે વચ્ચે લીંબડાનાં પાંદડાં પણ ખવડાવતા જવું. જ્યારે એને લીંબડાનાં પાંદડાં કડવાં લાગે તો સમજવું કે ઝેર ઉતરી ગયું છે.

ઓંગાક્ષાર ૫ તોલા લઇ ૧૫ તોલા પાણીમાં ઘોળ ૫ તોલા માલકાંકણીનું તેલ મેળવી ધીમા તાપ ઉપર ઉકળાવવું જ્યારે ફક્ત તેલ રહે તે શીશીમાં ભરી રાખવું એ તેલ ધોળા કુષ્ટ ઉપર લગાડવાથી અવશ્ય લાભ થાય છે.

ગરમીને માટે ઓંગાની જડ ઉપરથી કાપી લેવી અને છુંદીને રસ કાઢવો ૩-૪ તોલા રસમાં ૮ માસા ઘીનું જીરૂ મેળવી અઠવાડિયા સુધી પાય અને મીઠું બીલકુલ ન ખાય ઘી ચાને માખણ અધિક ખાય ને આકડા વિશે શુદ્ધ દલપત્રનો રસ દાહાદિ દૂર કરવા માટે પીવે.

ઉદરશુળ માટે અપામાર્ગ પાન પાંચ નંગ અને કાળાં મરી ૫ નંગ બે નાગરવેલ સન્નિપાતમાં જ્યારે શિરશૂલ, કંઠનું બંધ થવું, મુર્ચ્છા, કંપ, હોય તો અપામાર્ગના પાનના રસમાં પીપર ચૂર્ણ ૧ આંગળીઆ સુધી લેપે ફેરી સુંઘાવી પીનસરોગ મટાડે એવા ઉપયોગ ઘણાં નરે છે.

કફ જ્વર—ને માટે એનાં પાંદડા છુટી સમાન ભાગે ગોળી મેળવી વનવેલ જેવડી ગોળી બનાવી રાખવી. અને જ્વર આવવા અગાઉ ૧ ગોળી પાનની સાથે લેવી

જલોદર—ને માટે અપામાર્ગ મૂળ ૫ તોલા લઇને ૭૦ તોલા પાણીમાં ઉકાળવું જ્યારે ૫૦ તોલા બાકી રહે ત્યારે ઉતારી છાનકરી રાખવું અને રોજ પાંચ તોલા પીવું તો એથી થોડા દિનમાં આરામ થશે

એના પાંચ અંગનો કાથ ઋતુ આપવા છે. લીલા પાંદડાનું ધુમ્રપાન છે એના બી પાંદડા કુટીને પીવાથી છાતીની પીડા દૂર થાય છે

ઉદર કમી માટે એના પાંદડાનું ચૂર્ણ જુની હીંગ મેળવી ખાવું.

એના પાંદડાં દાળાં મરી અને લસણ એ ત્રણને ઘુંટીને ૫ ગોળી ચણા જેવડી બનાવી ખાવાથી શીતજ્વર નષ્ટ થાય છે.

એનાણી ખવાથી ક્ષુધા બંધ થઇ જાય છે.

## લીંબડો

ભારત વર્ષ સાથે વિશેષ સંબંધ રાખવાવાળું પ્રસિદ્ધ વૃક્ષ આ છે. એનો ગુણ પણ અપૂર્વ છે. ફક્ત એની છાયામાં સયન કરવુ એપણ સ્વાસ્થ્યદાયક છે, વિશેષ કરીને ચામડીના રોગોને માટે તો એ અદ્વિતીય છે.

સન્તતજ્વર આને માટે જો કોઇ દવાથી લાભ ન થાય તો લીંબડાની છાલ બે તોલા લઇ ૧ સેર પાણીમાં ઉકાળવી જ્યારે નવટાંક શેષ રહે ત્યારે ગાળીને પીવું. આ રીતે દિનમા ૩-૪ વખત પીવું રાખો અનુજ શીત વાર દૂર થશે.

ઘાવો અથવા ચામડીના રોગોને નાબુદ કરવાને લીંબડાનો કવાથ કરી તેનાથી ધોઇને ઘી સા અથવા પેડીમ બનાવી બાંધવું અત્યંત ગુણકારી છે. લીંબડાનું તેલ લગાવવાથી પણ ત્રણ દૂર થાય છે જે ઘરના લીંબડાનું તેલ બાળનામ આવે છે તે ઘર ઘણા ભાગે રોગોથી સુરક્ષિત રહે છે શીતપિત્તો પણ લીંબડાના તેલનુ મર્દન ગુણકારી છે.

દુષ્ટવ્રણ જે ગળતા કે વહેતા રહેતા હોય તેને લીંબડાના પાનના કવાથવડે ધોતા રહેવાથી અથવા લીંબડાના પાનની પોટીસ બાંધવાથી શીઘ્ર આરામ થાય છે.

લીંબડાની અંતરછાલ પાંચ તોલા લઇ પોણોશેર પાણીમાં અર્ધો કલાક સુધી ઉકાળે અને ગાળી લે. ફરી એ છાલને એટલા પાણીમાં ઉકાળે અને પાશેર પાણી રહે એટલે ગાળી લે પછી બંને કવાથને મેળવી રોજ સવાર સાંજ પાંચ પાંચ તોલા પીવાથી આતસાર દૂર થાય છે.

લીંબડાની છાલ અથવા પાંદડાનો રસ પીવાથી લોહી શુદ્ધ થાય છે લોહી સુધરવાને લીંબડાથી અધિક કોઇ ઔષધ નથી.

લીંબડાના પંચાગનું ચૂર્ણ પ્રયોગના દિવ સોમા ખાવાથી શરીર સ્વસ્થ રહે છે શીતના પ્રકોપમાં લીંબડાનું તેલ શરીર પર ચોળવું બહુ ગુણકારી છે (અપૂર્ણ.)

---

## ઈન્ફ્લુએન્ઝા સંકટ નિવારણ ફંડ.

આ ફંડમા મદદ કરનાર દયાળુ ગૃહસ્થોના નામો ગયા અંકમા પ્રગટ કર્યા છે, તે સિવાય નીચે પ્રમાણે વધુ મદદ મળી છે.

૧૦૦-૦-૦ નામદાર ધોળપુરના રાજા સાહિબ તરફથી.

૬૫-૮-૦ પરચુરણ.

ગયા અંકમા ભૂલ બાબ છગનલાલ નરે-ન્દ્રમદાસ તરફથી મળેલી રૂ. ૨૬-૦-૦ની મદદને બદલે રૂ. ૨-૬-૦ ભૂલથી છપાયેલ છે તે સ[illegible]

# શ્રીમંતોના સુખનું સાધન.

આજકાલ ગરીબ તેમજ તવંગરના સુખનો હેતુ પોતાનો જાનમાલ અને કીમતી ચીજ-વસ્તુઓનું, લુચ્ચા, લફંગા, ચોર, ધાડપાડુ તેમજ ભયંકર આગની ધાસ્તીથી રક્ષણ કરવામાં સમાએલો છે. જ્યાં સુધી તેનું સંતોષકારક રક્ષણ નથી થઈ શકતું ત્યાંસુધી જીવને બીલકુલ ચેન પડતું નથી. એવો કયો મુરખો હસે કે તેના ઈલાજો હોવાં છતાં ચાંપતા ઉપાયો ન લે.

મુંબાઇમાં તીજોરી બનાવવાના ઘણા કારખાનાઓ છે છતાં એવા મોટા શહેરમાં પણ **સુરતવાલા મેસર્સ. ટી. અમીચંદની ફાયરપ્રુફ તીજોરીઓ** એટી અવાજે સંપુર્ણ પસંદગી પામેલી છે જેનું કારણ માત્ર એટલુંજ છે કે **મજબુત કામ છે અને** મધ્યમ દામ છે. હમારા કામની ખાત્રી માટે રાજા રજવાડાઓમાંથી તેમજ પ્રદર્શનમાંથી ચાંદ તેમજ સરટીફીકેટો મળેલા છે માટે ભલા ગૃહસ્થો ઉપરથી તીજોરી જેવા દેખાતા ખાલી ડબ્બાઓમાં તમારા અમુલ્ય પૈસાનો ભોગ આપતાં પહેલાં જરૂર એક વખત હમારી દુકાનની મુલાકાત લેશો કે જેથી તીજોરીની સઘળી માહીતી મેળવી શકાય.

બીજાં કામો જેવાં કે તાળાં, કળો, કેશ બોક્ષો પણ તેવાજ આલીશાન બનાવવામાં આવે છે. વધુ ખુલાસો રૂબરૂમાં થઇ શકશે. પ્રાઇસ લીસ્ટ મફત મોકલીશું.

**મેસર્સ. ટી. અમીચંદની કું.**

ફાયરપ્રુફ તીજોરીઓ બનાવનાર.

ઠે. કણપીઠ બજાર, સુરત.

---

# ELECTRIC POCKET LAMPS



# વીજળીના દીવા.

(૧) નાના ગજવામાં પણ રાખી શકાય છે.

(૨) અગ્નિની બીલકુલ ધાસ્તી નથી.

(૩) તેલ, દીવેટ કે દીવાસળીની જરૂર પડતીજ નથી.

(૪) ફકત ચાંપ નીચે ખસેડતાંજ ઝપકાદાર રોશની થાય છે.

(૫) જરા પણ ધુણી કે ધુમાડો થતો નથી કે વાસ આવતી નથી

(૬) રાત્રીને વખતે ઓશીકા તળે રાખી જરૂર પ્રસંગે કામમાં લેવાથી સાંજથી સવાર સુધી બીજા દીવા બળતા રાખવાનો નકામો ખર્ચ બચે છે.

(૭) ખાસ કરીને ડીસ્ટ્રીક્ટ ફરતા ઓફીસરો, વ્યાપારી તેમજ મુસાફર લોકો વાસ્તે ઘણાજ ઉપયોગી છે. કીં. રૂ. રા, ૩ા, ૪, ૫ અને ૭. પોસ્ટેજ ૮ આના. સ્પેરબેટરી રૂ. ૧)

સી: ગોવિંદ એન્ડ કો૦ (એસ) અમદાવાદ.

C. Govind & co. (S) Ahmedabad.

શ્રી ચંદ્રાખ્યાન—પ્રાચીન ભારતના શરવીર રજપૂતોના ગુણાનુવાદ-(લેખક. રા. રા મધુવચરામ બળવચરામ હોરા સબ જડજ) કિં. રૂા. ૦-૮-૦

હૃદય વિનોદ—ઉત્સાહજ લેખકના મનન કરવા યોગ્ય કાવ્યોનો સંગ્રહ કિ, રૂા. ૦-૮-૦

કઠોપનિષદ—એકસો આઠ ઉપનિષદ્‌માંથી મુમુક્ષોને નિત્ય મનન કરવા યોગ્ય કઠોપનિષદનું ગુજરાતી ભાષાન્તર કિં. રૂા. ૦-૫-૦

ફુલોને ફુલવાડી—આ પુસ્તકના મૂળ લેખક મીસીસ બીસેંટના વિદ્વાન શિષ્ય બન્ધુ જીનરાજદાસ છે કે જેમને એક વિદ્વાન બુદ્ધિક તરીકે આખું ભારતવર્ષ ઓળખે છે. સ્વપ્ન સૃષ્ટિની ઉત્તમ કલ્પનાથી ભરપૂર છતાં કિં. રૂા. ૦-૪-૦

સુવાસિકા—(લે. રા. રા. મધુવચરામ બળવચરામ હોરા) કિં. ૦-૪-૦

ધર્મ નીતિ બોધીની ભા. ૧ } સરકારના કેળવણી ખાતાએ કેળવણી માટે મંજુર કર્યાં છે. કિં. રૂા, ૦-૨-૦

" " " ભા. ૨ } " " ૦-૩-૦

" " " ભા ૩ } ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે કિ. રૂા. ૦-૪-૦

નીની રત્નમાળા (કાવ્યમાં) સરકારના કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર ૦-૨-૦

સન્માર્ગ દર્શક ઉપદેશમાળા કિં. રૂા. ૦-૨-૦ શ્રી જગદ્‌ગુરુનું અભિગમન કિં. રૂા. ૦-૧-૦

બાળબોધ માળા કિં. ૦-૦-૬ મુમુક્ષુનું નિત્ય કર્મ કિં ૦-૧-૦

મહા પુરૂષના વચનો કિં. ૦-૦-૬ બોધ વચન માળા કિ. ૦-૦-૬

શ્રીમદ્ ભગવદ્ ગીતા પ્રકાશ કિ. ૦-૧-૬ ભારતનો ઉષઃકાળ—કિ. ૦-૦-૬.

રાજગીતમાળા—સમ્રાટ પંચમ જ્યોર્જ મહારાજાની દિલ્હીની પધરામણી પ્રસંગે ગવાયેલા છુટા છુટા રાજ્ય ભકિતથી ભરપૂર કાવ્યોનો સંગ્રહ કિ. રૂ. ૦-૪-૦

કન્યાવિક્રય દોષદર્શન—કન્યા વિક્રયના દોષો ઉપર શાસ્ત્રીય અને વ્યાવહારિક દ્રષ્ટિએ વિવેચન કિં. રૂ. ૦-૨-૦

ગુર્જરી માતાને ચરણે—રા. 'કુસુમાકર'નું ગુર્જર દેવીના ગુણગાન કરતું કાવ્ય કિ.૦-૨-૦

અભયા એકાદશી—એક પ્રાચીન અપ્રસિદ્ધ કાવ્ય, જેમાં એકાદશી મહાત્મ્યનું સુંદર ચિત્ર આલેખવામાં આવ્યું છે કિ. રૂ. ૦-૨-૦

મહન્ત—હિંદુસ્તાનની પ્રાચીન અને અર્વાચિન સ્થિતિનો વિચાર કિં. ૦-૧-૦

બાલ-પ્રાર્થના—આ રમકડા જેવી નાની ચોપડીને દરેક માબાપે પોતાના બાળકના હાથમાં મુકવી જોઇએ. કારણ કે એમાં બહુજ સારી સુંદાયવી પ્રાર્થનાઓનો સમાવેશ કરવામા આવ્યો છે છતાં તેની કિં. ૦-૧-૦

વેદીઆ ઢોર—બાળકોને વાંચતા સહજમાં જ્ઞાન, ગમ્મત અને આનંદ મળે છે કિં. ૦-૧-૦

ઘેર બેઠા ઇંગ્રેજી શિખવું હોય યા તમારા બાળકોને જલદી ઇંગ્રેજી સમજતા કરવા હોય તો નીચેના પુસ્તકો ખરીદો કે જે ઘણા વર્ષના અનુભવી વિદ્વાન શિક્ષકને હાથે લખાયાં છે.

અંગ્રેજી શિક્ષક—રૂા. ૦-૬-૦ પ્રીપેરેટરી લેસન્સ કિં. રૂા. ૦-૧-૬

Saturday talk કા. પુ. કિં. રૂા. ૦-૪-૦

" " પા. પુ. કિં. રૂા. ૦-૫-૦

આ સિવાય ગુજરાતી સાહિત્યના સઘળા પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે.

પુસ્તક ૧૦મું.
અંક ૬ઠો.

# સત્સંગ.

પોષ.
સં. ૧૯૭૫

## પ્રાસંગિક નોંધ.

**અમારૂં હૃદય.**

સંસ્થાનું કાર્ય દિવસે દિવસે વૃદ્ધિ પામે છે તેમજ લોકો પણ હવે કદર કરતા જાય છે. સંસ્થા તરફથી જાહેર ભાષણો બોલાવવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું તે સારી રીતે અમલમાં મુકાય છે. ગયા માસમાં બે મીટીંગ થઇ હતી દરેકમાં સાંભળનારાની સંખ્યા પણ સારી થતી હતી. ભાષણ કર્તા તરીકે રા. રા. હરજીવન કાળિદાસ મ્હેતા તથા મિ. ખરશેદજી જે. વાડીઆ જેવા જાણીતા પુરૂષો હતા. સંસ્થા પ્રત્યે લોકોનો ચાહ વધતો જાય છે એ સંતોષની વાત છે. અમે આશા રાખીએ છીએ કે હજી દિન પર દિન વધુ સારૂં કાર્ય કરવા સંસ્થા ભાગ્યશાળી થાય.

**ચીનની દ્રઢ પ્રતિજ્ઞાનું પ્રમાણ.**

ઘણા આનંદની વાત છે કે ચીનની સરકાર ખરા હૃદયથી પોતાના દેશની ત્રુટીઓ દૂર કરવા ઉદ્યોગ કરી રહી છે. મદિરાના અતિ પ્રચારથી હિંદની જેવી હીન અવસ્થા છે, તેવીજ કે તેથી પણ વધારે અફીણને લીધે ચીનની અધોગતિ થઇ ચૂકી હતી. પરંતુ કેટલાક વર્ષથી ચીને આ બલાથી પોતાનો પિંડ છોડાવવા નિશ્ચય કર્યો છે. ચીનમાં ઘણે ભાગે હિંદથીજ અફીણ જાય છે અને તે વેચનાર એકલી હિંદની સરકાર છે. ચીન સરકારે એવી પ્રતિજ્ઞા કરી છે કે પોતાના દેશમાંથી અફીણનું નામ નિશાન રહેવા દેવું નહિ એમણે અફીણની ખેતી બંધ કરી છે તદુપરાંત અફીણ માટે ઘણા સખ્ત કાયદાઓ અમલમાં મુકયા છે. ચીનના આ નિશ્ચય સામે અંગ્રેજ સરકારને પણ, માન આપવું પડ્યું અને અમુક વર્ષ દરમ્યાનમાં હિંદથી અફીણ જતું તદન બંધ કરવું, પડ્યું આ શરતોમાં એક શરત એવી હતી કે ચીન સરકારે પણ પોતાના રાજ્યમાં આ ખેતી તદન બંધ કરવી. ચીન સરકાર તો એની ખેતી બંધ કરી રહી છે. તોપણ કેટલેક સ્થળેથી શંકા થયા કરતી હતી. પરંતુ હાલમાં ચીનની સરકારે જે કાર્ય કર્યું છે તેથી હવે કોઇને સંદેહ રહ્યો નથી. ચીને સ્પષ્ટ પ્રમાણ આપી પોતાની પ્રતિજ્ઞાની દ્રઢતા સિદ્ધ કરી આપી છે. ચીનના બંદરોમાં સાત કરોડ રૂપીઆનું અફીણ જમા હતું. ચીન સરકારે એને ખરીદી લઇ બાળી મુકવાની આજ્ઞા આપી છે. આ સાંભળી અંગ્રેજ સરકારે મુદ્દલ રકમ આપી ખરીદી લેવા ઈચ્છા દર્શાવી પણ ચીનની સરકારે સ્વીકાર કર્યો નથી. એણે સાત કરોડ રૂપીઆનું અફીણ ફુંકી મૂકી પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી બતાવી છે.

હિંદની સરકારે પણ આનો દાખલો ધ્યાનમાં લેવા જેવો છે. પ્રભુ એ દિવસ જલદી [illegible] કે આ દારૂથી પાયમાલ થતું હિંદ પણ એ દુષ્ટ બદી દૂર કરવા દ્રઢ પ્રતિજ્ઞા કરે અને આ ક્રૂર રાક્ષસને વિદાય કરે.

**શિકારનું માઠું પરિણામ**

શિકારની દુષ્ટ પ્રથાના અનેક માઠાં પરિણામો આપણે જાણી ચૂકયા છીએ આવી રમતોમાં અનેક પ્રાણીઓ પક્ષીઓના નિર

વ્દુપરાંત એથી અણુજાણે મનુષ્ય હત્યા પણ થતી આવી છે. હાલમાં તેવો એક વધુ દાખલો બન્યો છે. મિ૰ ઇ૰ જે- પીગરા નામના એક દેશી ખ્રિસ્તી પોતાના મિત્રો સાથે કુરલા નજીકના જંગલમાં શિકાર ખેલવા ગયો હતો, પીગરા અને તેના એક મિત્ર પાસે બંદુકો હતી, તેમણે એવી વ્યવસ્થા કરી હતી કે પીગરા અને તેનો મિત્ર એક જગ્યાએ બેસે, અને બીજા બે જણ બીજી બાજુએ બેસે તથા બાકીના સુવરને હંકાવે. સુવર સામે આવી રહ્યો હતો, તે અરસામાં પીગરા પોતાની જગ્યા છોડી આગળ વધી ગયો હતો. તેના આગળ વધવાની કોઇને જાણ ન થવાથી તેને બે ત્રણ ગોળી વાગી, અને ત્યાં મરણ પામ્યો, આવાં અનેક બનાવો નજરે જોવા છતાં હજી લોકો આ દુષ્પ્રથા નથી છોડતા. પ્રભુ એમને સદ્‌બુદ્ધિ આપે !

**મ્હૈસુરના મહારાજાને અરજ.** દરેક ધર્મોમાં સામાન્ય રીતે એવો નિયમ છે કે ખાસ પવિત્ર એક દિવસ હિંસા દિવસો માંસાહાર કરવો બંધ થવાને માટે વર્જ્ય છે. આ પ્રમાણે પ્રથા નવા ઉજવાતાં મહોત્સવોમાં ઉપયોગમાં લેવાની જરૂરીઆત છે.

મહોત્સવનો ખરો આનંદ ખરો લાભ પણ એથીજ મળી શકે આવા શુભ હેતુથી મુંબઇના જીવદયાના જાણીતા હીમાયતી મી૰ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરીએ નામદાર મહૈસુરના મહારાજા સન્મુખ નીચેનો તારનો સંદેશો મોકલ્યો હતો.

તા૰ ૭ મી ડીસેમ્બર કે જે આપ નામદારે લડાઇ બંધ થવાની ખુશાલીના તહેવારનો દીવસ મુકરર કરેલો છે તે દીવસે કોઇ પણ પ્રકારની મુંગા પ્રાણીઓની હીંસા બંધ રાખવા અમે આપ નામદારને માનપૂર્વક અરજ ગુજારીએ છીએ. પરમાત્માએ પેદા કરેલાં નિર્દોષ ન્હાનાં પ્રાણીઓ પણ આપ નામદારની મુંગી પ્રજા છે કે જે આપ નામદાર જેવા દયાળુ અને કેળવાયલા રાજ્યકર્તા તરફથી છેવટ એક દીવસનું અભયદાન મેળવવાની આશા રાખે છે આ અરજ ઉપર ધ્યાન આપવામાં આવશે તો ઘણોજ ઉપકાર થશે.

શેઠ લલ્લુભાઇની આ સમયસુચકતાને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

---

# જીવદયા પ્રબોધક મંડળ તરફથી મળેલી જાહેર સભાઓ

---

(૧)

રવિવાર તા. ૧૫-૧૨-૧૮ને રોજે સાંજે ૫ વાગે બાલાજીના મંદિરમાં રા. સા. મધુવનરામ બળવંતરામ હોરાના પ્રમુખપણા નીચે હિંદના જાણીતા વક્તા રા. રા. હરજીવન કાળિદાસ મહેતાના વ્યાખ્યાન માટે જાહેર મુરતમાં મળી હતી. લગભગ ૫૦૦-૬૦૦ માણસોની હાજરી હતી લગભગ ૧૦૦ સ્ત્રીઓ હાજર હતી.

પ્રારંભમાં રા. મોતીલાલ વ્યાસે પ્રમુખની દરખાસ્ત રજુ કરી જેને રા. શીપતરાય હકુમતરાય ઠાકોરે ટેકો આપતા પ્રમુખે પોતાની જગ્યા લીધી હતી.

બાદ ભાષણ કર્તાની ઓળખાણ આપી

તેમને વ્યાખ્યાન શરૂ કરવા કહ્યું.

ભાષણનો વિષય "સામાજિક ઋણ" હતો. વકતાએ પ્રથમ હાલની સામાજિક દશાનું વિવરણ કર્યું હતું. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણને બદલે હમણા શિક્ષક, રક્ષક, પોષક અને સેવક એવા ચાર વિભાગ કર્યા હતા. તથા તે દરેકને કેવું કેવું ઋણાનુબંધ છે તે સમજાવી ઋણ મુક્ત થવા સમજ પડી હતી. વકતાએ ખાસ સ્ત્રી કેળવણી પર ભાર મુક્યો હતો. મનુષ્યનું અડધું અંગ કેવળ અજ્ઞાન રહે જેથી સમાજને પક્ષાઘાતનો રોગ થવા સમાન છે. જમાનામાં આગળ વધવા હવે કેવી રીતે સર્વ ઋણો અદા કરવાં જોઇએ અર્થાત્ આપણી શી ફરજો છે તે જણાવી હતી. એકંદરે વ્યાખ્યાનકારની શૈલિ ઉદાહરણો સહિત હોવાથી અસરકારક નીવડી હતી.

છેવટે પ્રમુખ સાહેબે ટુંક વિવેચન કર્યા બાદ સર્વનો આભાર માની સભાનું કાર્ય ખતમ થયું હતુ.

(૨)

રવિવાર તા. ૨૨—૧૨—૧૮ને રોજ સાંજે પા વાગે દયાળ માળવીની વાડીમાં સુપ્રતિષ્ઠિત જાણીતા સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મિ. ખરશેદજી વાડીઆના વ્યાખ્યાન માટે જાહેર સભા મળી હતી સભામાં હાજરી લગભગ ૭૫૦ માણસોની હતી જેમાં ૧૫૦ સ્ત્રીઓ હતી.

પ્રારંભમાં રા. રા. મગનલાલ ભૂખણદાસ શેઠ વકીલે પ્રમુખની દરખાસ્ત યોગ્ય શબ્દોમાં રજુ કરી તેને રા. હરિરત્નશંકર દવે વકીલે ટેકો આપતાં પ્રમુખે તાળીઓના અવાજ સાથે પોતાની જગ્યા લીધી હતી.

પ્રમુખે પોતાનું પ્રાસંગિક વિવેચન કરી આજના વકતાનો સહેજ પરિચય કરાવ્યો હતો.

બાદ મિ. વાડીઆજીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું. ભાષણનો વિષય "આપણું કર્તવ્ય" હતો.

આ વકતાએ "આપણું કર્તવ્ય" સમજાવતાં જણાવ્યું કે 'જીવદયા' એજ ઉન્નતિનું પગથીઉ છે એનાથી સર્વ સદ્ગુણો સહસા પ્રાપ્ત થાય છે. જ્યારે આપણે આપણી વ્હાલી માતાની ગોદમાં રમતાં હતાં, ત્યારે આપણું ઘરજ આપણું વિશ્વ હતું. પરંતુ જેમ જેમ મોટાં થતાં ગયાં તેમ તેમ આપણું જ્ઞાન વધતું ગયું, ઘર પછી મહોલ્લો મહોલ્લા પછી શહેર અને તેજ પ્રમાણે દેશ અને આખરે આ પૃથ્વી અને તત્પશ્ચાત્ હવે અખિલ બ્રહ્માંડને સત્ય વિશ્વ સમજવા લાગ્યાં છે. "આપણું કર્તવ્ય" સર્વ પ્રાણીઓને આપણા બંધુ સમજી તેઓનાં ભલામાં સમાયું છે. આપણે મોક્ષ મેળવવા તત્પર થવાનું છે, આપણો ઉદ્દેશ નિર્વાણ પામવાનો છે. અને તેથી જીવદયાનો સિદ્ધાંત આપણે સ્પષ્ટ રીતે સમજવો જોઇએ. જીવદયા જીવ છોડાવવામાં સમાપ્ત નથી પણ સર્વ પ્રાણીઓના ભલામાં છે. વગેરે બાબતો વકતાએ પોતાના વાચનના પરિણામે પૂર્વ તથા પશ્ચિમના પુસ્તકો શાસ્ત્રો વગેરેના સંખ્યાબંધ ઉદાહરણોથી પોતાની સ્પષ્ટ અને આકર્ષક વાણીથી કહી હતી. વ્યાખ્યાનની અસર સર્વ પર સારી થઇ હતી, અને એક અવાજે સર્વએ વખાણ્યું હતું. બાદ પ્રમુખ સાહેબે આજના વ્યાખ્યાનનું રહસ્ય ટુંકમાં સમજાવ્યું હતું. ડા. કરસુખરામ વોરાએ મિ. ખરશેદજી વાડીઆજીનો આભાર પ્રદર્શિત કરવાની દરખાસ્ત રજુ કરી તેને રા. બાપુભાઇ વકીલે ટેકો આપતા તાળીઓના અવાજ સાથે તે પસાર થઇ હતી.

અંતે રા. દાજીજીએ પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત મુકી જેને રા. રા. શેઠ ચુનીભાઇ નંદલાલે ઘણી સુંદર ભાષામાં ટેકો આપ્યો હતો બાદ સભા બરખાસ્ત થઇ હતી.

# ચા-દારૂ-હોટેલ-અને બીડીના દુર્વ્યસનથી હિંદને થતી પાયમાલી.

(લેખક—સદ્દગુણાનુરાગી મુનિ શ્રી કર્પુરવિજયજી.)

ચાની ઉત્પત્તિ કેવી નમાલી અને પીતાં લગારેક લલચાવનારી, લહેજત દેખાડનારી પણ અતિ અગત્યની વીર્યાદિક ધાતુ ને તાવી નાખનારી અને જઠરાગ્નિને બીલકુલ મંદ સુસ્ત બનાવી દેનારી છે, તેનું સવિસ્તર બ્યાન અનેક લેખો દ્વારા "વૈદ્ય કલ્પતરૂ, ધન્વંતરી અને સંતસંગ" જેવા માસીકો અને અન્ય પત્રોમાં પ્રસિદ્ધ થાય છે.

તેના ગુણ દોષોને સંભાળથી જાણ્યા સમજ્યા વગર પાશ્ચિમાત્યાદિક અન્ય દેશીઓનું અંધ અનુકરણ કરનાર હિંદીઓને એથી અપાર પાયમાલી થવા પામી છે. સાત્વિક અને નિર્દોષ ખોરાકને બદલે જ્યાં ત્યાં જ્યારે ત્યારે ચા પીવા-પાવાનો રીવાજ વધી પડવાથી નાનાં મોટાં ગામ અને શહેરોમાં તેની વપરાશ હદ બહાર વધી પડી છે. ગતાનુગતિક મુગ્ધ લોકો તેના ગુણ દોષ જાણવાની ભાગ્યેજ દરકાર કરે છે!

તેને માટે હોટેલો સ્થપાઇ છે, અને તેમાં જે રીતે તે ચાનો ઉપયોગ કરવામાં આવે છે, તે જોતાં તે પીનારા હિંદીઓના શરીરની બહોળે ભાગે ખરાબી થાય તેમાં બહુ આશ્ચર્ય થવા જેવું નથી. તેમાંના વિષ વિભાગાદિકથી જે જે વિષમ પરિણામ આવવું જોઇએ, અને આવે છે તેથી અજાન એવા મુગ્ધ જનોને સારી રીતે માહેતગાર કરવા જોઇએ, એ ફરજ અદા કરવામાં આવે તો અનેક મુગ્ધ જનોઓ લલચાવનારી પણ પરિણામે પાયમાલ કરનારી કુટેવથી બચી જવા પામે, એ ઓછો લાભ નથી.

અહીં પાટણનોજ એક તાજો દાખલો ખાસ લેવા યોગ્ય છે.

અહીં (પાટણ)ના અત્યંજ લોકોએ એક સંપીથી ચા-હોટેલનો તથા દારૂ પીવાનો સદંતર નીષેધ કર્યો છે. અને ઠરાવ વિરૂધ ચાલે તેને સખ્ત દંડ-શિક્ષા કરવા નિશ્ચય કર્યો છે, કેળવણીના પ્રતાપે તેમનામાં નવું જીવન-બળ આવેલું જણાય છે. તેવા અત્યંજ વર્ગમાં પણ અપવાદ વગર કેળવણીનો બોહોળો પ્રચાર કરવા માટેનું મુખ્યપણે માન શ્રીમંત ગાયકવાડ સરકારનેજ ઘટે છે. તે સાથે દેશની દાઝ બુઝનારા અન્ય સહૃદય ઉપદેશકોને પણ યોગ્ય માન ઘટે છે.

અંત્યજોના તાજો બનેલા દાખલો લઇને ઉંચી કોમવાળા પણ હવે કંઇ જાગૃત થાય તો સારૂં!

હોટલોમાં ચા-દારૂ વિગેરે પીનાર વર્ગમાં કેટલો બધો બગાડો વધતો જાય છે? તેમ છતાં પશ્ચિમ દેશવાસીઓનું અંધ અનુકરણ કરવાનો અને વસ્તુના ગુણ દોષ જોઇ તપાસી તેની પરિક્ષા કરવા સારૂ અને આયંદે સુખકારી હોય તેટલું આદરી બીજાનો ત્યાગ-નિષેધ નિશ્ચય પૂર્વક કરવા ખરી સમજ અને શ્રદ્ધાનો આપણામાં અનહદ અભાવ દર્શાવનારો આ પ્રગટ પૂરાવો નથી શું?

બીડીની પણ વપરાશ એટલી બધી વધી પડી છે કે તેને પણ સમૂળગી દૂર કરવા દયાળુ દીલવાળા બુદ્ધિશાળી જનોએ તેમજ સરકારે હવે વધારે વખત વિલંબ કે ઉપેક્ષા કરવી ઉચીત નથીજ.

ઇતિશમ.

# સમશ્લોકી પદ્યાવલિ.

पद्मे मूढजने ददासि द्रविणं विद्वत्सु किं मत्सरो ।
नाहं मत्सरिणी न चापि चपला नैवास्ति मूर्खे रतिः ॥
मूर्खेभ्यो द्रविणं ददामि नितरां तत्कारणं श्रूयतां ।
विद्वान्सर्वगुणेषु पूजित ननु मूर्खस्य नान्या गतिः ॥

લક્ષ્મી ! મત્સર રાખી તું ગુણીજનને શું મૂર્ખને દ્રવ્ય દે ?
ના હું મત્સરિણી નથી અબુધની પ્રીતિ વળી ના મને !
અજ્ઞાની જનને દઉં ધન ઘણું છે હેતુ એમાં ખરો:
વિદ્વાન્ સર્વ પૂજે જગે નહિ બીજો રે ! મૂર્ખને આશરો ! !

वासश्चर्म विभूषणं शवशिरो भस्माङ्ग लेपः सदा
ह्येको गौः स च लाङ्ग लायकुशलः संपत्तिरेतादृशी
इत्यालोच्य विमुच्य शंकरमगाद्रत्नाकरं जाह्नवी
कष्टं निर्धनिकस्य जीवित महो दारैरपि त्यज्यते ॥

વસ્ત્રો ચર્મ તણાં ધરેણું શબના માથાનું ને ભસ્મનું,
રાખે આખલું એક કે હળ વિષે જે ના કશા કામનું ?
સંપત્તિ સહુ જોઇ શંકર તણી ગંગા ગયાં સાગરે !
રે ! રે ! નિર્ધનને પ્રિયા પણ તજે ! છે કષ્ટ એવું ખરે ! ! !

दग्धं खांडवमर्जुनेन बलिना दिव्यैर्द्रुमैः सेवितं ।
दग्धा वायुसुतेन रावणपुरी लङ्का पुनः स्वर्णभूः ॥
दग्धः पञ्चशरः पिनाकपतिना तेनाप्ययुक्तं कृतं ।
दारिद्र्यं जनतापकारकमिदं केनापि दग्धं न हि ॥

બાળ્યું ખાંડવ અર્જુને અતિ રૂડાં જ્યાં દિવ્ય વૃક્ષો હતાં,
લંકા રાવણની પ્રજાળી સઘળી વાયુ સુતે એકદા.
શંભુએ રતિનો પતિ પલકમાં બાળ્યો; તથાપિ અરે !
લોકોનું દુઃખ કોઇએ નવ હર્યું, દારિદ્ર બાળી જગે ! !

ભારતી મંદિર,
બરવાળા (ધંધુકા.)

## "તમ્બાકુના તલ્લપીયાઓને તાકીદ."

ગઝલ.

રૂધીર તનનું દીએ બાળી, નાગણુ કાળી તમાકુ છે;
પીઓ શું ! સૌ એ સંસારી, નહિ સારી તમાકુ છે.
મગ્યા સૌ ફુંકવા બીડી, ફાડી ઝેરી તમાકુ છે;
અતી ઞરણુ ભારી વસ્તુ, બુરી બીડી તમાકુ છે.
સીગારેટ, પોંકીપો, જરદો, ઇતર નામો તમાકુ છે;
ગડાકુ, છીંકણી સુકો, બદન હરનાર નાકુ છે.
તજી નહિ જ્યાંસુધી બીડી, નશીબ ફરનાર વાકું છે;
ભલે જુવાનીયા વૃદ્ધો, સઉ પીનાર રાંકુ છે.
વ્યસન દ્વારે પ્રથમ ચડવા, તણી સીડી તમાકુ છે;
કલેજે પાડીદે કાણું, ખરું એ ઝેરી ચાકુ છે.

ધોળકા. જી. બી. પવાર.

---

## "આ મ્હારૂં !!—હા ! મ્હારૂં ?!!"

મન ! માન ભલે "આ મ્હારૂં !–હા ! મ્હારૂં !"
નથી ત્હારૂં એ નાદાન !
ભુંડા ! ભરમે ભુલે ભાન !!!
મન ! માન ભલે 'આ મ્હારૂં !–હા મ્હારૂં !'
સગાં, સંબંધી, સ્નેહી, સૌ નહિ રે ! ત્હારૂં !
એ છે મીથ્યા માયા ભાસ !
નથી કોઇયે ત્હારૂં ખાસ !! મન૦
નથી દેહ આ ત્હારી ! ઓ હેવાન ! ભુલે ભાન ??
હાડ માંસે ભરેલું !
વળી ચામડે મઢેલું !! મન૦
સુત, દારા, રે ! ત્હારા નથી ! છે ન્યારા !
છે સૌ સ્વાર્થે સગું !!
દુઃખે થાય અળગું ! મન૦
સમજ સાર આ ! "સંસાર છે મુસાફર મેલા'
બેળાં પંખીડા જેવાં !
મળ્યાં આપણુ સૌ તેવાં !! મન૦
રે ! તું કોણ ! ?–છે તું કોણુ ?–આવ્યો કેમ ?–તે તું જાણુ !
નહિ તો આવ્યો તું જેવો !—
જવાનો છું પણ તેવો !–!!—

"વિહારી,"

## સુરાપાન.

ભુજંગી.

દધીમંથને દૈત્યને કાજ દોર્યું,
વળી નેતરે વાસુકીને વલોવ્યું;
ગતીહીણનો સંગ ગણે એ ગુજારો
સુરાપાનમાં સાર શું યાર સારો.
પિતાં વ્હેત તે પિંડમાં પાપ પ્રેરે,
ભરે આંખ ભુંડાઇના ભ્રષ્ટ ઝેરે;
વિના તાવ આણે મતિમાં મુઝારો,
સુરાપાનમાં સાર શું યાર સારો
ભણું ન્હાય તે તો અડે કેમ એને,
સુકી મોગરો કૌચને સ્હાય શેને;
વડા વેદ છઇજ્ઞના એ વિચારો,
સુરાપાનમાં સાર શુ યાર સારો.
કુકર્મો કરાવે કુબુદ્ધિ બઢાવે,
ચતુરાઇને આભલામાં ચઢાવે;
ખણી ધૈર્ય ખોસે હદેમાં ખુટારો,
સુરાપાનમાં સાર શું યાર સારો.
દહે વીર્યનું તત્વને દેહ શોષે,
ક્ષયાદીક ને શ્વાસના વ્યાધિ પોષે,
વધારે દગાદંભ કેરા વિકારો,
સુરાપાનમાં સાર શું યાર સારો.
ખરા હીંદુતાના ગુણોને ખુગાડે,
ચળેશાઇનો ચેપ ચિત્તે ચરાડે;
પછી પુણ્ય છોડે ન પાંચે મકારો, *
સુરાપાનમાં સાર શુ યાર સારો
પિનારા તણી કો પ્રતિષ્ટા ન રાખે,
પડી કીચમાં નીચ દોંગાઇ દાખે;
બને મા તણી આબરૂ લુટનારો,
સુરાપાનમાં સાર શું યાર સારો.
લખી શાસ્ત્રમાં ક્ષત્રિયો કાજ છુટી,
બતાવ્યા બુરા કૈં મરે માથુ કુટી;
બુડી સત્રિતીનો બધો એ ઇજારો,
સુરાપાનમાં સાર શુ યાર સારો.
નથી વૈશ્ય કે શૂદ્રને સેવ્ય તેમ,
છતાં કોણ જાણે ગ્રહે લોક કેમ;
બુડી ખોઇ ગધ્ધાઇ વ્હોરે ગમારો,
સુરાપાનમાં સાર શું યાર સારો.
ભુતોને પિશાચો તેન એહ ટેવે.
નહી સુગ તેને તજી ધર્મ સેવે,
સદા દૈત્યને આસુરી પંથ ન્યારો,
સુરાપાનમાં સાર શું યાર સારો.
સુકું ચામડું સંગના ન્હાય જેનો,
સુઆર્યો સદા ત્યાગવો સંગ તેનો;
'કવિ ભૂષણે' આ કથ્યો પાઠ પ્યારો,
સુરાપાનમાં સાર શું યાર સારો.

કવિ. ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.
વરતાલવાળા.

## ગુરૂજી! દ્વાર ખોલોને—

ગઝલ

ગુરૂજી! દ્વાર ખોલોને, તમારે શર્ણ આવ્યો છું;
પ્રભુ! સદ્જ્ઞાન આપોને, અભય તુજ દ્વાર ઉભો છું.
ઘણી આધિ અને વ્યાધિ, ઉપાધિમાં પીડાયો છું;
અમીની દ્રષ્ટિ ફેંકોને ભિખારી જ્ઞાનનો હું છું.
ગિરિના શૃંગ જે ઉંચા, તરૂફલ ફૂલથી લચતાં;
દિસે છે દ્રશ્ય એ રૂડાં, પ્રણયથી એજ નિરખું છું.
પિતા માતા ત્રિયા પૂત્રો, કર્યાં દૂર સ્વાર્થનાં સત્રો;
દીધો અદ્વૈતનાં મન્ત્રો, હૃદયથી એજ ઇચ્છુ છું.
વિષય રસ ભોગ જે મીઠા, નહિ સુખ તે થકી દીઠાં;
ખરેખર ચામડા ચૂંથ્યા, મહા અજ્ઞાન પ્રાણી છું.
પ્રભુ! એ જાણતાં આજે, જગ થી ત્યાગ મ્હેં કીધો;
ત્વરિત સંન્યાસ છે લીધો, કૃપામૃત પૂર્ણ ચાહું છું.
તમારો શિષ્ય હા! આજે, નમે તવ ચર્ણમાં પ્રેમે;
મૂકો કર મસ્તકે મ્હારે, પ્રભુજી! એજ યાચું છુ

રસકુંજ, } "નચિની ..."

* मद्य मांसं च मीनं च मुद्रा मैथुनमेव च । एते पञ्च मकारास्युर्मोक्षदा हि युगे युगे ॥

# ઉદયોચિતાચાંર દિગ્દર્શન.

જગત ઇતિહાસ અને પ્રત્યક્ષ દાખલાથી સુધરવાનો સંજોગ છે પરંતુ તેમાં નિગ્રહ રૂપિ કષ્ટ સમાએલું છે. કષ્ટ વેઠી દૂરવર્તિ સુખના દીર્ધદર્શી ભોક્તા ઘણી નાની સંખ્યામાં પૃથ્વી ઉપર છે. આપણે જોઇએ છીએ તો વગર પ્રયત્ને જલદી પ્રાપ્ત થનારા સુખની ઇચ્છા ધરાવનારની સંખ્યા અતીવ વિશાલ છે ઠગાઇથી ગુજરાન ચલાવનારનું, એજ સંખ્યા, ઉપજીવિકાનું સાધન છે. દેશમાં આ સંખ્યાનો જો કોઇ ઉદ્ધાર કરી શકે તો તે ભગવત્ તિલક જેવા વસતિના પ્રમાણમાં એક શતાંશ મહાત્માઓની લગભગ જરૂર દેખું છું હું ધારું છું કે તેમની ગીતાની જેટલી પ્રતો બહાર પડી છે તે બધી તિલકોજ છે હવે તો એ ગ્રંથના વાચકો અને ઉપદેશકોનીજ જરૂર છે.

પ્રથમ આપણે પત્ર, પુષ્પ ફલ, તોય અને તૃણ એટલાનું આધિક્ય જોઇ વસતા જેથી સ્વતંત્રતાની ખુમારી, ભય સામે બચાવ કરવા ના સાધન, અને દાન એટલાનીજ જરૂર રહેતી. જે ફરજીઆત મેળવવાં પડતાં હતાં. હાલ ઘેટાં બકરાં જેવાં બની દુઃખાલયો (પોળો ખડકીઓ અને મોહોલ્લાઓ)માં પેઢાથી ભરવાડ રૂપિ નિયામક વીના રહી શકતા નથી. બિલાડી આંખો મીચીને ખાતાં જેમ કોઇ દેખતું નથી એમ માને છે, તદ્ પોતે ખડકીઓમાં તાલાં ભોગળો વાસી પેઠા એટલે આખું જગત્ સુરક્ષીત માને છે. લૂટનારને સૌ બાડમાં પેઠેલા જોઇ એકેએકને લૂટતાં કશી ભીતી રહેતી નથી. બકરાં વધ્યાં તેમ ભરવાડો વધ્યા. ધર્મ ગુરુ ઓએ ઠગાઇ, લૂટ અને અંકુશ ચલાવવામાં બાકી મુકી નહિ. શાક્ત ગુરુએ લોકોને શક્તિનું બળ બતાવી શક્તીને પ્રસન્ન કરવા મંત્ર, માંસ, મદીરા અને વ્યભિચાર યુક્ત કર્યા. કાંચળીઆ પંથે એ ઉપરાંત છચોક વ્યભીચાર પ્રસરાવ્યો. દયાવાદીઓએ ક્યાં દયા વાપરવી અને ક્યાં ન વાપરવી તેનો વિવેક તજી દયાને ડાકણ કરી મુકી. બ્રહ્મવાદીએ શુની, શ્વપાક, સ્ત્રી, ભગીની, મનુષ્ય, પશુ શત્રુ અને મિત્ર સૌને સમાન હક આપી ગમે તેવા જુલમી નિયામકને પણ આવકાર આપતાં શિખવ્યું ભક્તજનોએ ટીલાં ટપકાં અને ઘો વીછળમાં રામના ગુરૂએ રોકવા એટલામાં ચારણી કરવાડાનાં છિદ્ર ગણવા મંડે તેવા સુધારક પંથે દેખા દીધી અને બધા પંથોમાંથી દુર્ગુણનો સંચય બનાવી તે તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું રાજાઓને તો પોતાના અનુરૂપ પ્રજાને બનાવવામાં લેશ પણ શ્રમ પડ્યોજ નથી. અફીણીઆએ અફીણ, કાવો પીનારે કાવો–કોફી, દારૂડીઆએ દારૂ, ગ્ડાનાગાએ ગ્ડા એમ છેક બીડીઓ ફુંકી ગામ ઘર બાળવાના પણ સાધનો વળગાડી દીધાં છે. ભાષામાં તેમના ક્ષણે ક્ષણે શબ્દો છેજ. પહેરવાશ, વેશ, ખોરાક, હપછપ અને ચાલચલણ સુધી તેમનુંજ અનુકરણ.

બધા પંથોમાં કોઇને કોઇ ખુણે કંઇને કંઇ સારૂં હોય છેજ પરંતુ કમનસીબે તે બધું કષ્ટસાધ્ય પણ અમૃત પરિણામી છતાં તે તરફ આપણું લક્ષ ગયું નથી. જે સહેલું અને ભાવતું આવ્યું તેટલુંજ સ્વીકારી લીધું પણ સમજ્યા નહીં કે એ વિષ પરિણામી છે. છેલ્લા સ્વીકારથી વ્યસન, વ્યભિચાર, પ્રમાદ અને ભીખ એ વધી પડયાં. આ પ્રમાણે અત્યાર સુધી આપણે જ્યાં ત્યાંથી દુર્ગુણોનીજ પ્રાપ્તિ માં સમય ગાળ્યો છે અર્થાત એજ આપણા સકલ અનિષ્ટનું કારણ બન્યું છે હવે જરૂર આપણે ધીરે ધીરે પરિવર્તનના નિયમાનુસાર જૂના સુધારી ઉપર ચડવા લાગી શું એ વી વકી રહે છે. પ્રાણ ધારણાનું સાફલ્ય કેવલ પરોપકારમાંજ સમાએલું છે. દધીચી ઋષીએ

પરોપકાર માટે પોતાની કરોડનું હાડકું આપી ઇન્દ્ર મારફતે પરોપકારનું પુણ્ય લેવા પ્રાણાર્પણ કર્યો છે. ઇન્દ્ર, રામ, અર્જુન ઇત્યાદિ પ્રાચીન પરાક્રમી મહાત્માઓએ દૈત્યાદિ દુષ્ટોથી ગરીબોનું છુટાપણું મેળવવા યુદ્ધ કરેલા છે તેમણે પોતાનો લેશ પણ સ્વાર્થ તાકયો નહતો. એવુંજ હાલનું મહાયુદ્ધ કહેવાય છે છુટાપણું એજ આ યુદ્ધનો ઝગર છે એ ઝગર જાગવાનો તેમનો શુદ્ધ હેતુજ તેમને યશ આપશે અને તે જોઇ આપણે સમજી શકીશું કે ખરૂં કલ્યાણ આવા પરોપકારી પરાક્રમમાંજ રહેલું છે. અસત્ય વ્યભિચારાદિ એશઆરામમાં નથી એ પછી કષ્ટ સાધ્ય પણ ત્રણે તાપને દૂર કરતાં સત્ય, ધર્મ, પરાક્રમ, ભૂતદયા, પ્રિય ભાષણ, પાત્રેદાન અને પૂજા એ રીતે સદ્ગુણોની સીડીથી પૂર્ણ ગૌરવ પ્રાપ્ત કરી દરેક ફત્તે પડશું. સત્યને અને પ્રિયવાદિતાને બનતું નથી તેમજ ભૂતદયાને અને પરાક્રમને બનતું નથી આવા ત્રિવિધ તાપ ટાળનાર ગુણોને પરસ્પર વિરોધાભાસ છે તે પ્રત્યક્ષ દાખલાથી પોત પોતાની કક્ષામાં રહી અત્યાર સુધી અપકારક હતા તે ઉપકારક બનશે મહાત્મા તિળકે સંજય બની અંધ ધ્રુતરાષ્ટ્ર રૂપિ આર્યાવર્તને યુરપના યુદ્ધનો ભાવી જયાજય કહ્યા છે અને તેના કારણો રૂપી પાનોનું યથાર્થ સ્વરૂપ બતાવી દીધું છે, મતલબ કે એકસદ પુરૂષે જગતને ઇતિહાસ અને પ્રત્યક્ષ દાખલાથી વિરોધાભાસની એક વાક્યતા કરી ભ્રમ ટાળી જગ સુધારણાનો સચોટ ઉપાય પ્રકટી દીધો છે લેખક વાસદા ખાતાનો સત્સંગ ગ્રાહક

નારણજી નંદલાલ

## ચીનમાં અફીણના વ્યાપારની બંધી.

સઘળા પ્રકારના દુર્વ્યસનોમાં અફીણની પણ ગણના થાય છે, અને ચીનમાં તેની એટલી વૃદ્ધિ થઇ હતી કે અત્યારે ત્યાં અફીણના વ્યાપારની બંધી થઇ છે અને કમ વર્ષમાં ત્યાં અફીણનું નામ પણ સંભળાશે નહિ. એ ઘટના પ્રથમ દર્શને ખરી લાગે તેવી નથી, કેમકે યુરોપિયન ગ્રંથકારોનાં ચશ્માંમાંથી ચીન તરફ જોવાની આપણને ટેવ પડી ગએલી હોવાથી ચીનના લોકો અત્યંત નાદાન ભીરૂ અને વ્યસનાધીન છે, એમજ આપણે સમજીએ છીએ. પરંતુ હમણાં જે વર્તમાન ખબરો આપણને મળે છે, તે ઉપરથી તે માન્યતા ખોટી ઠરવા લાગી છે

દસ વર્ષ પહેલાં ચીનની રાણીએ અફીણના વ્યાપારને બંધ કરવાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું તે વખતે કેટલાક યુરોપિયન લેખકોએ તેની યથેચ્છ મશ્કરી કરી હતી તેઓના લખાણની એવી મતલબ હતી કે ચીનાઇ લોકો સેંકડો વર્ષથી અફીણના વ્યસનમાં લાગેલા છે, તેથી રાણીના એક જાહેરનામાથીજ તેમનાં મન પલટાઇ જઇ વ્યસન પરાઙ્મુખ થવાં અશક્ય છે, યુરોપિયન લોકોથી જે પ્રમાણે દારૂનું વ્યસન નુકશાન લાગતાં છતાં છોડી શકાતું નથી, તેજ પ્રમાણે ચીનાઇ લોકોથી એક સરકારી જાહેરનામાવડે અફીણના સેવનથી નિવૃત્ત થવું અસંભાવ્ય છે આવો યુરોપિયનોનો વિરૂદ્ધ મત હતો પરંતુ તેઓ એશિયાટિકોની મનોરચના ખરેખરી હજુસુધી સમજી શકયા નથી એમ કહેવું જોઇએ. જાપાને જે પ્રમાણે ચાલીસ વર્ષમાં પોતાની સ્થિતિ પલટી નાખી એકદમ જગતમાંના પહેલા પ્રકારના રાષ્ટ્રોમાં પોતાની ગણના કરેલી છે, તે પ્રમાણે ચીને દસ વર્ષમાં સેંકડો વર્ષથી લાગેલા વ્યસનને એકદમ છેદી સર્વને આશ્ચર્યચકિત કર્યાં છે

સને ૧૯૦૬માં ચીનમાં સરકારી જાહેરનામુ પ્રસિદ્ધ થયા પછી ૭ માહનાની અંદર તે વ્યાપાર દસ વર્ષમાં શી રીતે કમી કરવો તેની યોજના યોજવામાં આવી. ચીનમાં અફીણનું વાવેતર દરસાલ એકદશાંશ કમી કરવું એમ ઠર્યું. વળી હિન્દુસ્થાનમાંથી આવનારી અફીણની આયાત કમી કરવી એવો બ્રિટિશ સરકાર સાથે કરાર કર્યો. ચીનમાં એકંદર અઢાર પ્રાંત છે, તે પૈકી દરસાલ પાંચ પાંચ પ્રાંત પ્રમાણે ૧૯૧૨, ૧૩ અને ૧૪ એ ત્રણ સાલમાં મળીને પંદર પ્રાંતોએ અફીણનો વ્યાપાર તદ્દન બંધ કર્યો. જે ત્રણ પ્રાંતમાં ગયાં ત્રણ વર્ષથી તે વ્યાપાર અશંઃ ચાલુ છે, તે પ્રાંતોમાં યુરોપિયનોનું વર્ચસ્વ હોવાથી ચીનાઇ સરકારનો અફીણનો બંધીનો નિયમ સખ્ત રીતે અમલમાં આવી શકયો નથી. યુરોપિયન વ્યાપારીઓએ ચીનાઇ સરકાર સાથે સહકાર્ય ન કરતાં તેમાં શકય એટલી અડચણો ઉત્પન્ન કરી છે. પોતાનો માલ સિલ્લકમાં હોવાથી તે ખપાવવા સારૂ તે વ્યાપારીઓએ ૧૯૧૭ના જુન માસ સુધીની મુદત માગી લીધી હતી; પરંતુ તેટલી મુદતમાં સઘળો માલ ખપી જાય એમ નહિ લાગવાથી ૧૯૧૭ની સાલની આખર સુધી મુદત વધારવાનો તેમણે આગ્રહ ચલાવેલો છે. અને તે માગણી માન્ય થતાં ચીનાઇ સરકારને પાંચ કરોડ રૂપિયા આપવાનો ઠરાવ કર્યો છે. વસ્તુ સ્થિતિ આ પ્રમાણે હોવા છતાં તે લાલચ તરફ દુર્લક્ષ્ય કરી ચીનાઇ સરકારે અફીણના વ્યાપારની બંધી કરવાનો પૂર્ણ નિશ્ચય કર્યો છે એ આનંદની વાત છે. ખરી રીતે, જોઇએ તો ચીનની સ્થિતિ આ વખતે એ પાંચ કરોડ રૂપિયાની અવગણના કરવા જેવી નથી. હમણાંજ ત્યાં થએલી રાજ્યક્રાંતિને લીધે સર્વત્ર અસ્વસ્થતા થઇ રહેલી છે, વ્યાપાર બંધ પડયો છે અને સરકારી ખજાનો ખાલી છે, રૂપાવા વખતમાં દેશમાં શાંતતા પ્રસ્થાપિત કરવા માટે, સૈન્યનો પગાર આપવા માટે, અને રેલ્વેની સડકો વગેરે સાર્વજનિક હિતનાં કામો શરૂ કરવા માટે ચીનાઇ સરકાર પાસે નાણું હોવાની ખાસ જરૂર છે, પણ આગળ જણાવ્યું તેમ ત્યાં નાણાં સંબંધી સ્થિતિ બહુ ખરાબ છે. ચાંદીનું નાણું બંધ થયું છે અને કાગળની નોટો ઉપર લોકવ્યવહાર ચાલુ છે. વળી અમેરિકા પાસેથી ચીને દોઢ-બે કરોડ રૂપિયા કરજે લેવાની માગણી-વિનવણી કરી હોય એમ સંભળાય છે. આવી રીતે ચીનાઇ સરકાર નાણાં સંબંધી બહુ નબળી હાલતમાં છે તથાપિ અફીણનો વ્યાપાર ચલાવનારાઓ તરફથી મળનારા પાંચ કરોડ રૂપિયાનો ઇનકાર કર્યો એ ચીનાઇ સરકારને ખરેખર ભૂષણાવહ છે, વળી આ બાબતમાં ચીનાઇ સરકાર પેઠે ચીનાઇ જનતાનું ઉદાત્ત વર્તન પણ ખરેખર લક્ષ્યમાં લેવા જેવું છે.

અફીણનું વાવેતર એ ચીનના ખેડુતોનો મોટા ફિફાયતદાર ધંધો થઇ પડયો હતો. આપણા દેશમાં જે પ્રમાણે કપાસનું વાવેતર શરૂ થયા પછી ખેડુતોને નાણું કમાવાનું એક સાધન ઉપલબ્ધ થયું છે તેજ પ્રમાણે કિંબહુના તેથી પણ અધિક પ્રમાણમાં ચીનના ખેડુતોને અફીણનું વાવેતર કરી હજારો રૂપિયા મેળવવાની સગવડ થઇ પડી હતી; પરંતુ અંગ્રેજોએ તેમજ સરકારે પોતાનો હેતુ જાહેર કરતાંજ ચીનાઇ ખેડુતો હજારો રૂપિયાનું નુકસાન સહન કરી અફીણનું વાવેતર બંધ કરવા માટે તૈયાર થયા. દેશહિતના સંબંધની એ લાગણી ચીનમાં એટલી બધી ફેલાઇ ગઇ અને લોકો સમગ્ર રાષ્ટ્રના હિતની આગળ પોતાનો ક્ષણિક સ્વાર્થ લાભ રોકવા માટે એટલા તૈયાર થઇ ગયા કે અફીણની તેમજ અફીણની પેદાશ કરનારા સાધનોની સાર્વજનિક રીતે હોળી કરવા માટે જો કોઇ એક જણે

પ્રારંભ કર્યો તો હજારો લોકો ત્યાં એકઠાં થઇ જતાં અને તે હોળીમાં—અગ્નિમાં સહુ પોતપોતાની પાસેનો તેવા પ્રકારનો સંગ્રહ તેમાં હોમી દેતાં કે જેને લીધે તે અગ્નિ બબ્બે ત્રણ ત્રણ દિવસ સુધી એક સરખો બળ્યા કરતો ! મતલબ કે અફીણની હોળી કરવાના કામમાં ચીનના અધિકારીઓએ અને લોકોએ જે સ્તુત્ય મનોધૈર્ય દેખાડેલું છે, તે ઉપરથી ચીનની આજ ચારે તરફ વાહ વાહ થઇ રહી છે. આ બાબતમાં હિન્દી લોકોને ઘણું નુકશાન વેઠવું પડયું છે. કારણ કે હિન્દુસ્થાનમાંથી દર સાલ ૬૭૦૦૦ અફીણની પેટીઓ ચીનમાં રવાના થતી હતી અને દર પેટીએ સરાસરી ૨૦૦૦ રૂપિયા ભાવ આવતો હતો; પરંતુ ચીનાઇ સરકારે અફીણના વ્યાપારની બંધી કરવાનો મનઃપૂર્વક નિર્ધાર કરેલો હોવાથી હિન્દુસ્થાન સરકારે આ કામમાં ચીનની સાથે સહકાર્ય કરવાનું ઠરાવ્યું અને દરમાસ આથી થનારું લાખો રૂપિયાનું સરકારી ઉત્પન્ન ગુમાવી ચીનાઇ સરકારની સાથે કરેલો કરાર શબ્દશઃ પાળ્યો. હિન્દી સરકારે ૧૯૦૭ની સાલથી દર સાલ ૫૦૦૦ અફીણની પેટીઓ ઓછી કરી ૧૯૧૧ની સાલમાં નવો કરાર કરી હિન્દમાંથી ચીનમાં જતું અફીણ ઓછું કરી નાંખ્યુ. ઇ. ઇ. સ. ૧૯૧૨ની સાલમાં શાંગહાય શહેરમાં ચીનાઇ ગવર્નરના હુકમથી હિન્દી અફીણ ચીનાઇ બજારમાં લાવવાની મનાઇ થઇ. તેથી બંગાળાના અને માળવાના સેંકડો ખેડુતોને અપાર નુકસાન થયુ. ખેડુતોના હાહાકારથી વ્યાપારીઓની અને ખેડુતોની સગવડ સારુ હિન્દી સરકારે ૧૧૨૫૩ અફીણની પેટીઓ ખરીદ કરી. અર્થાત્ આ પેટીઓ ચીનમાં ખપવાનો સંભવ નહિ હોવાથી ઇતર દેશોમાં થોડી થોડી ખપી જતાં સરકારના પૈસા વસલ થયા. આ હકીકત ઉપરથી હિન્દ-સ્થાનના લોકોએ ચીન વ્યસન મુક્ત થાય એટલા માટે પોતે લાખો રૂપિયાની પેદાશ છોડી દીધી છે, એ સર્વ કોઇના લક્ષ્યમાં ઉતરી શકે એવી વાત છે; પરંતુ મુખ્ય હેતુ સાધ્ય થવાથી આ નુકસાન બદલ હિન્દી લોકો દીલગીર થતા નથી !

ચીનના સંબંધમાં હિન્દુસ્થાને આવી ઉદરતા દાખવી છે; પણ ખુદ હિન્દમાં હરકોઇ વ્યસન નિર્મુલ કરવા માટે કંઇ પ્રલાજ લેવાતા નથી એ દિલગીર થવા જેવું છે. જો કાંઇ થોડી ઘણી વ્યસન નિષેધક હીલચાલ થાય છે, તે ઉપરથી સમગ્ર રાષ્ટ્રો એકદમ ફાયદો મળતો નથી. અફીણના દુર્વ્યસને ચીનની જેવી ખરાબી કરી છે તેવીજ હિન્દના કાઠી—ગરાશીઆ—રજપૂતોની પણ ખરાબી કરી છે, માટે હિન્દમાં પણ અફીણનો પ્રચાર બંધ થવો જોઇએ. માદક વ્યસનોના નિર્મૂલન માટે શ્રીમન્તોએ—અમીરોએ સતત પ્રયત્ન કરવા જોઇએ. હિન્દમાં અફીણની એટલી બધી વપરાશ છે કે હિન્દી સ્ત્રીઓ ન્હાનાં બાળકોને અફીણનું સેવન કરાવે છે, કિંવા અફીણ મિશ્રિત બાળાગોળીઓ વાપરે છે ! આ રિવાજ ઘણો ખોટો છે. રાષ્ટ્રની દીન પ્રજાના ઉદ્ધાર માટે અફીણના વ્યાપારીઓએ તે વ્યાપાર કમી કરવા માટે ચીનાઇ જનતાનું ઉદાહરણ લેવું જોઇએ. ચીનાઇ પ્રજા વ્યસન રહિત થવા પ્રયત્ન કરે, જાપાન આગળ વધવા માટે ઉદ્યોગ કરે; તો પછી તે દેશોની પડોશનો હિન્દ દેશ શા માટે પ્રયત્ન ન સેવે ? પવિત્ર ભારત ભૂમિ ! તું સુજલા, સુફલા છે. તારી જનતાને તું દ્રવ્ય બનાવવા જાગૃત થા, પ્રભુની કૃપા તારી ઉપર વરસવા લાગી છે.

બરવાળા (ઘેલાશા)

—ધીરજ.

(ફરી છપાવી જ્ઞાન ફેલાવવાની દયા કરશો ?)

# ત્રાસદાયક ઘાતકી રીવાજો.

## સ્વર્ગના ઉમેદવારોને અપીલ.

### ૧. બળદ ઉપર ઘાતકીપણું.

આ તરફ ખેતીમાં બળવાન ગોધલા વાપરવા માટે નાની ઉમરના વાછરડાંના કોશીયા (testicles) હથીયારથી કાપે છે. ને તે કામ આ તરફ કસાઇઓ પણ કરતા નથી, જેથી વાઘરી જેવી નીચ કોમ તે કામ કરે છે. હવે જુઓ કે નાના વાછરડાનો ઘા તુરતજ રૂઝાય છે, ને હથીયારથી કાપેતાં વધુ રીબાતા પણ નથી. પરંતુ કોલ્હાપુર, સાંગલી, જમખંડી ને મુધોળકરમાં વાછરડા એટલે ખુંટ ને 'ખેંભ' કહે છે, ને કોશીયાને 'આંડ' કહે છે, ને ત્યાં નાની ઉમરનાં વાછરડાંને બદલે પાકટ ઉમરના 'ખેંભ'ના 'આંડ' હથીયારથી નહીં કાપતાં પથરથી ટોચી નાંખે છે, તેથી ઘણાજ રીબાય છે, ને ઘણીજ મુશીબતે તે ઘા રૂઝાય છે. વળી તે 'ખેંભ' ને બાંધી તેના 'આંડ' પથરથી ટોચી નાંખે છે તે દેખાવ, ઘણોજ કમકમાટી ઉપજાવનારો છે, તેમ છતાં પણ ત્યાં તરફના જીવદયા પ્રતીપાળ કહેવાતા 'જૈન' ભાઇઓ તે કામ કરે છે."-મહુવાવાલા શ્રીયુત રા. રા. ઓધવજી રામજીનું આત્મવૃતાંત.

### ૨. ઘોડા. કુતરા તથા કાચબા ઉપર ઘાતકીપણું.

શ્રીયુત રા. રા. ત્રવાડી વસંતરાય ભગવાનજીએ જુનાગઢથી તા૦ ૧૫-૮-૧૯૧૮ને રોજ મને નીચે પ્રમાણે પત્ર લખ્યો છેઃ—

"ગઇ તા૦ ૨-૮-૧૮ના રોજ મારા ઘર પાસે રહેનારા વાળંદ——ને ત્યાં રા.——ના ચીરંજીવી એક કુતરાની પુછડી કપાવવા આવેલા તે મેં મેડી ઉપરથી સાંભળ્યું, જેથી સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયની ચાલુ સાલમાં 'રામકૃષ્ણ પરમહંસ' નામની ચોપડીમાં આપે કુતરાં તથા ઘોડાનાં પુછડાં કપાવવા બાબત જે જાહેરખબર આપેલ છે તે તેઓ બંને જણને વંચાવતાં બંને જણને સારી અસર થઇ જેથી પુંછડી કાપવા-કપાવવાનું મુલતવી રાખીને બંને જણે પુણ્ય મેળવીને પરમકૃપાળુ પરમેશ્વરના દરબારમાં તેઓએ જમા કરાવ્યું છે. તે પ્રમાણે દરેક દયાળુ ગ્રહસ્થ પુણ્ય મેળવી તેજ દરબારમાં જમા કરાવતા રહેશે એવી આશા છે.

ઉપરની હકીકતથી બીજું મને યાદ આવે છે કે પુનાની સાયન્સ કોલેજમાં હું જ્યારે ભણતો હતો ત્યારે વેલેસલી બ્રીજ નજીકના મકાનમાં રહેતો અને ત્યાં મુળા અને મુઠા નદીઓનો સંગમ છે જેમાં કેટલાક માંછીમારો પોતાનો ધંધો કરે છે તેમાંથી તેને એક મોટો ઢાલ કાચબો હાથ લાગતાં મેં પુછ્યું કે આ કાચબાને તમે શું કરશો ? ત્યારે જવાબ આપ્યો કે "તે કાચબાને મારી નહીં નાંખતાં તેના પગો દોરીથી ખીલા સાથે બાંધીને તેની પીઠપર છાણાં સળગાવી થોડીવાર પછી તેની ઢાલની પડી ઉખડી જવા જેવી થયા બાદ તે દેવતા ખસેડીને ઢાલ ઉતારી લઇશું. અને કાચબાને છોડી મુકશું." હવે તે ઢાલમાંથી રમકડાં, વીગેરે બનાવવામાં આવે છે, એને કચક કહેવામાં આવે છે."

### ૩. દુધાળાં ઢોરો તથા વાછરડાં ઉપર ઘાતકીપણું.

દુધાળાં ઢોરોનું દુધ બચાવવાની ખાતર તેમનાં વાછરડાંને ભુખે મારી નાંખવામાં આવે છે, અને દુધ ઓછું દેતાં જનાવરોને કસાઇને વેચવામાં આવે છે, અને તે ધંધો હીંદુઓ કરે છે.

પ્રાર્થના

ર જણાવેલી જાતના ઘાતકી ધંધાઓ બંધ કરવાનો ચાલુ પ્રયાસ કરવાની સ્વર્ગના [illegible] એવી મારી પ્રાર્થના છે.

# ભોળીયા રાજનો ભડભડાટ.



'શું કહું કથની મારીશ......જ'

ઇનફ્લ્યુનઝાના ઝપાટામાં સપડાયલો ભોળીયો આજે પાછો સત્સંગમાં ભડભડાટની પીંછી ફેરવવા હાજર થાય છે। ખરેખર નૂતન જીંદગી મેળવી આજે, તમારી નમ્ર સેવામાં હાજર થાય છે।। ખુદા માલુમ કે હજુ શું શું બાકી રહી ગએલું હશે?। ઉંટોયાં તુટીયાંનું કણુણું કુટયું અને દુકાળનું દુઃખ અણચિંતવ્યું રજુ થયું! શું કહું? હદ ઉપર આફતનો પોટલો તે કેવડો મોટો? જાણે ખ્યાલમાં પણ ન આવી શકે। પરંતુ ચાલો થાવ ખુશી ને પાડ માનો મહાપ્રભુનો કે લડાઇનો અંત આવ્યો!! પરંતુ ચાલુ સાલની દુષ્કાળની આફતમાંથી કોણ બચાવશે ભલા?। જે પ્રભૂએ મહા મહાન લડાઇનો અંત આણ્યો છે તેજ મહાન શક્તિ લોકોની વિટંબણાને પવનાસ્ત્રથી દૂર ફેંકી દેશે. હું પણ તેજ શક્તિની રાહ જોઇ યાચના કરી રહયો છું।।।

યાચના.

યાચૂં વિભૂ તુજને નમી, બચાવ આ દુષ્કાળથી.
રિબાય છે રિબાય છે, હેરાન હિંદ દુઃખથી અતી.

× × ×

પ્રાર્થના

પ્રાર્થું પ્રભૂ હે ઇશ્વરા, આપત્તિ ટાળો હે હરા!
લે દાદ કંઇ પરમેશ્વરા! મુંઝાવના સારી ધરા।

× × ×

બંદગી

ખુદા તું ખલ્કનો માલીક, બંદગી ધ્યાન આ ધરજે;
ફના ફરજંદ થાયે હાં! બચાવી લે! બચાવી લે!
ખુદા તેં તો બચાવ્યા છે, મહા ગસ્વાન જંગેથી।
હવે કંઇ રેંમ લાવીને દુકાળેથી બચાવી લે!

* * *

ગરીબ ગાયોની પ્રાર્થના

અરે ઓ શેઠીયા શોખીન, નચાવો પાનની બીડી;
ન ફૂંકો ધુમ્રપાનમમાં, અમારી ઘાસની પૂળી!
અમલની ધુનમાં ફૂંકી, ચલમ ગાંજા નઠારાની;
નથી કંઇ દાઝ તમ હૃદયે, ગરીબ ગાયો બિચારીની.
ગઇ છે બુદ્ધી તમ બગડી, નથી પરમાર્થમાં વૃત્તિ;
અરેરે! આપદા કેવી, ખરી ગાયો બિચારીની;
ધરમના નામ પર મીંડુ મુકો છો કાં ભલા ભાઇ?
દુકાળે ફંડ ખોલીને, અમારી ભાળ લ્યોને કાંઇ!

\+ \+ \+

મોંઘવારી! દુકાળવારી! આફતવારી! મોતવારી! ઇનફ્લ્યુનઝાવારી! ન્યુમોનીઆવારી! ઔર સબવારી! રાંડ નઠારી! ચલ જા ભાગ હિંદસે! અબ હિંદીઓ વારી નઠારીકુ ન ચાહતે હૈં!! તુઝેં ઇધર કુછભી જગ્યા ન મિલેગેં જો રસ્તાપર જાવેગા વો રસ્તાપર લકડી લેકર સારી અમારી તેરી રાહ દેખતી બેઠી હૈં। લકડીકા માર સિવાય ઔર કુછ ન પા શકતી હૈં। ચલ ભાગ અબ ઇધરસે! ઔર જા ઊસ દેશમેં જહાં અબ અશાંતી કા ધોમ મટાળ જમદ હુવે હૈં!! શું કરૂં બાપા અશાંતીને સ્હમેં ફાવે તેમ બકઇ જવાય છે. એ રાંડ નઠારીથી હું પોતેજ ઢીલોઢફ થઇ ગયો છું. જોઇને ભલા આ મારી કલમ પણ લુખીલચ બની ગઇ છે। આપત્તીએ મને ઘેરી લીધો છે। અને આખું હિંદ રિબાય છે। મુંઝાય છે। એટલે કાં ન ભગાડું ભલા? એ રાંડ નઠારીને!!!

× × ×

દુકાળમાંથી બચવા ભજો હરિનામ। અને કરો પરમાર્થી કામ, તો થાયે બસ આરામ! આરામ! આરામ!!!

રામ નામ શમશેર પકડલી, કૃષ્ણ કટારા બાંધલીયા;
દયા ધર્મકા ઢાલ બનાવે, જમકા દ્વારા જીત લીયા.
આજે કોણ જીતી શકશે?

\+ + +

મરૂં તો માંગું નહી અપના તન કે કાજ;
પરમાર્થ કે કારણે જાચત ન, આવે લાજ.
એવો તે કોણ નજરે પડશે?

× × ×

આમ વેરણ બાદલી, જલ વેરણ સેવાલ;
પુરૂષ વેરણ નિદ્રા, મચ્છા વેરણ જાલ,
હું પોતેજ ઘરરરનો ઉપાસક છું!

\+ + +

સત્ય બચન પલટે નહી જો ઊલટ જાય બ્રહ્માંડ
હદ હદ સબ કોઇ ચલે, બેહદ ચલે ન કોઇ

ફુટી બદામને માટે લાખો
કસમ ખાનારનો
તોટો નથી.

* * *

રામ નામ જાનો નહી, ફોકટ માનો ભાર;
ધંધા કરતે મર ગયા, ઊનકી બુમ ન રાડ.
રામ નામ દામમાં,
વૈકુંઠ ગયા અંકમાં
ભોળીયો ભણે ભલું,
જાણો રસ સઉ મોહમાં

પરતુતઃ તુલશી અને કબીરની સાખી જેવું ભોળીયાનું કથન કંઇ કમ નથી! જ્યાં ત્યાં આજકાલ આત્મપ્રશંસાનાં દુંદુંભી ગગડી રહ્યાં છે!!

ભોળીયા રાજા.

---

# આધુનિક ધન કુબેર માર્ગન.

સંસારમાં કેવળ સ્વઉદ્યોગથી કરોડ બે કરોડ રૂપીઆની સમ્પત્તિ કમાઇ ધનવાન બનવું એ સાધારણ માણસને માટે બહુ કઠિન કાર્ય છે, તેમજ ઉત્તમ કાર્યોમાં કરોડ બે કરોડ રૂપીઆનું સાત્વિક દાન કરવાની શક્તિ પ્રાપ્ત કરી લેવી એ તેથી પણ વધારે મુશ્કેલ કાર્ય છે; પરંતુ દુનિયાંના સામ્પતિક અને વ્યાવસાયિક વાયુ મંડળ ઉપર પોતાનો સંપૂર્ણ પ્રભાવ સ્થાપી દુનિયાના લક્ષ્મી પુત્રોમાં અગ્રગણ્ય બની જવું એ એક એવું દુર્ઘટ કાર્ય છે કે તે કોઇ વિરલ મનુષ્યજ કરી શકે છે. એ કાર્ય કેવળ સૌભાગ્ય અથવા ઉત્તમ પ્રારમ્ભિક સ્થિતિ હોવાથીજ બની શકતું નથી. પરંતુ તેને માટે યોગ્યતા સમ્પાદન કરવી પડે છે, વર્ષો સુધી નિરંતર પરિશ્રમ કરી મહત્વ પૂર્ણ બાબતોનાં રહસ્યનું અધ્યયન અને મનન કરવું પડે છે. વ્યાપાર, ઉદ્યોગ અને સફળતાના પ્રસંગો અને દાવ-પેચનું સુક્ષ્મ નિરીક્ષણ કરવું પડે છે. આજ હમે એક એવા મહાપુરૂષનું ટુંક જીવન હમારા સુજ્ઞ પાઠકો આગળ રજુ કરવા માગીએ છીએ કે જે મહાનુભાવ બુદ્ધિ અને ઉદ્યોગ-શક્તિનો સદુપયોગ કરી પોતે આધુનિક કુબેરની સ્થિતિએ પહોંચ્યો. અને જેણે દુનિયાને એમ બતાવી આપ્યું કે-પ્રવૃત્તિના માર્ગમાં કેવળ ઉચિત ઉપાયોનુંજ અવલમ્બન કરીને એક સાધારણ મનુષ્ય દુનિયાના-સામ્પત્તિક ક્ષેત્રનો ક્યાં સુધીનો માલિક બની શકે છે. તે મહાપુરૂષનું નામ જૉન પિયરપાન્ટ માર્ગન હતું. તેનો એટલો તો પ્રભાવ ને માન હતું કે, મોટા મોટા રાજા મહારાજા અને અધિકારીયોનું પણ તેટલું માન અને પ્રભાવ કદાચિત ન પણ હોય. એટલું હોવા છતાં વિશેષ પ્રશંસનીય ગુણ એ હતો કે તેનું આચરણ સરલ, સજ્જનતાપૂર્ણ અને કુટિલતા રહિત હતું.

માર્ગનનો જન્મ એક ઉચ્ચ અને કુલીન

વર્ષમાં ઈ૦ સ૦ ૧૮૩૭ મા થયો હતો. તેના પિતા આદિ પૂર્વ પુરૂષ ઘણા પ્રખ્યાત હતા. તેમાથી કોઇ ધર્મોપદેશક, કોઇ કવિ, કોઇ દેશભક્ત અને કોઇ વિદ્વાન થઇ ગયા હતા. આજકાલ, ખાનદાન અને બુદ્ધિમાન પિતાના વંશજ મૂર્ખ નીકળવા એ એક નિયમ જેવું થઇ ગયુ છે, તથાપિ માર્ગન એ નિયમના અપવાદ રૂપ હતો. તેને માટે ઉત્તમ શિક્ષાનો પ્રબંધ થએલો હતો. પરંતુ પોતાના પિતાના પ્રબંધથી જે શિક્ષા પ્રાપ્ત થઇ તેટલામાંજ તેણે સંતોષ માન્યો નહોતો. અર્થાત્ કોલેજની શિક્ષા ઉપરાંત વ્યાવહારિક કાર્ય ક્ષેત્રનુ પણ ઘણું જ્ઞાન સમ્પાદન કર્યું હતું, તે એકદમ ઉન્નતિ કરી નાખવાનો કે અચાનક સફળતા પ્રાપ્ત કરી લેવાનો પક્ષપાતી નહોતો. કારણ કે તે સમજતો હતો કે સંયમ સહનશીલતા અને શાન્તિ પૂર્વક કેટલાક વર્ષો સુધી નિરંતર પરિશ્રમ પૂર્વક જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય કોઇપણ પ્રકારની સફળતાની ચાવી પ્રાપ્ત થતી નથી, તે જ્ઞાન-સમ્પાદન કરવામા, શેઠ અગર સત્તાધીશ બનવા કરતા આજ્ઞાકારી સેવક બનવુ વધારે પસંદ કરતો હતો. એ રીતે ગાઇપબુ રોકના અંતર સિવાય ૪૦ વર્ષ સુધી સફળતાના રહસ્યનું જ્ઞાન પુસ્તકીય વિદ્યા અને વ્યાવહારિક અનુભવ દ્વારા સમ્પાદિત કર્યું. અને એજ એની તૈયારી હતી. એ પૂર્વની તૈયારીથી આગળ ચાલતા વ્યાવસાયિક સફળતા તેની દાસી બની ગઇ. જે મનુષ્યોનો એવો સિદ્ધાન્ત હોય કે-કોઇપણ કામમા તૈયારી, અભ્યાસ, અનુભવ અને પરિશ્રમ સિવાય કેવળ ભાગ્ય અને દ્રવ્યથીજ સફળતા મલી શકે છે. તેવા મનુષ્યોએ માર્ગનના જીવનમાથી અવશ્ય બોધ ગ્રહણ કરવો જોઇએ.

માર્ગનના સબંધમાં એક વાત સારી નહોતી. તે એકે માર્ગન પોતાના જન્મ સમયથીજ ધનવાન હતો. પરંતુ એ વાત તો સત્ય છે કે તે પોતે જે અપાર ધન કમાયો તેની હીસાબમાં તેના પિતાની પુંજી નહિ જેવીજ હતી. તથાપિ અન્ય અસાધારણ મનુષ્યોની તુલનામા તેના પિતા પોતના વ્યાપારના કારણથી ધનવાન ગણાતા હતા. ધનવાન પિતાના પુત્ર થવું એ સારા ભાગ્ય સિવાય બનતુ નથી વર્તમાન સમયમાં એવા ઘણા ધનવાન માણસો જોવામાં આવે છે કે જેઓનો જન્મ ગરીબ અને ધનહિન સ્થિતિમા થયો હોય છે. તે સાથે તેઓ પોતાના બાલ્ય કાળની દરિદ્રતાને અભિમાન તથા ગૌરવની દ્રષ્ટિથી જુવે છે કેટલાક મોટા વ્યાપારીની એવી ઇચ્છા દેખાય છે કે તેઓ પોતાની દુકાનમા ખાનદાન કુટુંબના યુવકોને નોકરીએ ન રાખતા ધનહિન કુટુંબના યુવકોને પોતાના કામમાં લે છે તેનુ કારણ એ છે કે તેઓ સમજે છે કે-ધનવાન મનુષ્ય પોતાના પુત્રને ધન સિવાય કઇ આપી શકતો નથી અને મનુષ્ય જીવનના આરંભમા ઘણું ધન મળવું એ બહુ અનિષ્ટકારક થાય છે **સફળતાની ફસલ ગરીબીના ખેતરમાંજ થાય છે.** પોતાની જીંદગીના આરંભ માથીજ દરિદ્રતાની સાથે કુસ્તી કરી જે પોતાની ઉન્નતિનો માર્ગ પ્રસરત કરવા જેવુ છે કારણ કે મનુષ્ય સ્વભાવજ એવો છે કે-તે કોઇપણ જાતના અભાવ યાને આવશ્યકતા સિવાય તે કોઇ ઉચ્ચ આકાંક્ષા કે પરિશ્રમ કરવા ઇચ્છતોજ નથી, અને એવા દાખલા આજે હમારા ભારતવર્ષમા ડગલે ને પગલે સખ્યાબંધ મળી શકે છે. અને તે હાલમા જે થોડા ઘણા નેતા અને કંઇક કામ કરનાર મહાનુભાવો છે, તેઓમાં ઘણા ધનહિન પિતાનાજ પુત્રો છે અને શ્રીમાન પુરૂષોના યુવકોના હાલનો કોઇથી ભાગ્યેજ અજાણ્યુ હશે. ખાનો દરેકની દ્રષ્ટિએ પડી ગયું હશે કે-આપણુ દેશના કોઇ શ્રીમાન પુરૂષના બાળકો વિ- અભ્યાસ માટે રકૂલે

આવશ્યકતા જરૂર પડે છે એટલુંજ નહિ પરંતુ મોટર કે ગાડીમાંથી ઉતરી સ્કૂલમાં પોતાની બેઠક સુધી પોતાના અભ્યાસનાં પુસ્તકો લઇ ચાલનાર એક નોકરપણ સાથે લઇ જવો પડે છે.

અસ્તુ

ચાળીસ વર્ષના નિરંતરના પરિશ્રમ અને જ્ઞાન સંપાદાન પશ્ચાત્ માર્ગને પોતાના જીવનના ઉદ્દેશ અને નિશ્ચીત માર્ગ પ્રમાણે કાર્યની શરૂઆત કરી, આજ અમેરિકાની જે વ્યાપક, દ્રઢ અને શક્તિ સંપન્ન સ્થિતિ જણાય છે તેના કેટલાક ગણ્યા-ગાંઠ્યા કર્તા-ધર્તા અને વિધાતાઓમાં માર્ગન પણ એક હતો. વિશેષતઃ સુવિશાલ અમેરિકાના અને સાધારણતઃ સમસ્ત દુનિયાના મોટા મોટા ઉદ્યોગ-ધંધા, વ્યાપાર-વ્યવસાયોમાં એક પણ વેપાર એવો નહોતો કે જેની મુઠી માર્ગનના હાથમાં ન રહી હોય, પૃથ્વીની મોટી-મોટી બેંકો, રેલ્વે કંપનીયો, સ્ટીમર-કંપનીયો, પ્રભાવશાળી સરાફો, નામીચા વ્યાપારીઓ અને મોટા-મોટા રાજા-મહારાજાઓનાં કાર્ય ફક્ત માર્ગનના એક ઇસારાથી ચાલતાં હતાં, તેની હયાતીમાં તેના ધનની પ્રતિસ્પર્ધા કરે એવો કોઇપણ ધનવાન ભૂમંડલમાં હતો નહિ. તેના ઉદ્યોગ ધંધાની વૃદ્ધિથી અમેરિકામાં સેંકડે નહિ બલ્કે હજારો મોટા-મોટા વ્યાપારો ઉત્પન્ન થયા, અને અમેરિકાનો વહેપાર અને લાભ દુનિયાંના બીજા ભાગોથી વધી ગયો. અમેરિકામાં આજે જે શ્રી દેવીનો વાસ દેખાય છે. તેનુ મૂખ્ય કારણ માર્ગનની અદ્ભૂત શક્તિ છે. અમેરિકા કૃષિ પ્રધાન દેશ હતો. પણ માર્ગને તેને વ્યાપાર અને વ્યવસાય પ્રધાન દેશ બનાવી દીધો. એવા ઉદ્યોગી સત્પુત્રને ઉત્પન્ન કરી જગતના વ્યાપારિક ઇતિહાસમાં અમેરિકા ધન્યવાદને પાત્ર થયું.

માર્ગન જેમ અચળ લક્ષ્મી કમાનાર હતો એજ રીતે તે ખર્ચ કરનાર પણ હતો. ચાલ્યા દેશમાં એવા તો ધનવાનો મજુદ પેદા છે, અને જે છે તેઓ પોતાના ધનનેજ હીસાબ-કીતાબ રાખવામાંજ પોતાના અમુલ્ય માનવ-જીવનને નષ્ટ કરી નાંખે છે, અને તે ધનનો કંઇપણ સદુપયોગ કર્યા સિવાય મરતી વખતે પોતાના વારસોને સોંપી જાય છે કંજુસી શું ચીજ છે એ માર્ગન સમજતોજ નહોતો. વ્યાપારી અને સરાફી રીતથી તે ધન કમાતો હતો, પણ તે એવું કરવાના નીચ-ઉદેશથી નહિ-તે ઇશ્વરે ઉત્પન્ન કરેલો એક મનુષ્ય પ્રાણી હતો, તેથી મનુષ્ય ફરજથી ઉત્તમ કાર્યોમાં ઉદાર દીલથી દાન આપ્યા કરતો હતો. પરંતુ દેશ કાળ અને પાત્રનો વિચાર કર્યા સિવાય કોઇને એક કોડીપણ આપતો નહિ. તેણે એવું દાન કદીપણ કર્યું નથી કે જેથી ભવિષ્યમાં કોઇપણ વ્યક્તિ, સમાજ, સંસ્થા અથવા દેશને હાનિકારક થાય. અને તે જેને આપવું યોગ્ય ધારતો તેને તત્કાળ, સ્વતંત્રપણે અને ઉદાર દીલથી આપી દેતો. એવો આશરો કાઢી શકાય છે કે-આ અર્બ-ખર્વ કમાનારે પોતાના વારસોને જેટલું આપ્યું હતું તેટલુંજ ધન તેણે ઉત્તમ કાર્યોમાં આપ્યું હતું.

તે આવો મહાન શક્તિશાળી પુરૂષ હોવા છતાં સજ્જન હતો. કદાચ તે ધારત તો નાના મોટા કરોડોપતિયો અને કંપનીયોને પોતાના કોપ અથવા દ્વેષથી માટીમાં મેળવી શકત. પરંતુ તેણે એવો કદીપણ વિચાર કર્યો નહોતો. અને તે એટલા સુધી કે જેને નાણાંની ઘણી જરૂર હોય તેવા પાસેથી વખતનો લાભ લઇ, હદથી વધારે વ્યાજ કે કામશન લઇ તેને, સુસી ખાવો એ કદીપણ પસંદ કરતો નહિ. તેની સઘળી સફળતાનું રહસ્ય કેવળ એકજ વાતમાં છે. તે એકે જનસમાજને તેની પ્રમાણિકતા, આચરણ, સિદ્ધાન્ત અને સાચી સાદાઇમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. તેના "ના" કહેવાનો અર્થ "ના" અને "હા" કહેવાનો

અર્થ "હા" સહજ થતો હતો. તે નિશ્ચિત અને સ્પષ્ટ વાત કહેવી વધારે પસંદ કરતો હતો. તેમજ નકામા વાદ-વિવાદમાં વ્યર્થ સમય ગાળવા ઇચ્છતો નહોતો; તેણે કદી પણ કોઇ પણ સ્ટેજ પર ચઢી વ્યાખ્યાન આપ્યું નહોતું. કરોડો અને અબજોનું કામ એક ક્ષણમાં તે ચુપચાપ કરી લેતો. તેના એક નજીવા ઇસારા પર બુદ્ધિમાન વ્યાપારીઓ પોતાની તમામ સંપત્તિને સાહસ પૂર્વક ખાડામાં નાંખી દેતા પરંતુ તેમાં કદી પણ તેમને નુકશાન વહોરવાનો સમય આવ્યો નહોતો. એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે જન સમાજ તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતો હતો. તેની સાથે એ પણ સિદ્ધ થાય છે કે માર્ગનના એક ઇસારામાં યથેષ્ટ અનુભવ, જ્ઞાન, નિશ્ચય; નિર્ણય અને દુર-દર્શિતા અણુ અણુમાં ભરાઇ રહી હતી.

એવો અતુલ શક્તિશાળી હોવા છતાં પણ તેના આચરણથી કોઇ પણ મનુષ્ય એમ કદી પણ ન કહી શકતો કે માર્ગન અમુક દેશનો પક્ષપાતી છે. અમેરિકા તેની જન્મભૂમિ હોવાથી તેના પર પ્રેમ હોય એ સ્વભાવિક છે પરંતુ ખરી રીતે જોતાં તે સમસ્ત દુનિયા રૂપી એક મોટા શહેરનો નાગરિક હતો. ઉદાર ચરિત મનુષ્યોમાં એક એ ગુણ મળી આવે છે કે-તેઓ વસુધામાત્રને પોતાનું કુટુંબ સમજે છે, એ વિશ્વ બંધુત્વનો માર્ગનમાં અભાવ નહોતો. માર્ગનના જીવનમાં એવા અનેક સદ્ગુણોનું સંમિશ્રણ છે કે જેને જોઇ આશ્ચર્ય અને તેના પ્રત્યે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને સાથે સાથે ભારતવર્ષના ગણ્યા-ગાંઠ્યા ધનવાનોને માર્ગનનું સમસ્ત જીવન અનુકરણીય છે.

માર્ગને પોતાના પિતાના ધંધામાં એક સાધારણ મહેતાજીના પદથી જીવનનો આરંભ કર્યો હતો. અને પોતાના ૭૬ વર્ષના જીવનમાં તે સમયના લક્ષ્મીપુત્રોમાં સર્વશ્રેષ્ઠ બની ગયો હતો. તેણે પ્રથમ ૪૦ વર્ષ સુધી ધંધાની તૈયારી કરવામાં ગાળ્યાં હતાં, અને બાકીના ૩૬ વર્ષ કાર્ય સાધના કરી હતી. તે ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે-તૈયારી કરવામાં અને અનુભવ તથા વ્યાવહારિક જ્ઞાન સમ્પાદન કરવાનું મહત્વ કેવું અને કેટલું જરૂરનું છે. માર્ગને પોતાની શક્તિ અને યોગ્યતાનો સદુપયોગ કરીને અમેરિકાદિ દેશોને સહકારિતા અને સંઘબળથી કામ કરવાનો જે પાઠ ભણાવ્યો છે તે એ દેશ પ્રલયકાળ સુધી પણ ભૂલી શકશે નહિ.

એવાજ ઉદ્યોગ-મૂર્તિ સપુતોથી કોઇ પણ દેશનું મસ્તક હમેશને માટે ઉંચું થઇ શકે છે. સત્ય છે કે-અપાર ધન કમાઇ તેનો એવો સદુપયોગ કરનાર ભાગ્યવાન આ દુનિયામાં કોઇ વિરલાજ ઉત્પન્ન થાય છે. *

આમલીરાન સુરત ] છગનલાલ મે. ધડાશાહ.

* હિંદી ઉપરથી અનુવાદિત.

## આત્મ-રહસ્ય.

### मन एव मनुष्याणाम् कारणं बंध मोक्षयो ।

#### ૧—હૃદય અને જીવન

મનુષ્યનું હૃદય જેવા પ્રકારના સંસ્કારોથી સંસ્કારાયલું હશે તેવુંજ તેનું જીવન પણ બંધાતુ જશે. જે હૃદયમાં હોય તે ક્રમશઃ ધીરે ધીરે બહાર સ્ફુરે છે, હૃદયની કોઇપણ વાત બહાર પ્રકટ થયા વિના રહેતી નથી, જે વાત હૃદય માં છુપાઇ રહે અને તે ખરેખર છુપાવી રાખવાને મનુષ્ય પ્રયાસ પણ કરે છે, તે થોડો સમયજ પોતાનું સ્થાન સાચવી રાખે છે અને કોઇ એક દિવસે તો પ્રકટ થઇ જાય છે. કેવળ તેને પરિપક્વ થવાને સમય

લાગે છે એટલુંજ, કારણ કે જગતમાં પ્રત્યેક વસ્તુની ચાર અવસ્થાઓ હોય છે, બીજ, વૃક્ષ ફુલ અને ફલ અને આ જગતનો એજ નિયમ પ્રવર્ત્તિ રહ્યો છે. મનુષ્યના હૃદયના ગુણદોષ અનુસારજ તેની જીવનની અવસ્થાઓ ઘડાય છે, તેના વિચાર સ્ફુરણાથી કાર્ય-કર્મ રૂપી ફુલ ફાળે છે અને એ પ્રમાણે કર્મ ફુલમાં ચારિત્ર અને ભાગ્યના ફલો ફાળે છે,

મનુષ્યનું જીવન સદા અંદરથી બહાર પ્રકટ થતું રહે છે. જે વિચાર હૃદયમાં ઉત્પન્ન થાય છે, તે સમયોચિત શબ્દોથી પ્રકટ થાય છે અને અંતે તેજ પ્રમાણે કર્મો થાય છે. જે પ્રમાણે ગુપ્ત નળીયંત્રથી જળના ફુવારા ફુટે છે. તેજ પ્રમાણે જીવન પણ મનુષ્યના હૃદયની ગુપ્ત ગુફામાંથી નીકળે છે. જે મનુષ્ય છે અને જે કંઇ તે કરે છે તે સઘળું હૃદયમાંથી ઉત્પન્ન થાય છે અને જે કંઇ ભવિષ્યમાં બનશે અથવા કરશે તે પણ હૃદય માંથીજ ઉત્પન્ન થનાર છે.

શોક અને હર્ષ, સુખ અને દુઃખ, આશા અને ભય, રાગ અને દ્વેષ, જ્ઞાન અને અજ્ઞાન સઘળા હૃદયની અંદરજ છે, બીજું કોઇ તેનું સ્થાન નથી. એ કેવલ મનની અવસ્થાની વૃદ્ધિથી અમા

હજારો મોટા-ગોટા, વ્યાપ... તાના હૃદયનો રક્ષક,
અને અમેરિકાનો વહેપાર અને ...પી પોતાના જીવનનો
બીજા ભાગોથી વધી ગયો. ...ાહે તે સાવધા-
આજે જે શ્રી દેવીનો વાસ દેખાય અસાવધાનીથી
મૂખ્ય કારણ માર્ગનની અદ્ભુત ફાલતની દોર
અમેરિકા કૃષિ પ્રધાન દેશ હતે
માર્ગને તેને વ્યાપાર અને વ્યવસાય ... જ્ઞાન અને
દેશ બનાવી દીધો. એવા ઉદ્યોગી ... પોતાના
ઉત્પન કરી જગતના વ્યાપારિક કાતિ ... આપણા
અમેરિકા ધન્યવાદને પાત્ર થયું. ...ચ અને
માર્ગન જેમ અચળ લક્ષ્મી કમાન ...ના દો
એની રીતે તે ખર્ચ કરનાર પણ હતો. માર્ગના

અનુયાયી થવું હોય તો ભલે અસાવધાનીમાં-ગફલતીમાં જીન્દગી ગુજારો, ભલે કોઇપણ પ્રકારના નિયત ઉદ્દેશ વગર જીવન વ્યતિત કરો, પવિત્ર તથા પતિત બન્ને માર્ગો પર મનુષ્ય ગમન કરી શકે છે. આપણું જીવન ઉત્તમ પ્રકારનું પવિત્ર, કે રાગ દ્વેષથી ભર્યું કનિષ્ઠ બનાવવું તે આપણી ભલી બૂરી ઇચ્છાપર અવલંબી રહે છે, આથી દરેક મનુષ્યે સારી રીતે જાણવું જોઇએ કે જીવનનો વિકાસ પોતાના મનથીજ થાય છે આ સિદ્ધાંતનું જ્ઞાન થતાંજ પરમાનંદનો સર્વોત્તમ માર્ગ તેને માટે ખુલી જશે. કારણ કે તેને ફરી એ પણ જ્ઞાન મળશે કે **"મારામાં મારા મનને અંકુશમાં રાખવાની શક્તિ છે: તેમજ હું મારા આદર્શ પ્રમાણે મનને કેળવી શકું છું."** આ જ્ઞાન થતાંજ જે ત્રણે કાળમાં સત્ય અને સર્વોત્કૃષ્ટ છે એવા ભવ્ય વિચાર અને કર્મ માર્ગપર દ્રઢતાથી પોતાની કૂચ શરૂ કરશે. તેમને માટે જીવન-જીંદગી એક સુન્દર અને પવિત્ર બગીચા-રૂપી બની જશે, અને ધીરે ધીરે પોતાના જીવન સંગ્રામની બધી વ્યથા અને ચિંતાને તે પોતાના હૃદયપ્રદેશમાંથી બહાર ફેંકી દેશે, તેના સઘળા દુઃખો તેમજ અજ્ઞાનતાના આવરણો દૂર થશે, કારણ કે જે મનુષ્ય પોતાના હૃદય ભંડારનું પૂર્ણ બળથી રક્ષણ કરે છે તેને સ્વાધીનતા, જ્ઞાન અને કીર્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે.

## ૨—મનના સ્વભાવ અને તેની શક્તિ.

મન મનુષ્યના જીવનનો આધાર છે, મનથીજ ભીન્ન ભીન્ન દશાઓ ઉત્પન્ન થાય છે અને તે સઘળાનું ફલ પણ મનજ ભોગવે છે. મોહ અને અજ્ઞાનને ઉત્પન્ન કરવા તથા સત્યતા અને વાસ્તવિકતાને ઓળખવાની શક્તિઓ પણ મનની અંદરજ છે. આપણું જીવન એક વસ્ત્ર વણનાર યંત્ર જેવું છે. તેની મન રૂપી કાટલું વિચાર રૂપી સુતરથી

સારા નઠારા કર્મોને નીચા ઉંચા-ઓતપ્રોત કરી ચારિત્રરૂપી વસ્ત્ર તૈયાર કરે છે અને તે વસ્ત્રમા આપણને રેશમના કીડાની પેઠે લપેટી લે છે.

મનુષ્ય એક એવું આત્મસંપન્ન-પ્રાણી છે કે જેમાં મનની સમસ્ત શક્તિઓ વિદ્યમાન છે તેમજ એનાપર તેનો સંપૂર્ણ અધિકાર ચાલે છે પછી જેની મરજી હોય તે તેનો ઉપયોગ કરી લે. મનુષ્યને જે કાંઈ જ્ઞાન થાય છે તે સઘળુ અનુભવને લીધેજ અને તે અનુભવને વિસ્તારવો-વિશાળ કરવો કે તેને બગાડી સંકુચિત થઇ જવું તે મનુષ્યના પોતાના હાથમા છે, સહિતુ કોઇ પણ સ્થાન ઇશ્વરે એવું નિર્મ્યું નથી કે જ્યા મનુષ્યને બંધનમા પડવુ પડે. યા કોઇ તેને પરાણે નાખે, પણ હા એટલુ તો ખાતરાથી કહી શકાય કે મનુષ્ય સ્વય અનેક સ્થાનોમા પોતે માયાની બંધનોથી બંધાઇ જાયછે. છતા પણ તે ઇચ્છે તો દરેક સમયે દરેક સ્થાને તે બંધનોથી પોતાને છોડાવી શકે છે તે આપણને પશુ સરખી નીચ કોટીમા પણ લાવી શકે છે અને તેજ આપણને દેવતા સમાન દૈવી, દુર્જન અને સજ્જન, અજ્ઞાની કે બુદ્ધિમાન, કુમમા જેવા થવા ચાહતા હોઇએ તેવા બનાવી શકે છે. કોઇ કાર્ય સાધવા-કરવા આપણે હરહમેશ નિયમિત પ્રયાસ કરતા રહીએ તો તે કામ કરવાને સ્વાભાવિક ટેવ પણ પડી જાય છે પરંતુ પાછી તે ટેવ મુકી દેવા પ્રયાસ-ઉદ્યોગ કરવામાં આવે તો સહેલાઇથી છોડી શકાય છે. તે આપણને એટલે સુધી ભ્રમમાં નાખી શકે છે કે સત્યને બીલકુલ ભૂલી જઇએ છીએ પરંતુ તેમા એ પણ શક્તિ છે કે ભ્રમને ધીરે ધીરે દૂર કરી પાછો સત્ય માર્ગ પકડાવે છે મનુષ્યની સંભાવના ઓની કંઇ સીમા હોતી નથી, તે અનંત છે અને તે સંપૂર્ણ સ્વતંત્ર છે.

મનનો સ્વભાવ એવો છે કે તેમાં સમુદ્રલહરી પેઠે અનેક અવસ્થાઓ ઉત્પન્ન થયા કરે છે અને તેમાંથી મરજી આવે તેવી અવસ્થા પોતાને માટે પસંદ કરી શકાય.વળી મનમા આ પણ શક્તિ છે કે તે ચાહે તે સ્થીતિ બદલી શકે અથવા સર્વથા તેનો ત્યાગ કરે. તે સદૈવ એમજ કરતુ રહે છે કારણ કે નિરન્તર અભ્યાસથી તેને સર્વ પરિસ્થીતિઓનું જ્ઞાન સ્વભાવિક થતુ રહે છે.

વિચારોની આન્તરિક ક્રિયાઓથી મનુષ્યનું ચારિત્ર અને જીવન બને છે પણ મનુષ્યમાં એ પણ શક્તિ મોજુદ હોય છે કે તે પોતાના મનોબલ અને ઉદ્યોગથી તે પ્રક્રિયાઓને બદલી શકે છે. ટેવો, કર્મશક્તિ અને પાપોના બંધન સ્વય મનુષ્યનાજ બંધાયલા હોય છે અને કેવળ તેજ તેને તોડી શકે છે. એ સિવાય મનની સામે કોઇ થઇ શકતુ નથી. જો કે તેનો સંબંધ બહારની સ્થુળ વસ્તુઓ સાથે રહેલો હોય એમ જણાય છે પરતુ પ્રથમ તેની સ્થિતિ બહારના સ્થુલ પદાર્થોમા ન હતી, બાહ્ય અવસ્થા આંતર અવસ્થાને અનુકૂલ બને છે અને પ્રકટ થાય છે નહિ કે આંતર અવસ્થા બાહ્ય અવસ્થાને અનુકૂલ બાહ્ય પદાર્થોમાં લોભ ઉત્પન્ન થતો નથી પરતુ તે પદાર્થો મેળવવા માટે મનની દુર્વાસના અને કુઇચ્છામાં ઉત્પન્ન થાય છે. આ રીતે દુ:ખ અને શોક પણ બાહ્ય પદાર્થો અને જીવનની બહુવિધ ઘટનાઓમા ઉદ્ભવતા નથી, તેની જડ તે તે પદાર્થો અને ઘટનાઓ તરફ મનની અશિક્ષિત પ્રવૃતિઓમા હોય છે. જે મન સ્વચ્છતાથી શિક્ષણ પામી જ્ઞાનથી રક્ષાયલુ રહ્યું છે તે જેના ઘનિષ્ટ સબધથી દુ:ખજ ઉત્પન્ન થાય છે એવી દુર્વાસના તથા કુઇચ્છાનો ત્યાગ કરે છે એમ કરવાથી તેને જ્ઞાન અને શાન્તિ મળવાને માટે પ્રાપ્ત થાય છે.

બીજાંને નકામા કહેવાથી અને બાહ્ય અવસ્થાઓને પડતીનું મૂળ સમજવાથી દુનિયાના દુઃખ અને શોક ઘટતા નથી પરંતુ વધે છે. બાહ્ય અવસ્થા આંતર દશાની કેવળ છાયા અને પરિણામજ છે. જ્યારે હૃદય શુદ્ધ અને પવિત્ર થાય છે ત્યારે સમસ્ત બાહ્ય પદાર્થો શુદ્ધ અને પવિત્ર અનુભવાય છે.

આ સૃષ્ટિનો એક અટલ નિયમ છે કે વૃદ્ધિ અને જીવન અંદરથી બહાર સ્ફુરે છે અને ક્ષય તેમજ મૃત્યુ બહારથી અંદર પ્રવેશે છે, તાત્પર્ય એ છે કે મનની પ્રવૃત્તિ પ્રમાણેજ મનુષ્યનું જીવન ઘડાતુ જાય છે. સંપૂર્ણ વિકાસ અંતઃકરણ દ્વારાજ થાય છે અને તેથી અંતઃકરણમાં પ્રત્યેક વાતોનો નિર્ણય કરવો ઉચિત છે. જે મનુષ્ય બીજાની વિરૂદ્ધ ઉદ્યોગ કરવો છોડી દઇ પોતાની શક્તિઓને મનને સ્વાધીન રાખવા સુધારવા, બળ વધારવા કામે લગાડે છે તે પોતાની શક્તિઓને ખીલવી રાખે છે. ઉપરાંત પોતાનો રક્ષક પોતેજ બની જાય છે. જ્યારે આપણા ચિત્તને શાન્ત કરવા સફળ થઇએ છઇએ ત્યારે બીજા ભાઇઓને પણ આપણી ઉદારતા અને સહાયતાથી આપણા જેવી શુભ દશામાં લઇ આવી શકીએ છીએ. અહિં ધ્યાન આપવા જેવી વાત એ છે કે વાસ્તવિક જ્ઞાન અને શાન્તિનો માર્ગ બીજાના હૃદયપર અધિકાર જમાવવા માટે નહિં મળે પરંતુ આ શુદ્ધ અને પવિત્ર માર્ગ ત્યારેજ મળે છે કે જ્યારે મનુષ્ય પોતાના ચિત્તપર સ્પષ્ટ અધિકાર પ્રાપ્ત કરી લેછે. પોતાના આત્મામાંથી સત્ય, દૃઢ, અને ઉચ્ચ ગુણો ત્યારેજ આકર્ષાઇ બહાર પ્રકાશે છે.

મનુષ્યનું જીવન તેના હૃદયથી બંધાય છે જેવા વિચાર સ્ફુરે છે, ઉઠે છે અને જેવા અધ્યવસાય છે તે પ્રમાણેજ ચિત્ત ઘડાય છે, મનુષ્ય ચાહે તો નવીન વિચારો ઉદ્ભવાવી પોતાનું નવીન સ્વરૂપ બનાવી શકે છે અને જીવનમાં પરિવર્તન કરી શકે છે, તેથી હવે આપણે આની ઉપર વિચાર કરવો જોઇએ,

અપૂર્ણ.

*M. M. Joshina.*

# હા એ હા. અને ના એ ના.

ખીમો આખો દહાડો મજુરી કરીને થાકેલો પાકેલો ઓટલાપર બેસી ચુંગી પીતો અને ધુમાડા કાઢતો હતો. એટલામાં તેના ગામ જોષી ગપાટાશંકર (ઉર્ફે બે ગોળીનો ચડવા) મહારાજ આવ્યા.

ગપાટાશંકર—કેમ ખીમા પટેલ? શું કરો છો? આનંદમાં છો ને?

ખીમો—આવો બેસો મહારાજ. કંઇ ગમ્યું નહિ તે જરા ચુંગી પીવા બેઠો.

ગ—હારેલાને થાકેલાને આરામ તો તમાકુંજ છે. લેકો અમથા એને વખોડે છે. જુઓને શાસ્ત્રમાંએ કહ્યું છે કે–

ધુમ્રાનં મહારાનં ગોટે ગોટે ગૌદાનમ્। (મહારાજને ખબર નહોતી કે જડભા પુરાણમાં કે સુધારા પુરાણમાં લખેલું છે.)

ખીમો—પણ મહારાજે એનાથી કંઇ ફાયદો તો નહિંજ હોં. જુઓને, એ તમાકુથી ને ગાંજાથી મારી દેહ ગળાઇ ગઇ છે.

ગ—વાત તો ખરી છે, પણ એના વગર ચાલતું નથી તો. એ ઘડી મોજ છે, ઠીક છે. પણ ખીમાભાઇ, આજે તમે ઉદાસ કેમ છો?

ખીમો—અરે, મહારાજ, શું કહું? આ મારા ઘર સામેની પેલી જમીન પડી રહી હતી, એમાં મેં એક ગલકીનો છોડ વાવ્યો.

ગ—ઠીક કર્યું. ઘરની સામું નકામી જમીન શા માટે પડી રહે? એ ત્રણ ઝાડ વાવવાથી ઠીક દેખાય.

ખીમો—તે ઝાડ તો દહાડે દહાડે વધવા લાગ્યું.

ગ—તે તો વધશેજ, ન કેમ વધે! જેની તમે કેટલી બધી મહેનત કરીને બરદાસ્ત કરી, રોજ રોજ પાણી રેડો છો, ખાતર પુરો છો, એટલે જરૂર વધે.

ખીમો—મેં તો એને માટે એક માંડવો બાંધ્યો ને એ વેલા પર ત્રણ ગલકાં થયાં.

ગ—થવાંજ જોઈએ. જેની તમે પુષ્કળ ચાકરી કરી તેનું ફળ તમને અવશ્ય મળવું જોઈએ. એનું તો શું પણ હજી બીજાં વધારે લાગશે.

ખીમો—પછી મેં એક ઘરમાં રાંધવા રાખ્યું. અને બાકીનાં બે લઈ હું બજારે વેચવા ગયો.

ગ—લઈ જવુંજ જોઈએ. કેમકે એક તો તમે ગરીબ માણસ છો અને બધું ગલકાં ખાઈ જાઓ, તો પછી એકે વેચ્યા વિના સંસાર કેમ ચાલે ?

ખીમો—હું બજારમાં જઈ બેઠો કે તરત મ્યુનિસિપાલીટીનો નોકર એક ગલકું જકાત તરીકે માંગવા લાગ્યો.

ગ—તે તો માંગેજ. જરૂર માગે સરકારી નોકર છે, એટલે એની ફરજ છે.

ખીમો—પણ મેં તો એકે ગલકુ ન આપ્યું.

ગ—બહુજ સારૂં કર્યું. તમે કેટલી મહેનત કરીને ઉછેર્યું, તેમા મહા મહેનતે ત્રણ ગલકાં થયાં તેમાં વળી એક એને આપી દો, પછી તમારી પાસે શું રહ્યું ?

ખીમો—જ્યારે મેં ન આપ્યું ત્યારે તો તેણે ખેંચવા માંડયું.

ગ—તે તો ખેંચે, જરૂર ખેંચે, કેમકે તે તો રહ્યો મ્યુનિસિપાલિટિનો નોકર ટેકસ કલેકટર, તમે તેને ટેકસ ન આપો, એટલે તે તો ખેંચીને પણ લેજ.

ખીમો—એમ ખેંચવાણુ કરીને તે ગલકાંમાં ડાઘા પડી ગયા, આવું નુકશાન થયું, જોઈને મને ગુસ્સો આવ્યો. અને મેં તો એક બે વાત સંભળાવી દીધી.

ગ—સારૂં કર્યું. એક તો તમે ગરીબ રહ્યા- તેમાં તમારૂં ગલકું ખરાબ કર્યું એટલે તમે કડવી વાતો ન સંભળાવો તો શું પગે પડો ?

ખીમો—પછી તો તે મને ગાળો દેવા લાગ્યો.

ગ—તે તો ગાળો દેજ. એકતો તમે ટેકસ ન આપ્યો. વળી તેને કડવી વાતો સંભળાવી પછી તે ગાળો કેમ ન દે ?

ખીમો—ગાળો સાંભળીને મને ખોટું લાગ્યું અને મેં પણ ખૂબ ગાળો દીધી.

ગ—બહુજ સારૂં કર્યું. તેણે તમને ગાળો દીધી. પછી શું તમે છાનામાના બેસી રહો કે ? નાહકજ.

ખીમો—પછી તો તેણે ઉઠીને મારૂં ગળું દાબીને બે ચાર થાપડ ને ઢીકા મારી દીધી.

ગ—તે તો થાપડ જરૂર મારે. પહેલાં તો તમે ટેકસ ન આપ્યો. અને પાછી ગાળો દીધી તો તે કંઈ ચૂપ રહે ખરો કે ?

ખીમો—તે તો મારપીટ કરીને એક ગલકું લઈ ગયો.

ગ—લઈ તો જાયજને. શું આટલી ગડબડને તોફાન કરીને પણ ન લઈ જાય ?

ખીમો—પછી તો મેં બીજું ગલકું પણ ફેંકી દીધું અને દીલગીર થઈને ઘેર આવ્યો.

ગ—ફેંકી દીધું તે ઠીક કર્યું. જે ગલકાની પાછળ મારપીટ થઈ તે ગલકાંની શી જરૂર ?

ખીમો—પછી તો મેં ઘેર આવીને ઝાડ ઉખાડી નાખ્યું. ને માંડવો બાળી નાખ્યો.

ગ—બહુ સારૂં કર્યું, જે ગલકીની પાછળ આટલું બધું અપમાન થયું તે ઝાડને રાખવું એ કાંઈ સારી વાત નથી.

ખીમો—પણ મારૂં મનતો તે ઝાડને માટે બહુ દુખી થયું.

ગ—જરૂર દુઃખ થયું હશે. જે ઝાડની પાછળ આટલી બધી મહેનત કરીને પાણી પોષી મોટું કર્યું તે ઉખાડી નાખવાથી શું કાંઈ સુખ થાય ? જરૂર દુઃખજ થાય, હશે હવે હું તો રજા લઈશ. તો રામ રામ. સારાંશ વાંચક ! તમે આવા ખુશામતીઆઓથી બચજો. *

આલી. ભરૂચ. } નરહરિ. ઉ. ઠાકોર

---

* હિન્દી ઉપરથી.




બગાસું ખાતા ગદાધરે ઘડીયાળ તરફ જોઇ જોરથી કહ્યું " રામભજન, સિગ્નલ આપ પંજાબ મેલ પસાર થવાની છે."

ભાદ્રપદની શ્યામ રાત્રિ હતી. અને એક વાગ્યાનો સુમાર હતો આકાશમાં કાળાં વાદળાંઓની ઘટા થઇ રહી હતી, અને વર્ષાદનાં બિન્દુઓ ટપકતાં હતાં. રામભજન મનમાં વિચાર કરતો હતો કે સવા વાગ્યાની મેલ પસાર થયા બાદ એકવાર સ્ત્રીને દવા આપી આવીશ. કારણ કે સવારના પાંચ વાગતા સુધી બીજી કોઇપણ ગાડી આવનાર નથી.

ગદાધરની વાત સુણી તે ચમક્યો અને બીજીજ ક્ષણે તેણે કહ્યું " હાં બાબુજી સિગ્નલ આપ્યો છે."

પંજાબ મેલ આવવાના સમાચાર આગળનાં સ્ટેશને ટેલીફોનથી આપી બાબુ ખુરશી ઉપર આવી બેઠા, અને બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા. બાબુ કેટલીક ચિન્તાઓથી ઘેરાયલા હતા. એક તો એક એમની પત્ની કોઇ દિવસ એમની સાથે સારાં મ્હોંથી બોલી નથી, બીજું એની ઉમ્મર ત્રીસ વર્ષની થઇ તેમાં બધું મળીને બે કે ત્રણ મહિના પત્નીના હાથની રસોઇ જમ્યા હશે. કારણકે એમનાં પત્ની વગર વસ્તીના ત્રણ ઘરવાળાં સ્ટેશન ઉપર એમની સાથે રહેવા ખુશી નહોતાં. ગયે મહિને ગદાધરે પક્કો ઠરાવ કરી રાખ્યો હતો કે પત્નીને જરૂર લાવીશ; અને સ્ટેશન માસ્તર ભગવાનદાસે એનાથી પક્કો ઠરાવ કરી રાખ્યો હતો. ગદાધરનો વિચાર 'બીમારીનો રીપોર્ટ કરી ચાર દિવસની રજા લઇ પત્નીને લઇ આવીશું એવો હતો. પહેલેથી લખા પઢી કરી પત્નીને તેનાં પિતાનાં ગૃહેથી પોતાના ગૃહે બોલાવી આણી હતી. બધું ઠીક ઠાક કરી બીમારીનો રીપોર્ટ કરી ગદાધર રજા લઇ ઘેર ગયા. ત્યાં જઇ તેમણે જે કાંઇ જોયું તેનાથી તેનું શીર ફરવા લાગ્યું. ભાભીએ હાથના લટકા મરકા કરતાં કહ્યું "હમારૂં તો નાક કપાઇ ગયું, રાત્રે તે અહીં સુતી હતી અને સવારે તો ગેબ થઇ ગઇ!" ગદાધરે મનમાં વિચાર્યું કે એનાં બાપને ઘેર ગઇ હશે. પગે ચાલી તે બિચારો ત્યાં ગયો પણ તેનો તેને ત્યાં પણ પત્તો લાગ્યો નહીં. એથી ગદાધરને સમસ્ત સંસારની સ્ત્રીઓ ઉપર ઘૃણા ઉત્પન્ન થઇ. બાઇ ભોજાઇની સાથે પહેલેથીજ બનતું નહોતું અને કોણ જાણે કે પત્ની ક્યાં ચાલી ગઇ! વિગેરે બાબતથી નિરાશ થઇ ચોથે દિવસે ગદાધર રામપુરનાં ન્હાનાં સ્ટેશન ઉપર પોતાની નોકરી ઉપર હાજર થઇ ગયા. ત્યાં પહોંચતાંની સાથેજ સ્ટેશન માસ્તરે એના નામનું બન્ધ પાકીટ એને આપ્યું, તે ખોલીને વાંચતાં માલુમ પડયું કે ટ્રાફીક મેનેજરે તેમને લખ્યું છે કેઃ—"તમે બીમારીનો જુઠો રીપોર્ટ કરી તમારાં ખાનગી કામે ગયા હતા. હમે એ રીપોર્ટ ઇન્સ્પેકટરને આપ્યો હતો. પહેલાં પણ તમે એજ રીતના બે ગુન્હાઓ કર્યા છે માટે તમને ફરમાવવામાં આવે છે કે, તમારે એક મહિના બાદ તમારો ચાર્જ બીજા ડેપ્યુટી સ્ટેશન માસ્તરને સોંપી દેવો. તમારી નોકરીની હવે કમ્પનીને જરૂર નથી." ગદાધર ઉપર વજ્ર તુટી પડયું. તેણે પોતાની પુંજી તપાસી જોઇ તો કુલ્લે રૂપીઆ ૧૫૦ માલુમ પડયા. હવે શું કરવું ? સંસાર ઉપરથી તેનો મોહ જતો રહયો. પરમ દિવસે ચાર્જ સોંપવાનો છે એમ વિચાર કરતા કરતા બાબુ ગદાધર પંજાબ મેલ પસાર કરાવવા સાંર

* હિન્દી ઉપરથી.

પ્લેટફોર્મ ઉપર ગયા. જરાવારમાં ભીમ ગર્જના કરતી પંજાબ મેલ આવી પહોંચી.

ગાડી ઉભી રહેતાંની સાથેજ યુરોપીઅન ગાર્ડે આવીને કહ્યું "લેસ બાબુ! ટ્રેનમાં એક સાધુ મર ગયા હય ઉસકો ઉતાર લો." ગદાધરે કહ્યું "સાબ! યહાં મુર્દાકા કયા હોગા આપ ઉસકો દિલ્હી ઉતરવા લેના." સાહેબે કહ્યું "નહીં; ગાડીમેં મુડદા નહીં રખ સકતા, રસ્તેમેં ઉસને સલ્ફા પીયા થા. પીતે હી વો મર ગયા સબેરે પોલિસ તલાસ કરેગી." એમ કહીને સાહેબે કુલીઓ પાસે શબ ઉતરાવી નાંખ્યું. તેની એક ટ્રંક અને બીજું એક પોટલું હતું તે પણ ઉતરાવી પાડયું. એ બન્ને ચીજોનાં નામ લખી લઇ એક કોપી ગદાધરને આપી બીજી સાહેબે પોતાની પાસે રાખી. જરાવારમાં ગાડી ચાલી ગઇ.

ગદાધરે વિચાર કર્યો કે રાતના કયાંનું મુડદું આવ્યું હશે. વિચાર કરી કરીને ગદાધરે કહ્યું "મુડદાને ગોડાઉનમાં રાખી તાળું બન્ધ કરો." કુલીઓએ તાળું મારી ચાવી ગદાધરને આપતાં કહ્યું "બાબુજી! મુડદું મુકયું હવે અમને ઘેર ન્હાવા જવાની રજા આપવી જોઇએ," સવાર સુધી કોઇ પણ ટ્રેઇન આવવાની ન હોવાથી ગદાધરે કુલીઓને રજા આપી. થોડી વારમાં સિગનલમેન રામભજને આવી કહ્યું "બાબુજી! મારી સ્ત્રીને દવા પાવી છે, હું જાઉં છું; ત્રણ વાગ્યા પહેલાં હું આવી પહોંચીશ. એવું કહીને તે પણ ચાલતો થયો. એકલા ગદાધર બાબુ રહ્યા. "અર્ધી રાત્રે હું એકલો છું અને મુડદું ગોડાઉનમાં છે; મુડદું દ્વાર તોડીને તો અહીં નહીં આવી પહોંચે!" એમ મનમાં વિચાર કરવા લાગ્યા.

(૨)

ગદાધરે વિચાર કર્યો કે આજ આઠ વર્ષ નોકરી કરતાં વીતી ગયાં, પણ કોઇનું રેલ્વે ટ્રેનમાં મોત થયલું જોયું નથી, આજ આ બાબત પહેલ વહેલી મારા જોવામાં આવી છે. ફરી વિચાર આવ્યો કે બિચારો સાધુ કોણ જાણે કયાં જવાનો હશે? એનું પણ આ અસાર સંસારમાં કોઇ હશે કે નહીં? વળી કપડાં લતાં ઉપરથી સાધુ આબરૂદાર જણાય છે. એની પાસે નોટો અને ગીનીઓ હોય તો કેવું સારૂં? સાધુઓની પાસે ઘણે ભરે ભાગે પૈસા હોય છે, એની રીતની લાલચ તેનાં હૃદયમાં ઉપસ્થિત થઇ. વખતે ઇશ્વર આપણને સહાય પણ કરે એવો વિચાર પણ તેના મગજમાં આવ્યો.

ગોડાઉનની ચાવી અને લાલબત્તી લઇને ગદાધર ઉઠયો. ભયથી તેનું હૃદય ધડકતું હતું, પણ લોભ આગળ તેનો ડર જતો રહ્યો. ગોડાઉનનો દરવાજો ડરતાં ડરતાં ખોલી સાધુની કમરેથી ટ્રંકની ચાવી કાઢી ટ્રંક ખોલી. તેમાં એક થેલી હતી, અને થેલીમાં કેટલાક રૂપીઆ તથા ગીનીઓ હતી. તેને પોતનાં ગજવામાં સ્થાન આપી પછી પાછી ટ્રંકને બારીકાઇથી તપાસી તો તેમાથી એક કાગળનું બંડલ મળ્યું, એમાં પણ નોટો હશે એમ ધારી તેને પણ ગજવામાં સરકાવી દીધું. બાકીનું એક ગીતાનું પુસ્તક, રૂમાલ, લંગોટ, ગાંજાની ડબ્બી વીગેરે હતું તે પાછું જેમનું તેમ મુકી ટ્રંકને તાળું વાસી દીધું. ચાવી તે આત્મશૂન્ય સાધુની કમરે બાંધી ટીકીટ તપાસી તો કાશીથી દિલ્હીની માલુમ પડી. જેમ હતું તેમનું તેમ ગોઠવી ગોડાઉનને તાળું મારી દીધું.

સવારે દશ વાગે ડોકટર, પોલિસ, ઇન્સ્પેકટર અને મેજીસ્ટ્રેટ મુડદું જોવાને આવ્યા. બહુ લોક જોવાને એકત્ર થયું. ડોકટરે પરીક્ષા કરીને કહ્યું કે "એકદમ હૃદય બન્ધ થઇ જવાથી આ માણસનું મર્ણ થયું છે. બીજું કંઇ નથી. સામાન તપાસ્યો તો ફકત આઠ રૂપીઆ નીકળ્યા. ટીકીટ તપાસી તો માલુમ

તેને સંભાળી પણ "એ તેજ છે" એટલું કહેતાં તે બેશુદ્ધ થઇ ગઇ.

ઘણા ઉપચાર કર્યા બાદ કમળા શુદ્ધિમાં આવી. ઉમાએ ઘણા ધીરા અવાજે પુછ્યું "કમળા મને સાચે સાચું કહે તને એમણે શું કહ્યું? તું એમને કેવા ધારે છે?" અશ્રુપ્રવાહથી કમળાની છાતી ભીંજાઇ ગઇ તેણે કહ્યું "બ્હેન! આ બાબત બહાર પડતાં પહેલાં હું મરી જાત તો સારૂં થાત કારણ કે હું હવે ધીરે ધીરે ઝુરી ઝુરીને મરીશ.'

"નહીં બ્હેન! તું મને ખરેખરી હકીકત કહે કે શું છે! ઉમાએ અધિરી થઇને પુછ્યું.

જેની સાથે મારા લગ્ન થયાં છે તેજ એ છે. એ રામપુર સ્ટેશન ઉપર નોકર છે. અહીંઆ કેવી રીતે આવ્યા? તે ખબર નથી." કમળાએ છેવટે જણાવ્યું.

એ સાંભળી ઉમા ઉપર જાણે વિદ્યુત્ લતા પડી હોય તેવી થઇ ગઇ અને બેભાન થઇ નીચે પડી.

થોડા વખતમાં એ સમાચાર ચારે બાજુ પ્રસરી ગયા કે નરેન્દ્ર બનીને કોઇ બીજો પુરૂષ આવ્યો છે. એવું સુણી માતા ગદાધરના ઓરડામાં ગઈ અને કહ્યું "ભાઇ મેં તને મારો જાણ્યો. તું ગમે તે હશ, પણ તેં મારી પુત્રવધુનો ધર્મ સાચવ્યો માટે હું તને સજા કરાવીશ નહીં પણ હવે સત્ય હકીકત કહે!".

ગદાધરે માતાનાં ચરણોમાં શીશ મુકીને કહ્યું "મા! સર્વ સત્ય છે. દશેક મહિના થયાં તમારા નરેન્દ્રે આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે"

તારી સાધ્વી પત્ની કમળાને સાથે લઇ જા! એક નોકરડી દગો કરી એને તારા બાપને ઘેરથી હરી લાવી'તી. રસ્તામાં અનાથ દશામાં મારી પુત્રવધુને મળવાથી તે અત્રે લઇ આવી'તી; એ સતી સાધ્વી છે."

ગદાધરને ઘણું આશ્ચર્ય લાગ્યું. પણ કંઇ પણ ન બોલતાં કમળાને સાથે લઇ ત્યાંથી ચાલતો થયો.

માતા ઉમાને લઇ કાશી નિવાસ કરવા ચાલી ગઇ, અને સાત લાખની સમ્પત્તિ ના. સરકારને અનાથ બાલકોની કેળવણી અર્થે સોંપી ગઇ.

ઘણી મહેનત પછી પાછી ગદાધરને રામપુર સ્ટેશન ઉપર ડેપ્યુટી સ્ટેશન માસ્તરની જગ્યા મળી, અને પોતાની નોકરી બજાવવા લાગ્યો. કમળા પણ પતિ-સેવા શુદ્ધ હૃદયથી કરતી હતી.

કાશીમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર ઉમાની સામુએ એક મકાન લીધું હતું અને તેમાં બન્ને રહેતાં હતાં, ઉમા નરેન્દ્રનાં જીવન ચરિત્રને સદા વાંચ્યા કરતી હતી, અને વચમાં કોઇ કોઇ વખત પોતાની મોટી મોટી આંખથી આકાશ તરફ જોઇ રહેતી હતી, અને છેવટે તે કહેતી કે "પ્રભુ! આ કેવી "વિકરબણા" કહેવાય?"

"સૌરભ-સદન," સુરત (અડાજ.) દીગોત્સવી. } અમ્બેલાલ સવ-રામભાઇ દેશાઇ.



' પાંચ પગવાળી ગાયથી ઠગાશો નહિ

# ભોળા હિંદુઓ તથા પારસીઓને ચેતવણી.

મુંબઇ શહેરમાં તેમજ બીજાં શહેરોના લતાઓમાં કેટલાક ઢોંગી ધુતારાઓ જેઓ પોતાને સાધુ-બાવા તરીકે ઓળખાવે છે તેઓ પાંચ પગ અથવા બે જીભ અથવા તેવા વિશેષ કૃત્રિમ અંગવાળી ગાયને લઇને ભટકે છે, અને "શંકર-શંકર"ના ઉચ્ચારો કરી ભોળા લોકોને આવાં વિચિત્ર અંગવાળા ગાયમાતાના દર્શન કરાવી પાવન કરવાનો દાવો ધરાવે છે. અને ભાવિક હિંદુઓ તથા પારસીઓ આ લગોટીયાઓની જાળમાં ફસાઇ તેને યથાશક્તિ પૈસા, કપડાં વીગેરે આપે છે, હવે આવી ગાયોને ખરેખર કુદરતી પાંચ પગો છે કે કેમ તે આપણે તપાસીશું.

### એકના પગ કાપી બીજાની ચામડીમાં સાંધે છે.

આવો પાંચમો પગ અથવા વધારાની જીભ વીગેરે વધારાનું અંગ તદન કૃત્રિમ છે પણ કુદરતી હોતું નથી અને મહુવા ગૌરક્ષક સભાએ તે બાબત ઉપર સારૂ અજવાળું પાડેલું છે તેવો પાંચમો પગ, અથવા જીભ મેળવવા માટે કુમળા વાછરડાંઓના પગ અથવા જીભ કાપી નાખવામાં આવે છે અને તેને ગાયના શરિર સાથે ટેભા દઇ સાંધી દેવામાં આવે છે. આ ક્રુર અને ઘાતકી કામને પરીણામે બીચારાં પગ અથવા જીભ વગેરે કાપી નાખેલા વાછરડાંને તેમજ નવો પગ અથવા જીભ ધારણ કરનાર ગાયને અતીશય દુઃખ ભોગવવું પડે છે.

### સાધુઓ કે ગૌભક્ષકો ?

આવી રીતે જેનો પગ કાપી નાખ્યો હોય તેવા વાછરડાને પછી જીવતું મારી નાખી-આ કહેવાતા સાધુઓ પણ ખરી રીતે કસાઇથી પણ ક્રૂર પાખંડીઓ ખાઇ જાય છે અને જો ગાય પણ પાંચમો પગ અથવા બીજું અંગ ધારણ કરવાની વ્યાધિ દરમીયાન મરી જાય છે તો તેના પણ તેજ હાલ થાય છે.

### પાપી કામ માટે ઘટતી સજા કરાવો.

આમ હોવાથી જાહેર પ્રજાને અને ખાસ કરી જે અમારા ભોળા હિંદુ તથા પારસી ભાઇઓને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓએ આવા ધૂર્ત લોકોના ફંદામાં ફસાઇ તેના પાપી કામને અજ્ઞાનતાથી આડકતરી રીતે ઉત્તેજન નહિ આપતાં તેને કાયદેસર કોર્ટમાં સજા કરાવવી જોઇએ. આ પાંચમો પગ, વધારાની જીભ તથા બીજાં અંગ તદ્દન કૃત્રિમ છે અને તેની સાબીતી એજ છે કે તેવા અંગ ઉપર ટાંચણી અગર તેવી વસ્તુ ભોકવાથી જનાવરને દુઃખ થશે નહિ અર્થાત્ તે અંગ શરીર સાથેનો સબંધ ધરાવતું નથી. તે તેની એક સાબીતી છે કે જે કાયદેસર કામ ચલાવવામાં ઉપયોગી થઇ પડે તેમ છે.

### પ્રાર્થના.

અને તે માટે આવા ધૂર્તલોકોથી નહિ ઠગાતાં પોતાની સખાવતોનો ઉપયોગ સારે રસ્તે કરવા તથા આવા ધૂર્તલોકોને કાયદેસર શિક્ષા કરાવવા અમે આપણા દેશના જાહેર પ્રજા વર્ગને, જનાવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીઓને તેમજ સત્તાધીશોને પુનઃ આગ્રહ પૂર્વક વિનંતિ કરીએ છીએ.

શ્રી જીવદયા મંડળીની ઑફીસ,
૩૦૮ શરાફ બજાર, મુંબઇ નં. ૨.
તા. ૨૫-૧૨-૧૮.

લલ્લુભાઇ દીપચંદ ઝવેરી,
ઉપ-પ્રમુખ.
શ્રી જીવદયા મંડળી, મુંબઇ

# ધોળકાના સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ

## જીવણભાઈની રામબાણ દવાઓ.

**રૂ૦ ૫૦૧નું ઈનામ,** **રૂ૦ ૫૦૧નું ઈનામ,**

### શુક્રસંજીવની ગુટિકા

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુનો કોઇ પણ કુટેવદ્વારા કે અનિયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જાય કળતર, વાંસાનું ઝાલવું, ચહેરાનું ફીકું પડી જવું, જ્ઞાનતંતુઓની નબળાઇ, થોડી મહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો, હોજરીનો બગાડ, બાદશકતનું કમી થવું, ઉધરસ, ક્ષય, શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તેનો અને તે સિવાય ધાતુ બગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા કાયમનું પુરૂષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી નામર્દીનો નાશ કરી શક્તિ અને વીર્યને વધારી શરીરને મજબુત ફરી પરિપૂર્ણ મરદાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખસ સાબીત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્ત અને વીર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ ૫૦૧નું ઈનામ આપીશું.

ગોળી ૧૫ની ડબી ૧ની કીં. રૂ. ૨-૮-૦

### તાજુબી પોચ્ય તિલો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તલાને માલીસ કરવાથી ફરીથી ટટાર બની રગોની કમજોરી દૂર થાય છે.

### જવરહર—ગુટિકા.

અમારી જવરહર ગુટિકાથી દરેક જાતના તાવ ન જાય તો લીધેલા પૈસા પાછા આપીશું અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઈનામ આપીશું

**ગોળી ૬૪ની ડબી. ૧ના કીં રૂ. ૧-૦-૦**

તદન મફત.

**ધાતુપુષ્ટિ નામનું પુસ્તક**—નઠારી સોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરની પાયમાલી કરનારી કુટેવો પડે છે, તેવી કુટેવોમાંથી મુકત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપુર્ણ સુખ મેળવવાના આબુટ સાધનો બતાવે છે તે સીવાય અમારી અકસીર દવાઓની સંપુર્ણ માહિતી મળે છે ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી **તદન મફત મોકલવામાં આવે છે**

### પરમીઆની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલ અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતની પરમિયાનો જડમૂળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથ તાકાત આપે છે અને થતી બળતરા, ચાકતું પર, (રસી) સાંધાનો અને પેડુનો દુખાવો, કળતર, નિચેની રગમાં થતી પીડા, પાતળી પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ ઉપરના ભાગનો સોજો, વગેરે દરદો અને આ સીવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ડંકે વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દૂર કરી શરીરને શક્તિ આપે છે.

**ડબ્બી ૧ની કીંમત રૂ. ૨—૮—**

**કીંમત શીશી ૧ના રૂ૦ ૨—૮—૦** ધાતુપુષ્ટ નામનું પુસ્તક મંગાવી વાંચો

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટ નામનું પુસ્તક મંગાવી વાંચો.

**વૈદ્ય જાફરભાઇ જીવણભાઈ. આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ૦ ધોળકા—(ગુજરાત**

---

# લાયબ્રેરીઓને શોભાવે તેવાં વિદ્વાનોને પણ પ્રિય થઇ પડેલાં ઉત્તમ પુસ્તકો.

**૧. રાજયોગી**—અને પરમાર ધારા વર્ષા-દેવ. ભા. ૧ લો અને બીજો (બે પુસ્તક) ઐતિહાસિક રસિક નવલકથા, જેની બે વરસમાં ૪૦૦૦ નકલો હાથો હાથ ખપી ગઇ છે. કિં. રૂ. ૪-૦-૦

**૨. દેવી ખડ્ગ**—ઉપલાજ લેખકની તેવીજ બીજી ઐતિહાસિક નવલકથા કિં ૧-૧૨-૦

**લોકમાન્ય તિલકની ભગવદ્ગીતા**—કિં. ૩-૦-૦

**શ્રી શંકરાચાર્ય ચરિત્ર**—૨૪૦ મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી રચિત પાકું સોનેરી નામનું પૂઠું ૩૦૦ પૃષ્ટ છતાં કિં ૧-૦-૦

**અનંગ ભસ્મ**—નામ પ્રમાણેજ ઉંચો આદર્શ રજુ કરનાર પ્રો. બેઇનની એક અપૂર્વ હિન્દુ ધર્મની શુદ્ધ ભાવના પોષતી નવલકથાનું ભાષાંતર, આવૃત્તિ બીજી. અનુવાદક સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. પાકું પૂઠું ઉંચા કાગળ છતાં કિ. ૦-૮-૦ પ્રો. બેઇનની પ્રસ્તાવના વાંચતાંજ કિંમત વસુલ થાય છે આ પુસ્તક દરેક ગૃહસ્થે ઘરમાં રાખવું જોઇએ.

**ગીતાંજલિ**—સવા લાખ રૂપિયાનું પુસ્તક માત્ર સવા રૂપિયામાં.

---

રા. રા. કલ્યાણરાય નથુભાઈ જોશી બી. એ

તથા

રા. રા. હરિલાલ માણેકલાલ દેસાઇ બી. એ.

ના ઉત્તમ પુસ્તકો.

**રાષ્ટ્રિય પ્રશ્નો**—રાજદ્વારી પ્રશ્નોની ચર્ચામાં રસ પૂર્વક ભાગ લેતાં શિખવું હોય તો આ પુસ્તક જરૂર ખરીદો—૨૬૦ પાનં પાકું પૂઠું કિં ૧-૦-૦

**સૃષ્ટિની ઉત્પત્તિ** (સચિત્ર) આ ઉંડી ફિલસુફી ભરેલા ગ્રંથની તદ્દન સાદી અને સરલ રીતે ગુંથણી કરવામાં આવી છે. ઉત્તમ બાઇન્ડીંગ કિં. ૦-૧૪-૦

**વિજ્ઞાનની વાતો**—આ ગ્રંથ પણ તેટલોજ ઉપયોગી અને ઉત્તમ છે પાકું પૂઠું ૧-૦-૦

**દેશ દેશની રસમય વાર્તા** } **દેશ દેશની ગાર્મિક વાતો** } વિદ્વાનોને પણ પુસ્તક વાંચતાં બે ઘડી આનંદ થાય છે. દરેક ગૃહસ્થે આ પુસ્તકો દિ. બિ. યોગ્ય છે. દરેકની કિં. ૦-૬-૦

---

કવિતાનું ઉત્તમ સાહિત્ય.

દિ. બ. રણછોડભાઇ ઉદયરામ રચિત કાવ્ય શાસ્ત્રના ગ્રંથો.

**લઘુ સિદ્ધાંત કૌમુદિ**—કિં. ૫-૦-૦

**રણપિંગળ**—ભા. ૧ લો કિં. ૨-૮-૦

**રણપિંગળ**—ભા. ૨ જો કિં. ૨-૮-૦

**રણપિંગળ**—ભા. ૩ જો કિં. ૨-૮-૦

**વિમલ પ્રબંધ**—પ્રાચીન ઐતિહાસિક કાવ્ય જેમાં ઘણી ન્યાતોનો ઇતિહાસ મળે છે. ટીકા સહિત પા. પૂઠું. કિ. ૧-૪-૦

**અનુક્રમણિ રામાયણ**—કિં. ૦-૪-૦

**જાપ કાવ્યો**—કિં, ૦-૬-૦

**ગુર્જરી માતાને ચરણે**—કિં. ૦-૨-૦

**અભિજ્ઞાન કાવ્ય કલાપ**—કા. પૂ. કિં.૦-૧૦-૦

પા. પૂ. કિ. ૦-૧૨-૦

જગીત માળા—કિ. ૦-૪-૦

હૃદય પુષ્પાંજલિ—કિ. ૦-૧૨-૦

રાષ્ટ્રીય ગીત—કિ. ૦-૧૦-૦

સોરઠનું સાહિત્ય—કાઠીઆવાડમાં ગવાતાં ચોપાઇ, દુહા, સોરઠનો સંગ્રહ. કિ. ૦-૮-૦

કુસુમ ગુચ્છ—કિ. ૦-૮-૦

પ્રશ્નોત્તર માળા—(ધર્મના વિવિધ પ્રશ્નોનું સમાધાન આ કાવ્યમા કરવામાં આવ્યુ છે. પા. પૂ. ઉત્તમ કાગળ. કિ ૧-૮-૦

સંતોષ સુરતરુ (પ્રાચીન કાવ્યો અને તેની ટીકા) કિ. ૦-૨-૦

## નીતિ પ્રધાન નાટકો.

જયકુમારી વિજય નાટક. કિ. ૦-૧૨-૦

લલિતા દુઃખદર્શક નાટક કિ. ૦-૮-૦

નળ દમયંતી નાટક કિ. ૦-૮-૦

બાણાસુર મદમર્દન કિ. ૦-૮-૦
લેખક દિ. બ. રણછોડભાઇ ઉદયરામ

રામ વિયોગ—કિ. ૦-૧૨-૦

સુકવિ-સમિતિ (એક સુન્દર હારયરસનું પુસ્તક) કિ. ૦-૪-૦

## રસિક નવલકથાઓ.

| | |
|---|---|
| મહારાણીય કથાકુંજ | કિ. ૦-૧૦-૦ |
| પ્રતિજ્ઞા પાલન | કિ. ૦-૧૨-૦ |
| પાપપુંજ | કિ. ૦-૨-૦ |
| ખલીફના પરાક્રમો પા. પૂ. | કિ. ૧-૦-૦ |
| અદ્દભુત આગબોટ | કિ. ૧-૦-૦ |
| બ્રહ્મદત્ત ચક્રવર્તી નોવેલ | કિ ૦-૮-૦ |

કુસુમ અને કુમુદ,
(સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી અને રા. દયારામ ગીડુમલનો પત્રવ્યવહાર કિ ૦-૬-૦

## રા. રા. વાડીલાલ મોતીલાલ શાહના
મનન કરવા યોગ્ય પુસ્તકો.

| | |
|---|---|
| હિત શિક્ષા. | ૦-૪-૦ |
| સુપદેશ માળા | ૦-૮-૦ |
| સુબોધ કથામાળા | ૦-૩-૦ |
| પ્રાણી હિંસા અને પ્રાણી ખોરાક નિષેધક | ૦-૫-૦ |
| સુદર્શન ભા. ૧ લો | ૦-૪-૦ |
| સદ્દગુણ પ્રાપ્તિનો ઉપાય | ૦-૬-૦ |
| જૈન સમાચાર ગદ્યાવલિ ખંડ ૧ થી ૧૦ | કિ. ૩-૦-૦ |

ઘર બેઠા અંગ્રેજી શીખવું છે ? મંગાવો.

| | |
|---|---|
| અંગ્રેજી શિક્ષક | કિ. ૦-૬-૦ |
| પ્રપીરેટરી શ્રેમન્મ | કિ. ૦-૧-૬ |
| Saturday talk પા. પૂ. | કિ. ૦-૫-૦ |
| ,, ,, કા. પૂ. | કિ. ૦-૪-૦ |

## રાવસાહેબ મધુવચરામ ખળવચરામ હોરા (રીટાયર્ડ મ્યજીસ્ટ્રેટ)ના પુસ્તકો

શ્રીકૃષ્ણદર્શન અને રામાયણ રસબિન્દુ—રામાયણ તથા શ્રીમદ્ ભાગવતનું ખરેખરૂં માર્મિક રહસ્ય) કિ. ૨-૦-૦

મહેશ્વર મહિમા—(શિવપુરાણનું માર્મિક રહસ્ય) કિ. ૦-૮-૦

મનુષ્ય જાતિનો ક્રમ વિકાસ—સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધી અનેક શાસ્ત્રોને આધારે આકર્ષક વિવેચન) કિ. ૦-૮-૦

શ્રીચંદ્રાખ્યાન—એક ઐતિહાસિક કાવ્ય ૦-૮-૦

હૃદયવિનોદ—ભા. ૧ કાવ્યનો સંગ્રહ કિ ૦-૮-૦
,, ,, ભા. ૨ ,, ,, કિ. ૦-૮-૦
,, ,, ભા. ૩ ,, ,, કિ. ૦-૧૨-૦

કઠોપનિષદ્—મુમુક્ષુને મનન કરવા યોગ્ય સર્વોત્તમ ઉપનિષદ્ (કિ. ૦-૫-૦

સુવાસિકા—એક રસપૂર્ણ કાવ્ય) કિ. ૦-૪-૦

પુસ્તક ૧૦મું. અંક ૭મો.

# સત્સંગ.

માહ સં. ૧૯૭૫

## આત્મ--રહસ્ય.

### ૬—સંસ્કાર.

મનની પ્રત્યેક દૃઢ વૃત્તિનું નામ સ્વભાવ અથવા ટેવ છે, તે વિચાર નિરંતર મનમાં આવ્યાથી પડે છે. નિરાશા અને પ્રસન્નતા, ક્રોધ અને શાન્તિ, લોભ અને ઉદારતા આ સર્વ વાસ્તવિક રીતે જોતાં મનની ભિન્ન ભિન્ન અવસ્થાઓ જણાશે. જ્યારે મનુષ્ય વારંવાર પોતાના મનને એકજ બાજૂ લઇ જાય છે ત્યારે તે એજ પ્રમાણે આદતોનું રૂપ ધારણ કરી લે છે. પછી તે એટલે સુધી કે મનુષ્ય અજાણતાએ તેમજ વર્ત્યા કરે છે, કદિ કોઇ વિચાર હમેશ આવ્યા કરે તો તે એક દિવસે મનનો દૃઢ સ્વભાવ બની જશે અને એવા દૃઢ થયેલા સ્વભાવોથીજ મનુષ્યનું જીવન બંધાય છે.

મનનો સ્વભાવ એવો છે કે તે પોતાના અનુભવોની પુનરાવૃત્તિથી જ્ઞાન પ્રાપ્ત કરે છે, જે વિચારોને ચિત્તમાં રાખવા પણ મુસ્કેલ જણાય છે તેજ વિચારોને એક દિવસે ફરી ફરી મનમાં સ્થાન મળવાથી મનની સ્વાભાવિક અવસ્થાનું રૂપ ધારણ કરી લે છે, કોઇ બાળક નવું કામ શીખવાનો પ્રારંભ કરે છે તો પહેલા હથિયારોનો કેમ ઉપયોગ કરવો એ જ્ઞાન તો બાજુએ રહ્યું પરન્તુ, તેને બરાબર હથિયાર પકડતા પણ આવડતું નથી. પણ એક સરખો તે કેટલાક સમય સુધી પ્રયાસ કરતો રહે તો તેજ બાળક ઘણી ચતુરાઇથી કામ કરી શકશે. આવીજ દશા મનુષ્યના ચિત્તની છે. કોઇ વખત એવું પણ બને છે કે જે વિચાર ઉદ્‌ભવવાજ અસંભવિત જણાય છતાં તેજ વિચાર ચિત્તમાં લાગ લાગટ આવવાથી છેવટે મનુષ્યના ચારિત્રનો તે મુખ્ય વિભાગ—(સંસ્કાર) બની જાય છે અને પ્રકૃતિ સાથે તન્મય થઇરહે છે.

સારા કે નઠારા સંસ્કારો પાડવા કે ત્હેને દૂર કરવા કે તે સુધારવામા દરેક મનુષ્યની મુક્તિનો સઘળો આધાર મનની શક્તિમાંજ છે, મનુષ્ય માટે પૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત કરવાનું માત્ર આ એકજ દ્વાર છે. મનુષ્યમાં જે પ્રકારે ખરાબ સંસ્કારો પાડવાની-ગ્રહણ કરવાની શક્તિ તેજ પ્રકારે સુસંસ્કારો જાગ્રત કરવાની શક્તિ પણ વિદ્યમાન છે. આ વિષય ઉપર અધિક પ્રકાશ નાખવાની આવશ્યકતા છે તેમજ સર્વ ભાઇઓએ દરેક સંજોગોમાં આ અનુપમ ઐશ્વર્યસંપન્ન દૃઢ વિચારશક્તિથી કામ લેવું ઉચિત છે. સાધારણ રીતેસર્વ ભાઇઓ વિશ્વાસ પૂર્વક જાણતા હશે કે પારમાર્થિક કાર્યો સાધવા કરતાં કોઇનું ખૂરું કરવું અતિ સહેલું છે, પવિત્ર અને સર્વોત્કૃષ્ઠ જીવન ગુજારવા કરતાં પાપી-નિકૃષ્ટ જીવન ગુજારવું તેટલું મુસ્કેલ નથી, આ વિશાળ વિશ્વનો જન સમુદાય આ વાતને સત્ય માને છે, ભગવાન બુદ્ધ એક સ્થાને ઉપદેશે છે કે "નિકૃષ્ટ અને પતિત હાનિકારક કાર્યો કરવા ઘણા સુલભ છે પરંતુ પરમાર્થ ભર્યા ભલાઇના

લાભ દાયક પવિત્ર કર્મો કરવા ઘણા દુર્લભ છે.”

લોકોના વર્તન તરફ દ્રષ્ટિ ફેંકીએ તો આ કહેલું ઠીક લાગે છે, પરંતુ તે સર્વથા સત્ય ના પણ હોઇ શકે, હા, કેટલેક અંશે આ સિદ્ધાન્ત સાચો હશે, પણ આ કોઇ અટલ અથવા વિશ્વ વ્યાપી નિયમ નથી. મનુષ્યને ભલાઇના કામો કરવા કરતાં બૂરૂં કરવું શા માટે સહેલું થઇ પડે છે? તેનું કારણ એજ કે સંસારમાં અવિદ્યાંધકાર ફેલાઇ રહેલું છે, પદાર્થોની વાસ્તવિક સ્થિતિ—દશાનું જ્ઞાન નથી, તેમજ જીવનનાં મહત્ત્વને લોકો પૂરા સમજતા નથી. બાળક શીખવા પ્રારંભે ત્યારે કલમ બરાબર ના પકડાય કે અક્ષરો બરાબર ના લખાય એ ઘણું સહેલું છે, ત્યારે હરેલ મરોડદાર અક્ષરો લખવા કે બરાબર કલમ પકડવું તે બાળક માટે કઠિન અને કષ્ટદાઇ શા માટે છે? કારણ એજ કે બાળકોને પ્રથમ કલમ બરાબર પકડવાનું કે સારા મરોડદાર અક્ષરો લખવાનું જ્ઞાન હોતું નથી, એ અભ્યાસક્રમ ચાલુ રાખ્યા પછી તેને જે વિષય કઠિન લાગતો હતો તે હવે ઘણો સરળ થઇ પડે છે. એટલુંજ નહિં પણ હવે બનાવટી રીતે ખરાબ અક્ષરો લખવાનું કાર્ય કઠિન તેમજ અનાવશ્યક થઇ પડશે. આવીજ દશા મન અને જીવનની છે.

પ્રારંભમાં ઉત્તમોત્તમ વિચારો ચાલુ કર્યાજ કરવાને, તેમજ સારા સારા કાર્યો યોજવા માટે નિરંતર ઉદ્યોગ—ખંત અને શ્રમ લેવાની જરૂર છે, પરિણામે ઉત્તમ વિચારો અને ભલાઇના પારમાર્થિક કાર્યો કરવા માટે મનુષ્યની વૃત્તિ સ્વભાવિક રીતે સરલતાથી દેરાઇ જાય છે. અથી ભૂલો થતી નથી, ખરા કામો માટે સાહસ થતા નથી, પાપ માર્ગનો દરિ મળતાંજ મન થથડી ઉઠે છે. એક કારીગર કામ કરતાં કરતાં પોતાના કાર્યમાં નિપુણ થાય છે. દરેક મનુષ્ય નિરંતર અભ્યાસથી, આત્મોન્નતિના, દેશ સેવાના, જનસેવાના પવિત્ર કાર્યો સહેલાઇથી સાધી શકે છે, માટે પવિત્ર વિચારોને પુનઃ પુનઃ મનમાં આણી તે ઉપર મનન કરવાની ઘણી આવશ્યકતા છે. જે મનુષ્ય ઉન્નત અને પરમાર્થે ભર્યા સાત્વિક વિચારો સહેલાઇથી કરી શકે છે, કર્ણિષ્ઠ કર્મો કરાવનાર પતિત વિચારોનું કદિ આક્રમણ થતાંજ ધ્રુજી ઉઠે છે, કંપી ઉઠે છે. તે પૂણ્ય પુરૂષ ખરેખર ઉન્નત—પરમ પવિત્ર સત્તાના માર્ગ પર પહોંચી ગયા છે, જગતમાં તેજ મહાપુરૂષ મનુષ્ય દેવે વિશુદ્ધ અને આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે.

મનુષ્યને પાપ કરવું આટલું સરલ અને સ્વાભાવિક કેમ થઇ પડયું છે? એજ કારણથી કે હરહમેશ તેને હાનિકર અને પાપમય વિચારો કર્યા કરવાની ટેવ પડી હોય છે. ચોરને અવસર મળે—લાગ મળે તો તેને ચોરી કરવાથી દૂર રહેવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. કારણકે ઘણા લાંબા કાળથી તેણે લોભ અને લાલચના વિચારોમાં વાસ કર્યું છે, પરંતુ જે સદા અવિચારોના વાતાવરણોમાં રહે છે, જેણે સત્ અસત્‌ને વિવેકપૂર્વક ઓળખી શકે એટલી બુદ્ધિ પ્રાપ્ત કરી છે, જેનાં હૃદયમાં ભૂલે ચૂકે બૂંડા કર્મો કરવા ખ્યાલ પણ આવતો નથી એવા સાચા પ્રતિભા સંપન્ન મહાત્મા પુરૂષને હાથે એવા નીચ કાર્યો કેમ થઇ શકે? તાત્પર્ય એ છે કે ગમે તો સદ્‌ગુણ હો કે દુર્ગુણ હો એ સઘળા સંસ્કારો અભ્યાસથી પડે છે. અને એ અભ્યાસનું બીજું નામજ ટેવછે. હજારો મનુષ્યોમાં ક્રોધ અને અસંતોષાદિ અવગુણો સામાન્ય રીતે ઘર કરી બેઠા હોય છે, કેટલાકોએ તો અવગુણોનો પોતાના શરીરમાં આશ્રમ—અખાડો જમાવેલો હોય છે, કારણ કે તેઓએ હંમેશા અસંતોષ ભર્યા, નીચ, અધમ, નિન્દિત કર્મો પાર પાડવાનાજ વિચારોનું સેવન કરેલું હોય છે, આથી જગતમાં ભયંકર કૃત્યો થતાં નજરે પડે છે. આવી રીતે ન્હાનેથી મ્હોટા ગુનાહો કરવાની ટેવ પડે છે. જીવનમાં ક્રોધ, અસંતોષ છળકપટ, લુચ્ચાઇ અને ઇર્ષ્યા આદિ દુર્ગુણો તેમનાં મિત્ર થઇ પડયા હોય છે.

આવા કુસંસ્કારના સહજ બીજારોપણેથી શરૂ થતા તે આત્મા અધમ–પતિત માર્ગ પર વિચરી પોતાના સત્ય આનંદમય સ્વરૂપને ભૂલી જાય છે, માટે દરેક માનવબન્ધુઓ માટે સરલ સર્વોત્કૃષ્ટ અને ઉચિત માર્ગ તો એ છે કે હરહમેશ માત્ર પવિત્ર વિચારોનેજ સ્થાન આપવું, તે ઉન્નત વિચારોને અંતઃકરણમા રાખી તદનુસાર કામ કર્યા જવું આ રીતે કરતા સ્વભાવ નિર્મળ, ખરાબ વ તાવરણની લહરિઓ રહિત શાન્ત બનશે પછી ક્રોધ અને લોભ મોહાદિક અસંતોષ માટે સ્થાનજ ક્યાં રહે છે? સઘળા દુર્ગુણોનો એની મેળે તદ્દન નાશ થઇ જશે, અભ્યાસથી આ રીતે પ્રત્યેક પાપી વિચારોને ચિત્તમાંથી દૂર કરી શકાય છે, પ્રત્યેક દુષ્કૃત્યોનો નાશ થઇ શકે છે અને એજ પ્રકારે દરેક પગો પર મનુષ્ય વિજય પ્રાપ્ત કરી–પ્રાયશ્ચિત કરી પોતાના દેહને, હૃદયને મનુષ્યનુ–આત્માનુ મંગળમય–પવિત્ર મહાલય બનાવી શકે છે

M. M Joshina.

---

# પ્રાસંગિક નોંધ.

**અમારૂં હૃદય 'સત્સંગ' નિયમિત થયું**

'સત્સંગ' ના ચાલુ વર્ષના અંકો એક પછી એક નિયમિત રીતે ગ્રાહકોના કર કમળમાં રજુ થતા જાય છે, તે જોઇ અમને તથા અમારા હિતૈષીને આનંદ થવો સ્વાભાવિક છે ગ્રાહકો પણ કે જેઓ અનિયમિતતાને અવલંબી નારાજ થતા હતા, તેમને હવે આથી સંતોષ થશે માસિક નિયમિત કરવા સાથે તેમાં વિષયો પણ સર્વોપયોગી સમાજના દરેક અંગોને પોષક લેખોની પસંદગીનુ ધોરણ સ્વીકાર્યું છે આ સર્વનું કારણ અમારી હાલની ગ્રાહક સંખ્યા, જન સમૂહનો પ્રેમ તથા મળેલા આશ્રયને આભારી છે કે અમારા સર્વ ઉત્સાહનો આ પ્રગતિ માટે ઉપયોગ થાય તો આ કાર્ય હજી સારા સ્વરૂપમા દર્શન આપે અને તે માટે અમારા ગ્રાહક વાચક બન્ધુઓએ નિયમિત રીતે આનો પ્રચાર કરવા અમારા યત્નમા સહભાગી થવુ ઘટે છે

**બીજી ગો કૉન્ફરન્સ**

ગયો માસની બીજી બેઠક તા. ૩૦ મી અને ૧ મી ડીસેમ્બરે દીલ્હી ખાતે મદ્રાસ તરફના જાણીતા હિંદના નેતા શ્રીમાન્ વિજય રાઘવાચાર્યના પ્રમુખપણા હેઠળ મળી હતી દેશની ઉન્નતિ માટે ગાયોનુ સંરક્ષણ કેટલુ બધું જરૂરનું છે તે હવે જન સમૂહ સમજતો જાય છે. હિંદ જેની ૮૦ ટકા વસ્તીનુ ખેતી ઉપર ગુજરાન છે, જેનો મુખ્ય આધાર ગો અને ગોવંશ, છે હિંદનું ગોધન અમે આગલા અંકોમા દર્શાવી ગયા તેમ દુનીઆના સર્વ દેશો કરતા દરિદ્ર છે. આ હીન દશાનો અંત સરકારની મદદ વિના થઈ શકે તેમ નથી. આપણે જાણીએ છીએ કે મીસરના સુધરાને પોતાના રાજ્યમાં ખેતી ઉપયોગી જાનવરોનો વધ અટકાવ્યો છે આનું ઉદાહરણ હિંદના સત્તા ધારીઓએ ખાસ લેવા જેવુ છે,

કોન્ફરન્સમાં આ સવાલ પર લક્ષ અપાયુ છે અને તેણે બે મતલબના ઠરાવો પસાર કર્યા છે. કોન્ફરન્સના સન્માનકારિણી કમિટીના પ્રમુખ ઓન. લાલા સુખબીર સિંહનું ભાષણ ખાસ ધ્યાન ખેંચે એવુ છે. આર્થિક તથા પ્રજાના આરોગ્યની નજરે હવે સરકારે અને પ્રજાએ ગોવંશનો વધ અટકાવવા તનતોડ મહેનત કરવી જોઇએ છે.

જેટલું નુકશાન દારૂથી થાય છે, તેટલુ

**એક હિસાબ.**

તમાકુથી થતું નથી, કે અને ચોખા એ વાત ખરી છે. પરંતુ તમાકુથી નુકશાન થયા વિના રહેતું એ પણ નિઃસંદેહ છે તો પણ તમાકુ બીજી રીતે પણ આપણને પ્રબળ નુકશાન છે. તમાકુ જેવી વ્યસનની પાયમાલ કરતી માટે પાણીના સાધનવાળી નદી કાંઠાની . જમીન મોટા જથામાં વપરાય છે. આ ન જો ભાત વાવવા માટે વપરાય તો માની હાલ જે મોટી કીંમત આપવી પડે તેમાં ઘણો ઘટાડો થઇ જાય એમ છે આ વાત તો સમજે છે. જો ૧૦૦ વીંઘા જમીનમાં ાકુને બદલે ભાત વાવીએ તો દર વીંઘે મણ પાક ગણતા ૭૦૦૦ મણ પાકે ાથી ૫૦૦ માણસની વસ્તીનું એક ગામ ખું વરસ પોષાય. આ ગણતરી આપણે ાનમાં લેવી જોઇએ. જ્યારે આપણે તમાકુનું ાર નિહાળીએ ત્યારે ભૂખે મરતાંને યાદ વા જોઇએ છે.

મિ. વલ્લભ લીમજી હોડીઆ પોતાના ાઇઓને ઘડો આપતાં લખે છે કે અમારી ગત પડતી કોમોની અંદર દારૂ પીવાનું ાું બુરૂં વ્યસન છે એ વ્યસનથી કેવાં ાં ભયંકર પરિણામો નીપજે છે. કેટલાએક ાકો માને છે. કે દારૂ એ ઇશ્વર તરફથીજ ામીયુ કરેલો છે. જેથી તેને વાપરવામાં કંઇ ાપ નથી.

દારૂનો હું વ્યસની અનુભવી માણુસ છું એક વખત દારૂનું વ્યસન કરીને જતો તો ત્યારે હું એમ સમજતો હતો કે મારા માન કોઇ નથી. એવામાં મારા જેવાજ ારા વ્યસની મિત્ર બંધુઓ સામા મળ્યા. મને એક બીજાની સાથે તોરમાં બોલતાં ોલતાં તકરાર થઇ. તકરારનો પાયો એટલે ો વધી ગયો કે તે વખતે બીજા સલાહ કરનાર મિત્રો ન હોત તો મારો જીવ બચાવો પણ મુશ્કેલ હતો. હાલ હું આ બુરા વ્યસનથી મુક્ત થયો છું.

**નૈયાયિક મુનિ શ્રી વલ્લભ વિજયની અહિંસા પ્રવૃતિ**

જૈન કોમના જાણીતા નૈયાયિક મુનિરાજ શ્રી વલ્લભ વિજયજીને વ્યાખ્યાનોથી મીઠાકર (આગરા) ના બેતાળીશ ગામોના જમીનદારોએ અહિંસા ધર્મ પરાયણ થઇ માંસાહાર છોડી દીધો છે, તેઓની સાથે તેઓના નોકરોએ પણ માંસાહાર તજ્યો છે. આ હીલચાલ દરમ્યાન મુનિ શ્રી વલ્લભ વિજયજીને ઘણી હરકતો નડી હતી, છતાં પણ તે સામે ટકી રહી આવું રૂડું પરિણામ તેઓ લાવી શકયા છે તે ઘણા આનંદની વાત છે. દરેક બંધુઓએ આ હીલચાલને આગળ વધારવા મંડયા રહેવું જોઇએ તોજ શુભ પરિણામ જલદી આવે.

**સમાજ સેવા કોનફરન્સ**

ડીસેંબરની આખરે દીલ્હીમાં જે અનેક પારવદો કોન્ફરન્સો કે જેની સંખ્યા લગભગ ૩ ડઝન જેટલી થવા જાય છે તેમાં સમાજ સેવા કોન્ફરન્સ આપણું ખાસ લક્ષ ખેંચે છે. હિંદમાં હાલમાંજ સમાજ સેવા સંબંધી કંઇક જાગૃતિ આવી છે. અને ઉન્નતિ માટે આ જાગૃતિને પૂર્ણ બહાર ખીલી નીકળે તેવા ઉપાયો યોજવા જોઇએ. સ્વ. મહાત્મા ગોખલેના શબ્દોમાં કહેતાં જે લક્ષ દેશ કાર્ય વિના ગઇ તે ફોકટ ગઇ છે. એવી તાલા વેલી લાગવી જોઇએ. દેશમાં કામના ડુંગરના ડુંગર પડેલા છે.

આ વિકટ પરિસ્થિતિના અંત માટે દરેક ભાઇઓએ સમાજ સેવાના કામો માટે આત્મ ભોગ આપવો જોઇએ. હિંદના સમજુ માણસો આ વાત ધ્યાનમાં લે તો હિંદનો ઉદય ધારવા કરતાં ઘણી સમીપમાં આવે.

આવી કોન્ફરન્સો આવી જાગૃતિ ફેલાવવામાં એવા પ્રેમી હૃદયોને યોગ્ય માર્ગે જતાં લાવવા ખાસ સાધન ભૂત છે.

કોન્ફરન્સમાં થયલાં વ્યાખ્યાનો સમાજ સેવાની ભાવનાને આગળ વધારવા માટે ઉત્સાહ આપનાર છે. કોન્ફરન્સના પ્રમુખ તરીકે મિસીસ સરોજની નાયડુનું વિવેચન પૂર્ણ આર્દ્રતાથી ભરેલું હતું. એકંદરે કોન્ફરન્સનું કાર્ય પ્રશંસા પાત્ર હતું.

## સત્સંગ.

(હરિગીત)

લાખો કવિઓ કહી ગયા સત્સંગ નહીં સાર છે,
સત્સંગથી ખુલ્લુ કરો જે સ્વર્ગ કેરૂ દ્વાર છે,
સત્સંગથી છે આબરૂ સત્સંગ આપે શાન છે.
સત્સંગથી લક્ષ્મી મળે સત્સંગથી વળી માન છે. ૧
સત્સંગથી ધર્મો વધે સત્સંગથી ઐશ્વર્ય છે,
સત્સંગ વિણ સર્વે નકામુ ચીજ તેહ અમુલ્ય છે,
સત્સંગથી ન્હાસે બધાં જે દુઃખ પણ દુષ્ટ છે,
સત્સંગ એવી વસ્તુ છે જે પુષ્પમાં પણ પુષ્ટ છે ૨

કરસનદાસ ગોવિંદજી આસર.

---

અગમે-નિગમે જગ બોધી લો,
વર્ણાશ્રમના ગ્રહી ધર્મ હલ,
સમજી બહુ સજ્જન ચેતી ગયા,
પુરૂષાર્થથી તો તદરૂપ થયા ૬
મનુ જન્મતણો એ સાર્થક છે,
મમતા જગ બંધનકારક છે,
તજી તે કરી પ્રીત નાવસ્થી,
તરવુ ભવ પ્રેમી એ સ્વયકથી. ૭

પ્રેમ ભુવન—વડોદરા } પ્રેમી
તા ૧—૧૦—'૮ }

---

## "પ્રભૂ મ્હેર ત્યાં કરશે સદા"

સોહિણી ગઝલ

રસીયા રમે રસ રેલમાં, કરતા ક્રીડા રંગ મ્હેલમાં
કટુતા ભરે જો લેશના, પ્રભૂ મ્હેર ત્યાં કરશે સદા.
આનંદમાં કસરત કરી, કુટુંબીઓ સાથે રહી,
જો કલેશ ભરશે ન કદ, પ્રભૂ મ્હેર ત્યાં કરશે સદા.
શુદ્ધ પ્રેમનું જે નામ છે, નાકિક દેતે હલાવશે,
નભશે સદા તુટયા વિના પ્રભૂ મ્હેર ત્યાં કરશે સદા. ૧
જેના હૃદયમાં સ્નેહની, મૂર્તિ અનેરી છે જડી,
તે સ્નેહીને રસ સ્નેહના, પ્રભૂએ બધા મ ધન દીધા,
ધનવંત જે માને હતા, ધનહીન- આજે થયા,
જ્યાંથી મળ્યા ત્યાં તે ગયા પ્રભૂની સદા એવી લીલા. ૨
ધર્મ અને સત્જ્ઞાનના, ખીલ્યા રહે ભાગ્ય સદા,
અધર્મ કંઇ કષ્ટ ગયા, પ્રભૂની સદા એવી લીલા.
થડા સમિર સુમવાટને, ચિણ વજ્ર ધનવંત નાખશે;
રંકો પડયા વસ્ત્રોવિના, પ્રભુ મ્હેરથી થતી ના ઇજા ૩
ધનવંત માને હું સુખી ધન હીન માને હું સુખી;
ધનહીનસુખી મણીથી પ્રથમ, પ્રભૂની અગમ એવી લીલા
જે દાઝ દુખીની જાણતા, મનમાં નહી મદમાણતા,
તે સ્વર્ગ સુખ અર્થીપામતા, પ્રભૂને વળી મનભાવતા. ૪
હે હરી! હે ઇશ્વર!! જગપાલકે! પરમેશ્વરા!!
ધુન એ મચી રહીજ્યાં સદા, પ્રભૂ મ્હેર ત્યાં કરશે સદા. ૫

ભુવન } બાલ સેવક

# ઉપાધિમય કફની.

ચોપાઇ

પૂર્વે એક યવનનું રાજ, જાલમ જુલમ વર્ણું સામ્રાજ્ય,
પ્રાંત પ્રાંતના હાકમ કીધ, અધિકાર સૌ તેને દીધ. ૧
પડયો એક મોટો દુષ્કાળ, ખેડુત વર્ગ થયો કંગાળ,
ભરી શકે નહિ મહેસુલ કોય, કોપ્યો હાકેમતાતો હોય. ૨
આણ્યા ખેડુત બાંધી હાથ, આણ્યો એક સંન્યાસીસાથ,
દોરીને લીધા દરબાર, મારે બહુ મુદ્‌ગરનો માર. ૩
ખેડુત કહે દુઃખ વાદળ ધસ્યું, સત્તા આગળ શાણુકી પસ્યું,
બધા રડે સન્યાસી હસી હાકમને મન કૌતક વસે. ૪
સન્યાશી તું સાચું બોલ, હાકમ કહે કેમ હસે અતોલ.
કહે શન્યાશી ન્યાય ન નામ, પખાલ વાંક પાડાને ડામ. ૫
વાંક ન મારો હું છું રંક, આ કફનીનો સઘળો વાંક,
છતાં વાંક વિણ શિક્ષા થાય, હસવું આવે તેથી રાય. ૬
સુણી હાકમ મન અચરજ થાય, કહો કફનીનો મહિમા ભાય,
તવ સન્યાશી કહે સાક્ષાત, સુણજ્યો આ કફનીની વાત. ૭

# તેથી શું વળ્યું. ?

ફર્યા ઉંચા નીચા અહીં તહીં બનીને ફાંકડા ફક્કડ,
અભિમાને અતિ અક્કડ વળ્યું તેથી રે ભાઇ શું ?
ચઢાવી બુટને 'મોજાં' સુશોભિત ટાઇ અને કોલર,
ખીસામાં રેશમી રૂમાલ વળ્યું તેથી રે ભાઇ શું ?
સોનેરી ફ્રેમનાં ચસમાં ધરીને હાથમાં છત્રી,
ચઢાવી પાનની પટ્ટી વળ્યું તેથી રે ભાઇ શું ?
જુઠું જ્યાં બોલવું ઝાઝું સોગન તો સાચના લીધા
મદીરાના પીધા પ્યાલા વળ્યું તેથી રે ભાઇ શું ?

* * * *

લજ્જા ને નમ્રતા રાખી—નીતિની સોબતી રાખી
કુસંગોને દઇ નાંખી—કરો કંઇ આત્મને ખાતર,
બીચારા બાપડા ગરિબો—ફરે નાગા અને ભુખ્યા;
દઇ વસ્ત્રો અને કંઇ અન્ન—કરો કંઇ આત્મને ખાતર.

અપંગો છે ઘણા અંધા—નથી થાતા કંઇ ધંધા
ધ્ય કંઇ એમની આશિષ—કરો કંઇ આત્મને ખાતર
વિવેકી નેકી રે થાઇ—ખરો રસ પ્રેમ પી પાઇ
કરો સહુ ધર્મમાં ભાઇ—કરો કંઇ આત્મને ખાતર.

\+ + + + +

નથી કીધી હરિભક્તિ નહિ ઇચ્છા તણી મુક્તિ,
બન્યા મોટા અને શાણા વર્ત્યું તેથી રે ભાઇ શું ?

હરિ મંદીર. પી૪ હરિ રામ.

---

## "રટીલે રસિક રમતા—રામ"

રટ તું રામ! સીતા પતિ રામ ! !—
રસિલો રામ ! રઘુવીર—રામ ! !—
રટીલે રસિક રમતા-રામ—
શ્રીપતિ રામ ! જીવન પ્રિય રામ ! !—
સુખદ શ્રી રામ ! પતિ પ્રિય રામ ! !—
રટીલે રસિક રમતા—રામ—
શ્રી પતિ રામ! પતિ પ્રિય રામ ! !—રટીલે
સુખનો વિલાસી ! દુઃખનો દીલાસી ! !—
ઉરનો ઉલ્લાસી ! પ્રિયકર રામ !-!—

શ્રીપતિ રામ ! પતિ પ્રિય રામ ! !—
રટીલે રસિક• રમતા-રામ !—•
સ્નેહે-સ્મરને ! ધ્યાને-ધરને ! !—
જાપે-જપને ! ભાવે-ભજને ! !—
સુખદ શ્રી રામ ! જીવન પ્રિય રામ !—
રટીલે રસિક રમતા-રામ !—•
રંગે-રમતાં !-રોશે-હરતાં !—
ભાવે ભણતાં !-ફાવે ત્યાં ફરતાં !-!—
વિસારે કેમ ! તું "વસંત-રામ"—રટીલે•

—'વિહારી'—

---

## જર્મન ગોરક્ષણ.

આજ પીસ્તાળીશ વર્ષ થયાં એક સરખી જર્મનીની સર્વ શાસ્ત્રમાં એટલે વેદાંત, શાસન, અર્થ, કાવ્ય, કૃષિ, ઉદ્યમ, વાણિજ્ય, અને યુદ્ધ વિગેરેમાં ઉન્નતિ થાય છે, અને આજ જર્મન માનવ-સમાજ ભૌતિક અને આધ્યાત્મિક શાસ્ત્રનો યથેચ્છ ઉપભોગ લે છે. જર્મનીનો એ ઉદય એટલો ધીમેથી અને ચોકસાઇથી થયો છે કે, તેની કલ્પના પ્રસ્તુત યુદ્ધ પૂર્વે જર્મનીના પડોશનાં રાષ્ટ્રને પણ નહોતી, એ ઉન્નતિ જર્મનીના અવિશ્રાંત પરિશ્રમનું ફળ છે એમ સમસ્ત યુરોપ ખણ્ડનું કહેવું છે. ઇતિહાસ તરફ જોઇશું તો એવી ઉન્નતિ ઝાઝો સમય ટકતી નથી કારણ કે પ્રસ્તુત યુદ્ધમાં જર્મનીનો પરાજય થયો છે અને તેની ઉન્નતિનું શિખર તુટી પડ્યું છે. કુદરતનો ક્રમજ એવો છે કે જે ચડે તેજ પડે.

મનુષ્યનું આયુષ્ય પણ સરખી રીતે વ્યતિત થતું નથી. તેજ ગતિ ગરીબી છે. દરરોજ દિવાળી કરતાં એક વખત હોળી અને એક વખત દિવાળી હોય તે ઉત્તમ! જર્મનીની ઔદ્યોગિક ઉન્નતિની સર્વને જાણ થઇ છે. કારણ દરરોજના વપરાસની સર્વે વસ્તુઓ સમસ્ત જગતને જર્મનીજ પૂરૂં પાડતું હતું. પણ કૃષિ વિદ્યામાં જર્મની પૂર્ણ પ્રવિણ છે એ ઘણા ખરાને ખબર નથી.

ભૂમિ એ કામધેનુ છે, જર્મની આપણી કામધેનુને પૂરતો ખોરાક ખાવા દેતું નથી. કારણ આપણા જન્મ દરિદ્રી લોક થોડાક પૈસા માટે કેટલીક કૃષિ વિદ્યાનો ઉત્કર્ષ કરનાર વસ્તુઓ વેચી દે છે. તેમજ આપણી ભૂમિ દિવસે દિવસે અશક્તિમાન થતી જાય છે, અને પાક પણ કમતી પાકે છે, આપણે અહીં જનાવરોનાં હાડકાં અને રક્ત સર્વ જર્મની અને અન્ય યુરોપખંડના દેશોમાં જાય છે. એ બન્ને વસ્તુઓનું ઉત્તમ પ્રકારનું ખાતર થાય છે પણ આપણો દેશ તેનો લાભ લેતો નથી. આપણી ભૂમિમાંથી ઉત્પન્ન થયેલું અનાજ અને અન્ય વસ્તુઓ પણ આપણે પરદેશને આપી દઇએ છીએ, એટલુંજ નહીં પણ જાનવરોનો ખોરાક પણ આપણે જુજ કિમતે વેચી દઇએ છીએ.

ભૌતિક સંપત્તિનો ઉપભોગ લેવાને અયોગ્ય એવાં આપણાં શરીરો ઇશ્વરે બનાવેલાં છે. એ ઉપભોગ આપણે નથી લેવાનો એમ નથી. પણ દેહને કષ્ટ સિવાય સુખ મળે તો સારૂં એવી આપણા દેશના લોકોની અંતરેચ્છા હોય છે! અને બદલે ભાગ, ગાંજો, અફીણ વગેરેનું સેવન કરી હરિ હરિ કર્યા કર્યું કે બસ પણ એ ઇશ્વરને પસન્દ નથી. યુરોપનાં સુધરેલા રાષ્ટ્રો વિમાનમાં બેસી પ્રવાસ કરવા લાગ્યાં ત્યારે આપણે હજુ પગેજ ચાલી ચાલીને મરીએ છીએ. આપણે પગેજ રખડયા કરવું એવી પરમેશ્વરની ઇચ્છા છે એ માનવું આપણું ભૂલ ભરેલું છે. જાપાન પૌર્વાત્ય રાષ્ટ્ર છે અને તેણે ઉદ્યોગથી યુરોપની બરાબરી કરી તેને કંઇ ઇશ્વરે અટકાવ્યું નહીં! ઉદ્યોગ કર્યા સિવાય તૈયાર ફળો ખાવાના ગળતા દિવસો હવે રહ્યા નથી, યુરોપ, અમેરિકામાં કામધેનુ સંરક્ષણની ચળવળ જપાટાબંધ ચાલી રહી છે.

આપણે અહીં ગોરક્ષણની ચળવળ આજ ત્રીસ પાંત્રીસ વર્ષથી શરૂ થઇ છે, પણ ત્રીસ વર્ષ પૂર્વે જે ગોરક્ષણની સ્થિતિ હતી તે પણ આજ કાયમ નથી, એનું મુખ્ય કારણ ગોરક્ષણનું એકાંગીપણું એ ગોરક્ષણમાં જાતિભેદ છે તેજ છે. ખરૂં ગોરક્ષણ પાંજરાપોળમાં કિંવા ગૌશાળામાં થઇ શકતું નથી. અન્ન છત્રથી જેમ પ્રજાનું રક્ષણ થઇ શકતું નથી તેજ પ્રમાણે ગૌશાળાથી ગોરક્ષણ થઇ શકતું નથી પ્રજાનું સંરક્ષણ થવાને જે પ્રમાણે દરેક ગૃહમાં અન્ન રંધાવું જોઇએ તે પ્રમાણે પ્રત્યેક ગૃહમાં ગોરક્ષણ થવું જોઇએ. ગોરક્ષણ બ્રાહ્મણે ન કર્યું તો ચાલશે પણ શુદ્રને તો કરવુંજ જોઇએ. ગોરક્ષણનો ભાર ખેડુતો ઉપર છે, અને એ કમે જે પ્રમાણે પાંજરાપોળ, ગૌશાળા વિગેરેને મદદ કરીએ છીએ તેજ પ્રમાણે ખેડુતોને મદદ કરવી જોઇએ. એ પ્રમાણે એકાંગી ગોરક્ષણ છોડીને સાંગી અને ગોરક્ષણ થવું જોઇએ, અને તેજ પ્રમાણે ગોરક્ષણમાં જાતિ ભેદને પણ તિલાંજલી આપવી જોઇએ. બ્રાહ્મણ જાતિ શ્રેષ્ટ તેમ ગાયની જાત પણ શ્રેષ્ટ માનવામાં આવે છે. સંકટ સમયે સૌનું રક્ષણ કરવું એટલે માત્ર બ્રાહ્મણોનુંજ રક્ષણ કરવું? બાકીની સર્વ જાતિ નાશ પામશે તો ચાલશે? ફક્ત બ્રાહ્મણોજ જગતમાં રહે તો ચાલે એમ કહેવું જેમ મૂર્ખતા ભરેલું છે તેમજ સારૂની સુધારણાર્થે ગોરક્ષણ એટલે ગાયનુંજ રક્ષણ કરવું

એ કહેવું ભૂલ ભરેલું છે. જાનવરોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ સર્વનું સંરક્ષણ થવું જોઇએ. એની ગણતરી નીચે પ્રમાણે:—

બ્રાહ્મણ—ગાય-બળદ.
ક્ષત્રિય—ભેંસ-પાડા.
વૈશ્ય—હાથી, ઘોડા વિગેરે.
શુદ્ર—બકરાં, મેઢાં, ઊંટ વિગેરે.
અતિ શુદ્ર—ડુક્કરો વિગેરે.

એ સર્વ જનાવરો ખેતીને ઉપયોગનાં છે અને તેથીજ એ સર્વનું પાલન કરવું જોઇએ અને ગોરક્ષણનો જાતિભેદ તોડવો જોઇએ. જે પ્રમાણે વૈદિક કર્મ બ્રાહ્મણો કરે છે, તેજ પ્રમાણે ગોરક્ષણ કૃષિકારોએ કરવું જોઇએ. એ કામમાં બ્રાહ્મણોએ કૃષિકારોને મદદ કરવી જોઇએ. જનાવરોની વૃદ્ધિ જેટલી ખેડુતો કરી શકશે તેટલી બીજા કોઇથી થઇ શકવાની નથી. આપણા દેશમાં દરરોજ કેટલાએ જાનવરો મૃત્યુ સદનમાં જાય છે અને તેથીજ આપણાં દેશનું પશુ-ધન દિન પર દિન કમતી થતું જાય છે. યુરોપખંડમાં ગોરક્ષણની ચળવળ જોરથી થવા લાગી છે, તે નીચે આપેલા આંકડા ઉપરથી વાંચકને માલમ પડશે.

**ઇગ્લાંડ અને જર્મનીમાં પળાતાં જાનવરો.**

| પળાતાં જાનવરો. | ઇગ્લાંડ ૧૯૧૪. | જર્મની ૧૯૧૩. |
|---|---|---|
| ઘોડા | ૧૩૯૯૫૦૦ | ૪૧૧૬૩૦૦ |
| ગાય-બળદ | ૫૮૭૭૯૦૦ | ૨૦૧૫૩૭૦૦ |
| બકરાં-મેંઢાં | ૧૭૨૫૯૬૦૦ | ૬૧૭૧૮૦૦ |
| ડુક્કરો | ૨૪૮૧૫૦૦ | ૨૧૮૮૫૧૦૦ |

જર્મનીની લોક સંખ્યાના પ્રમાણમાં દર ત્રણ માણસે એક ગાય અને એક ડુક્કર પાળવામાં આવે છે. એ સિવાય મરઘાં, બતકો, પારેવાં, વીગેરે અસંખ્ય પ્રાણીઓ પાળવામાં આવે છે. ઇગ્લાંડ કરતા જર્મનીમાં આશરે આઠ ગણા ડુક્કરો વધારે છે. અને તેથીજ આ ચાલતી મહાન લડાઇમાં માંસાન્નનો વધુ તોટો પડયો નહીં. બકરાં મેંઢાં કરતાં ડુક્કરો પાળવાં એ વધુ ફાયદાકારક છે એવું તેઓને માલમ પડવાથી તેઓની પેદાશ વધારવામાં આવી અને બકરાં મેંઢાની કમી કરવામાં આવી. ઇતિહાસ અને ભૂગોળની જેવી રીતે ગ્રન્થિ થએલી છે તેવીજ રીતે ખેતી અને પાળવાનાં જાનવરોની ગ્રન્થિ પરસ્પર અવલંબેલી છે. શહેરમાં પાંજરાપોળ કાઢવાથી પુરેપુરૂં ગોરક્ષણ થઇ શકતું નથી. ગોરક્ષણ ખેડુતો તરફથી થવું જોઇએ અને એ લોકોને મદદ કરવાનું કામ સુશિક્ષિત લોકોનું છે. ખેડુતોને ઉત્તમ બીજ, ઉત્કૃષ્ટ ખાતરો, અને મજુરી તેમજ અન્ય ખર્ચ માટે વ્યાજે પૈસા મળવા સારૂ દર તાલુકે એક પેઢી સ્થાપન થવી જોઇએ એ પેઢીનો ઉત્તમ પ્રકારે ઉપયોગ કરવા સારૂ તેઓને પ્રાથમિક શિક્ષણ મળે એવી સગવડ થવી જોઇએ. એવી રીતની સગવડો થાય તો ખેતીનો ઉત્કર્ષ થશે અને સાથે સાથે ગોરક્ષણ પણ થશે. ખેતીની ઉત્પન્નની વૃદ્ધિ થયા સિવાય ગોરક્ષણ થવું અશક્ય છે. ઇગ્લાંડ અને જર્મનીમાં દર એકરે જેટલું ધાન્ય ઉત્પન્ન થાય છે તેનો ૧/૩ ભાગ પણ આપણા દેશમાં ઉત્પન્ન થતો નથી એવી સ્થિતિમાં આપણા દેશના કૃષિકારો શી રીતે ગોરક્ષણ કરી શકે ? ઇગ્લાંડની જમીન અને હવાપાણી જર્મની કરતાં ઉત્તમ પ્રકારનાં છે છતાં જર્મનીમાં જેટલું અનાજ ઉત્પન્ન થાય છે તેટલું ઇગ્લાંડમાં ઉત્પન્ન થતું નથી. એનું કારણ જર્મનીમાં શાસ્ત્રીય પદ્ધતિથી ખેતી થતી હોવાથી અને ખાતરોનો વધુ ઉપયોગ થતો હોવાથી તે છે. સમસ્ત વિશ્વનાં જેટલો "પોટાશ" ખેતર માટે વપરાય છે તેટલો પોટાશ એકલું જર્મની ખેતીનાં કામમાં વાપરે છે અને તેથીજ ઇગ્લાંડમાં દર એકરે ૧૫ ટન ઘઉં ઉત્પન્ન થાય છે ત્યારે

જર્મનીમાં ૩૩ તેત્રીસ ટન ઉત્પન્ન થાય છે. ઈંગ્લાંડમાં ૧૧ અગીયાર ટન બટાકા ઉત્પન્ન થાય છે ત્યારે જર્મનીમાં ૫૫ પંચ્ચાવન ટન થાય છે।

જર્મનીમાં બટાકાનો પાક વધારે પ્રમાણમાં પકવવામાં આવે છે, કારણ કે ડુક્કરો બટાકા ઉપરજ જીવે છે. તેજ પ્રમાણે બીટરુટની પણ પુષ્કળ પેદાશ જર્મનીમા છે. જર્મનીમાં સર્વ ખાંડ બીટરુટમાંથીજ બનાવવામાં આવે છે. જર્મનીની કૃષિની વૃદ્ધિ આટલી બધી થઇ છે તેનું કારણ ખાતર અને શાસ્ત્રીય પદ્ધતિ છે એ બાબતોનો ફેલાવો શિક્ષણ સિવાય થવો અશક્ય છે. હાડકાં ખાતર તરીકે વાપરવામાં આવે છે એ બાબત આપણા ખેડુતોને આશ્ચર્ય જનક લાગે છે। ઇગ્લાંડમા કૃષિ શિક્ષણ માટે દર વર્ષે ૧૧૭૦૦૦ એક લાખ સત્તર હજાર પાઉન્ડ ખર્ચવામા આવે છે. ત્યારે જર્મનીમાં ૪૮૪૦૦૦ ચાર લાખ ચોર્યાસી હજાર પાઉન્ડ ખર્ચવામા આવે છે. એટલે ઇગ્લાંડ કરતા ચાર ગણો ખર્ચ જર્મની કરે છે અને તેનાથી કાંઇક બેવડુ ધાન્ય અને પાચ ગણા બટાકા જર્મનીને મળે છે. ઇગ્લાંડ કિંવા જર્મની એના કરતા આપણી લોકસખ્યા સાત ગણી છે અને જો ના૦ સરકાર કૃષિ શિક્ષણ સારૂ આપણા દેશને માટે ખર્ચ કરે તો કૃષિનો ઉત્કર્ષ થયા સિવાય રહે નહી. ઈંગ્લાડ કરતાં સાતગણા પૈસા જાણે કે રહ્યા પણ ઇગ્લાડ જેટલા પણ પૈસા આપણા દેશના ખેડુતો માટે ખર્ચવામાં આવતા નથી. એવી સ્થિતિમા આપણે આપણી કામધેનુનું (જમીનનું) શી રીતે સંરક્ષણ કરી શકીએ? અને ગોરક્ષણ પણ? સુશિક્ષિત યુરોપીઅન લોકોને જ્યારે એટલી શિક્ષણની આવશ્યકતા છે ત્યારે જંગલી જેવા હિન્દુસ્થાનના ખેડુતોને કેટલી આવશ્યકતા છે?

## જર્મનીમાં કૃષિ વિદ્યાની શિક્ષણ સંસ્થા.

૪ ખેતીના યુનિવર્સિટીમાં વર્ગ.
૮ ખેતીની સ્વતંત્ર કોલેજો.
૨૨૯ કૃષિની શાળાઓ.
૭૦ નાગબંધની શાળાઓ
૧૫ દુધ દહીની શાળાઓ.
૧૪ બાગાયતની શાળાઓ.

---

૩૪૦

એ ૩૪૦ શાળામાં ૪૬૦૦૦ છેતાળીસ હજાર વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. એ સિવાય ૨૫૨ ફરતા વ્યાખ્યાતાઓ છે. તેઓ કૃષિ શાળાના શિક્ષકો કિંવા કૃષિ કોલેજના પદ્દીધરો હોય છે. તેઓનાં કામનું સાધારણ વર્ગીકરણ નીચે પ્રમાણે હોય છેઃ—

૧૮૦ ખેતીની માહિતી આપનારા.
૫૨ જનાવરોને ઉછેરવા કેવી રીતે અને તેની પેદાશની માહિતી આપનારા.
૨૬ ખેતીના પરચુરણ પાકોની માહિતી આપનારા
૧૨ દુધ, દહીં સમ્બન્ધી માહિતી આપનારા
૧૦ મરઘાં, બતક, પાળવાની માહીતી આપનારા.
૯ બીજ કેવું પસન્દ કરીને વણી કાઢવું તેને કેવી રીતે રાખવું એની માહિતી આપનારા.
૩ ખેતીનો હિસાબ કેવી રીતે રાખવો તેનું શિક્ષણ આપનારા.

---

૨૯૨)

એ સિવાય ખેડુતોને પૈસાની મદદ કરવી, તેને માટે ઉત્તમ બીજ ખરીદ કરવાં, ધાન્ય ખરીદ કરવાં, અને વેચી આપવાં, દુધ, માખણ એને વેચી આપવા, અને બીજાં પરચુરણ કામો કરવા સારૂ ભિન્ન ભિન્ન પ્રકારની છવ્વીસ હજાર ઉપર સંસ્થાઓ છે. તે નીચે પ્રમાણે:—

૧૬૭૭૪ સેવિંગ અને ક્રેડીટ બેન્કો. (પૈસા થાપણ તરીકે રાખનારી, અને થોડા વ્યાજે કરજે આપનારી પેઢીઓ)
૨૪૧૭ બીજ અને ધાન્ય પુરૂં પાડનારી સંસ્થાઓ
૩૪૭૫ દુધ, દહીની સંસ્થાઓ
૩૩૬૦ કૃષિ સંબંધી સર્વ પ્રકારનું કામ કરનારી સંસ્થાઓ

૨૬૦૨૬

એટલી સંસ્થાઓ જર્મન ખેડુતોને મધુ ભાવથી મદદ કરે છે, અને તેથીજ દરેક જર્મન ખેડુત ચોકખા ૩૫૦ ત્રણસે પચાસ રૂપીઆ દર વર્ષે કમાય છે, અને આપણા ખેડુતોને ૩૦ ત્રીસ રૂપીઆ કમાવાની પણ મારામાર પડે છે

તાત્પર્ય કે મનુષ્યનું જીવન શું ? અને જાનવરોનું જીવન શું ? સર્વ જમીન ઉપર એટલે ખેતી ઉપરજ અવલંબેલું છે, જ્યાં સુધી આપણા દેશની ખેતી સુધરશે નહીં ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવો અશક્ય છે આપણે આપણો ઉદ્ધાર કરવો હોય તો પ્રથમ આપણે ભૂમિદેવીની સેવા કરવી જોઇએ અને એ સેવાનું ફળ તેજ આપણો ઉદ્ધાર છે આપણું કલ્યાણ આપણાથી જ થવાનું છે અન્યથી થવાનું નથી કારણ કે આપણે આપણો નાશ કિંવા ઉદ્ધાર કરવાને સમર્થ છીએ

અનથાણ
ખ્રિસ્તી નવું વર્ષ

"સેવક"

## ચહાને માટે આરોગ્ય શાસ્ત્રજ્ઞ--બરનાર્ડ મેકફેડન શું કહે છે ?

"ચહા પણ દરૂની પેઠેજ શીઘ્ર નહિ પણ ધીમેથી-આકરીતે નુકશાન કરે છે અને ઉકળતા ને ઉપકના રેગોમા તેમાના ઘણા ખરા પડેલા સપડાય છે અને તેથી પુરા પીડાઇ-પીડાઇને મોડા મુક્ત થાય છે, તથા કોઠાના ઘણાખરાં દરદની તેમની ફરીઆદો ચાલુજ હોય છે જેઓ ઘણી વાર દરદી બનતા રહે છે દેહને સંભાળે તન મન ને ધનની પુરી પાયમાલી કરે છે'

આજ કાલ તમાકુ ચાવવાનો, તેની બીડી સીગરેટ અને ચીરૂટ પીવાનો તથા તમાકુ સુંઘવાનો પણ લોકોમા બહુજ પ્રચાર લાગે છે તે બહુજ હાની કર્તા નિવડેલા છે તમાકુ પ્રથમ જુજ ઉત્તેજક અને ત્યાર પછી ભયંકર શામક (સેડેટીવ) છે તમાકુ કે તેનો ધુવો સર્પને લાગવાથી તરતજ મરણ શરણ થવા છે તેવી એ ઝેરીથી પણ ઝેરી છે બીનાડીના મુખમાં તમાકુના બીના અર્કનું કે તેલનું એક ટીપું લગાડવાથી તે તરત મરણ શરણ થાય છે તમાકુની બીડી ચહેના દમને નરમ પાડનારી દવા છે પરંતુ તે મોટે વજને પેટમાં લેવાથી તેનાથી તરત મહા ગ્લાની ઉપજી હૃદય । શ્વાસો શ્વાસ કમી થાય છે ને તેથી કોઇ કોઇ મરણ પામે છે માથાના દુખાવાવાળા કે નાખેડી ફૂંકવાની ટેવ વાળા તમાકુ સુંઘે છે પણ તેથી તેનું વ્યસન વળગે છે, તે પછી વિશેષ અને વારવાર સુંઘવાથીજ માથાના વ્યાધી તથા આંખનું તેજ કમી પડવાનો ભય રહે છે આ ચહી (ફેર)નું દરદ લાગુ પડે છે, માટે તેથી છેટું રહેવાય તો ઠીક છે

તમાકુ ચાવવાથી કે દાંત દેવાથી પણ વિશેષ અનગુણ ઉપજે છે, વળી ગુજરાતમાં તેને દેડ લોકો ફુંમારી ફુકારીને તેના પાનના પડા બધે છે તેથી વટથવું તો પડેલુંજ છે પ્રથમ હોકામા તમાકુ પીતા હતા, પણ હવે બીડીના કેરા ધુમાડા પીવામા આવે છે અને

તે વારંવાર પીવાના વ્યસનથી વહેલે મોડે ફેફસાં અને કંઠ નળીના શ્વાસ-કાસ, વાયુ માર્ગ સંકોચ, દમ, ક્ષય વિગેરે ઘણાં દરદો થતાં જોવામાં આવે છે. શોભા અને કાંતિ કમી થતી જાય છે. ઉત્સાહ હિન થતું જવાય છે અને તે વડે સ્નાયુઓ ઢીલા ને પોચા થતા જવાથી કોઇ પણ રોગને જલદી લાયક થતાં જઇએ છીએ. ઇત્યાદિ ઘણા અવગુણો ઉપજે છે. જેટલી દીવાસળીઓ બીડી પાછળ બગડે છે તેટલી બધી ઘર માટે જોઇતીજ નથી. દેશમાં વ્યસનીઓ વડે આ એક ટાઢું દેવાળું ચાલુજ છે

પાનપટી ખાવાનો ચાલ પ્રથમ મુખ્યત્વે દક્ષિણ દેશમાં પ્રવર્તમાન થયો હતો અને ત્યારબાદ આખા ભરત ખંડમાં વધતો રહેલ છે, નાગરવેલી પાન ઉત્તેજક છે અને કેરી નથી પાચકને રક્ત શોધક છે પરંતુ તે કાથા ચુના સાથે મુખ લાલ બનાવવા વારવાર મુખમાં ચાવી ચાવીને ખાવાથી તેનો ઓગાળ પેટમાં લેવાથી ચુના વડે હોજરીને ક્ષોભ (ગરમી) થતી જાય છે, ને તેથી જઠરા મંદ બની જાય છે અને કાથા વડે મળ કબજીઆતની વ્યાધી ઉત્પન્ન થાય છે. માટે ભોજન પછી ૧ પાનપટી કદાચ ખવાય તે હજુ ઠીક. -પરંતુ વારંવાર પાન પટી ખાવાના મહાવરાથી ઉપર મુજબ અવગુણો ઉપજે છે. બીજું કાથા મધ્યેનું કહેવાયું ને 'ટેનીન' તત્વ દાંતને ખરાબ કરનાર હોવાથી દાંતને નુકશાન પહોંચતું રહી છેવટે દાંત નકામા બની સડવા-પડવા લાગે છે. અંતે પછી ચાવીને થુંક મેળવીને અન્ન ખાઇ ન શકવાથી અજીર્ણ લાગુ પડી શરીરમાં રોગનાં બીજ રોપાય છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

સોપારી—ભોજન બાદ તેના આઠમાં ભાગની (૧ ટુકડો) ભુકો કે કટકા તરીકે જુની (૧ વર્ષ પછીની ને ૨ વર્ષ પહેલાની) ખાવી. વધુ તથા નવી હરગીજ નજ ખાવી. નવી સોપારીમાં પ્રુસિક એસીડ જેવું તત્વ હોય છે તે પણ તમાકુના જેવોજ અવગુણ કરે છે.

ઇતિશમ્

એમ. એલ શાહ

---

# યથાર્થ સુખ પ્રાપ્તિનો રહસ્ય ભુત ઉપાય.

સહુ કોઇ સુખોજ ચ્હાય છે. પરંતુ જે સુખનો ક્ષય ન થાય અને જેનો દુઃખનો લેશ પણ ભેળ ન હોય એવું અક્ષય અવ્યાબાધ સુખજ ખરું સુખ લેખી શકાય તેવું સુખ કેવળ મોક્ષમાંજ છે. તેવા સત્ય વાસ્તવિક સુખ માટેજ ખરા ત્યાગી વૈરાગી મહાત્માઓ ઉદ્યમ કર્યા કરે છે. યુક્તજ કહ્યું છે કે જેમાં વિષય વિરાગ જાગ્યો હોય, ક્રોધાદિક કષાયનો ત્યાગ કરવામાં આવતો હોય, સદ્ગુણો ઉપર અકૃત્રિમ પ્રેમ પ્રગટતો હોય અને હિતકરણી કરવામાં પ્રમાદ રહિત વર્તાતું હોય તે ધર્મ ખરેખર મોક્ષ સુખ મેળવવા અકસીર ઉપાય રૂપ સમજી ખાસ આદરવા યોગ્ય છે. જો કે અક્ષય અને અવ્યાબાધ સુખરૂપ મોક્ષને ભવ્યજનો ઇચ્છે છે અને તે માટે યથાશક્તિ તન મનથી અભ્યાસ-ઉદ્યમ પણ કરતા રહે છે પરંતુ તેની સફળતા સ્વયોગ્યતાના અનુસારેજ થવા પામે છે. એ નિર્વિવાદ સત્ય છે. જેમ વસ્ત્રની શુદ્ધિ કર્યા વગર તેના ઉપર યથાર્થ રંગ બેસી શકતો નથી અને ભૂમિને પેહેલીશ કર્યા વગર તેના ઉપર યથાર્થ ભીંડી શકતું નથી તેમ ચિત્તનાય પ્રકારની યોગ્યતા વગર મોક્ષ સુખ સહેજે પમાડે એવા યથાર્થ ધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી જેમ રોગી માણસને મળ શુદ્ધિ થયા વગર ગમે તેવું અમૂલ્ય ઔષધ લાગુ પડી શકતું નથી અને યથોક્ત ઉપાય વડે મળ શુદ્ધિ થયા બાદ તે તત્કાળ લાગુ પડી રોગનો જલ્દી અંત આણે છે, તેમ રાગ દ્વેષ-કષાય

અને મોહ મિથ્યાત્વ વિગેરે આંતર મળની શુદ્ધિ કરવા યથોચિત ઉપાય ભૂત સર્વ જીવતુ એકાન્ત હિતચિંતવનરૂપ મૈત્રી ભાવ દુઃખી જનોનું દુઃખ નિવારવા શક્તિ અનુસાર દૃઢ પ્રયત્ન કરવા રૂપ કરૂણા ભાવ, સુખ સમૃદ્ધિશાળી અને સદ્‌ગુણી જનોને અવલોકી તેમના સદ્‌ગુણોનું અનુમોદન તથા યથાશક્તિ અનુકરણ કરવા-રૂપ પ્રમોદ અથવા મુદિતા ભાવ અને ગમે તેવા કઠોર કર્મ કરનાર ઉપર પણ દ્વેષ લાવ્યા વગર તેમનું પણ હિત થાય એવો ઉપાય નજર લાગે તો તેને કર્મ વશ વર્તી સમજી તેના ઉપર માધ્યસ્થ ભાવ સેવવાથીજ યથાર્થ ધર્મને લાયક થઈ શકાય છે. અને ત્યારેજ યથાર્થ સુખનો ઉપાય હાથ લાગે છે.

ઇતિશમ્.

# અમેરિકાનાં વર્તમાનપત્રો.

આપણા દેશમાં વર્તમાનપત્રોની અવસ્થા કેટલી શોચનીય છે તે વાંચકોને ખબરજ છે, અને તેને માટે કેટલાંક કારણો વિદ્યમાન છે. હિન્દુસ્થાનના લોકોમાં વિદ્યાનો અલ્પપ્રચાર, ઉચ્ચ શિક્ષણના અભાવે તેઓની બનેલી ચારિત્ર્ય હિનતા અને હજારો વર્ષથી ઘર કરી બેઠેલાં આળસ અને ઔદાસિન્ય ઇત્યાદિ કારણોથી સામ્પ્રત સમયમાં આ દેશમાં એવી નિકૃષ્ટાવસ્થા પ્રાપ્ત થઇ છે કે તેથી આપણે અહીં જે સાર્વજનિક સંસ્થાઓ સ્થાપન થાય છે તે ખદ્યોતનાં અલ્પ કાળના તેજ પ્રમાણે અલ્પ કાળ ટકી છેવટે નામ શેષ બને છે. પ્રારમ્ભમાં આપણામાં એવી સ્ફુર્તિ હતી કે, હવે દેશનું દુર્દૈવ નાશ પામશે અને સુદૈવનાં શિખર ઉપર જલદીથી આરૂઢ થઇશું એવો ભાસ થતો હતો; પરન્તુ ત્યારબાદ કેટલેક કાળે શિથિલતા દેવીએ પોતાના ભક્તોનું અધિક કષ્ટ ન જોતા પોતાને શરણે લઇ લીધા. અને "ચાર દિનકી ચાન્દની ફિર અંધેરા ઘોર" એ હિન્દી કહેવતાનુસાર વર્તન થવા લગ્યુ

આપણા દેશનાં વર્તમાનપત્રો પોતાનાથી નિર્બળ જાતિના સાથે યુદ્ધ કરી પોતાનું અસ્તિત્વ કાયમ રાખવાને પ્રયત્ન કરે છે, પરન્તુ તેમાં તેના મોટાં સુદેવેજ તેને વિજય પ્રાપ્ત થાય છે. પુસ્તકને નિરાશ થઇ આ બાબત માટે વૈરાગ્ય ધારણ કરવો પડે છે અને તેઓનાં સામર્થ્યનો ઉપયોગ કરવા છતાં પણ તેમાં યશ પ્રાપ્તિ થઇ નહીં તો ધણાનાં થરમા મિટરનો પારો એટલી ડીગ્રી ઉપર ચઢી જાય છે કે, હિન્દુસ્થાનના લોકો દિવાના છે એમ કહેવ ને જરા પણ હરકત આવતી નથી. એવી રીતે બન્ને બાજુમાં દોષ છે, પરન્તુ તેમાં વિશેષ દોષ સૂક્ષ્મ દૃષ્ટિએ જોવા જઇએ તો શિક્ષિત વર્ગનોજ છે.

હિન્દુસ્થાનમાં પોતાનાં કર્તવ્યનું પાલન કરનારાં વર્તમાન પત્રોની ગણત્રી કરીશું તો તે આંગળીના વેઢા ઉપર ગણાય તેટલાંજ છે. કેટલાક પત્રોને તો આપણું કર્તવ્ય શું ? તેની ગમ પણ હોતી નથી અને તેનો કાંઇ વિશિષ્ટ કર્તવ્યમાર્ગ પણ દૃષ્ટિ ગોચર થતો નથી. ઘણાને તો પોતાની જવાબદારી અને પોતાના દેશ સંબંધી પોતાનું શું કર્તવ્ય ? એનું લેશ ભાન હોતું નથી. એવી સ્થિતિમાં શિક્ષિત વર્ગને માથે દોષનો સર્વ બોજો લાવવો એ યોગ્ય કહેવાય નહી. પ્રસ્તુત લેખમાં અમો અમેરિકાનાં વર્તમાનપત્રો વિશે થોડીક હકીકત વાંચક સન્મુખ રજુ કરનાર છીએ, તેનું અવલોકન કર્યા બાદ વાંચકને અમારા આ ઉદ્ગાર ની સત્યાસત્યતાનો નિર્ણય કરવાનું સુગમ થઇ પડશે.

અમેરિકામાં વર્તમાન પત્રોનું તેના દેશમાં જેવું પ્રભુત્વ છે, તેવું અન્ય કોઇપણ દેશમાં નથી એ કોઇપણ શિક્ષિત મનુષ્યને કબુલ કરવું પડશે ત્યાં સર્વ-સ્ત્રી પુરૂષો સદોદિત વર્તમાન પત્રોનુ અવલોકન કરે છે. અત્યંત દરિદ્રી મનુષ્ય હશે તે પણ તત્પ્રીત્યર્થે ચાર પૈસા ખર્ચ કરે છે ત્યા છાપખાનાનો સર્વત્ર ફેલાવ થયેલો હોવાથી ત્યાંના લોકોનાં વિચાર, કર્તવ્ય, અને જ્ઞાનનો પ્રચાર કરવાને વિલક્ષણ મદદ મળેલી છે. ત્યાંનું દરેક વર્તમાન પત્ર એટલે એકેક રાજ્યકીય પક્ષનું મુખપત્ર ગણાય છે, એવો તેનો દરજ્જો છે. અમેરિકાના લોકોનો વર્તમાનપત્રો ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ હોય છે. તે તેના શ્રદ્ધાળુ ભક્ત છે એવું કહેવાને કોઇપણ જાતનો પ્રત્યવાય નથી. એનું ખરું કારણ તપાસો તો ત્યા શિક્ષણનો વિશેષ ફેલાવો એજ છે. યુરોપમાં ઘણા દેશોમાં ઉત્તમ અને મધ્યમ શ્રેણીના પુરૂષોજ વર્તમાનપત્રોનું વાંચન કરે છે; પરન્તુ અમેરિકામાં મનુષ્ય માત્ર વર્તમાનપત્રો વાચે છે. કારણકે કોઇપણ દેશમાં તમે જોશો તો સામાન્ય માણસોનીજ વધુ સંખ્યા પ્રજા તરીકે હોય છે અને તેથીજ એ લોકો વર્તમાનપત્રો વાચવા લાગ્યા અને તેથીજ અમેરિકન વર્તમાનપત્રોનું ત્યા વિશેષ પ્રભુત્વ છે. અમેરિકન લોકોને વૃત્તપત્રો ધર્મો પદેશ પણ કરે છે અને રાજકીય વિષયની પણ હકીકતો પુરી પાડે છે.

જો વર્તમાનપત્રમા જગતના સર્વ જ્ઞાનનો ભંડાર ઓતપ્રોત ભરેલો હોય છે તેને શિક્ષણનાં અન્ય સાધનો કરતા વિશેષ ઉપયોગી સાધન માનવાને શાધ હરકત છે? એવાં પત્રો આગળ વ્યાખ્યાન મન્દિરો અને સાર્વજનિક સભાઓ પણ તુચ્છ છે. પુસ્તકોની યોગ્યતા પણ એની બરાબરી કરી શકતી નથી. કારણ કે પુસ્તકો એ વખતો વખત થોડા શોખીનો અને સસ્તવા દેતા એકનિષ્ટ ઉપાસકોને પ્રાપ્ત થાય છે, પરન્તુ દૈનિક પત્રો હમ્મેશ સર્વ લોકોને મળે છે અને તે વાંચી તેઓ પોતાના આચાર—વિચાર નિશ્ચીત કરે છે. ધર્મ, રાજનીતિ, અને સામાજિક વિષય એનો તાત્કાળીક લોકો ઉપર પ્રભાવ પડે છે. કારણ એવી અવસ્થામાં અધિક પરિશ્રમથી ગમે તે પોતાના મત પ્રમાણે ઉત્પન્ન થનારા વિચારોનું ઉત્તમ પ્રકારે મનન કરી શકે છે. જગતમાંના સર્વ દેશોની ઉન્નતિની તેને દરરોજ ખબર મળે છે ભિન્ન ભિન્ન દેશના મનુષ્યોને ભિન્ન ભિન્ન વિષય માટે શું મત છે તે તેઓ જાણી શકે છે અને જગતમાંની સર્વ બાબતોની ઉન્નતિથી તેઓ જાણકાર બને છે. અમેરિકામાં લાખ્ખો મનુષ્યો દરરોજ દૈનિક પત્રો વાંચે છે, એ ઉપરથી ત્યાં છાપખાનાના વિલક્ષણ પ્રચારથી જ્ઞાનપ્રવાહ સર્વત્ર કેવી રીતે વહે છે તેની થોડી ઘણી કલ્પના વાચકને થશે. પૂર્વે વર્તમાન પત્રો એટલે લક્ષ્મીપુત્રનાં ટેબલને શોભાવનાર વસ્તુ, કિંવા તેની ગમ્મતની વસ્તુઓ પૈકીની એક વસ્તુ ગણવામા આવતી; પરન્તુ હવે તે કાળ રહ્યો નથી. હલમા વર્તમાનપત્ર એટલે તે એક સાર્વજનિક સમ્પતિ છે એવી ભાવના દ્રઢ થઇ છે, તેના ઉપર જનસમાજનો પૂર્ણ અધિકાર છે અને તે સર્વ જનસમાજને માટેજ પ્રકટ કરવામા આવે છે; અને એ ઉદ્દેશથી તેની લેખન શૈલીનું અનુમાન કરવામા આવે છે. ત્યા લોકોને પસન્દ પડે એવા વિષયનીજ વિશેષ કરીને ચર્ચા કરવી એ અવશ્યનુ છે, અને તેથીજ અત્યંત તેજસ્વી અને ચિત્તાકર્ષક ભાષામાં તેની માંહી Sensationલ વાતનો ઉલ્લેખ કરવામાં આવે છે.

પ્રત્યેક પત્રના ચાર ઉદ્દેશ હોય છે. (૧) સામાજિક, રાજનૈતિક અને આર્થિક સ્થિતિ પ્રમાણે સાધારણ યોગ્યતાનાં વાચકના વિચાર પરિપક્વ થાય અને તેનુ ચારિત્ર્ય સુધરે ત્યા

પ્રયત્નો કરવા. (૨) અશિક્ષિત (અલ્પશિક્ષિત) મનુષ્યોનું ચિત્ત આકર્ષણ કરી વિદ્યાભ્યાસની તેનામાં જાગૃતિ ઉત્પન્ન કરવી. (૩) તરુણોને આદર્શ સેવક બનાવવા. (૪) રાષ્ટ્રીય બાબતોમાં સમયાનુકુળ પરિવર્તન કરી પોતાના દેશમાં હમ્મેશ અગ્રગણ્ય થવું. એ સર્વ ઉદ્દેશ તરફ વિચાર પૂર્વક જોતાં આપણને માલુમ પડશે કે વર્તમાનપત્રોમાં વાંચનમાં આપણે તેમાં છાપેલી ખબરોનુંજ મનન કરીએ છીએ એવું નથી, પણ એ પત્રમાં મુદ્રિત કરેલા વિચારોની આપણાં હૃદય ઉપર છાપ પાડે છે. તેવીજ રીતે વર્તમાનપત્રોની ભાવના અને વિચાર એ વાચકો ઉપરજ અવલંબેલાં છે. બીજી બાબત એ કે, સમ્પાદક જો લાયક મનુષ્ય હશે તો અતિ સાધારણ પત્રમાં પણ એવી રીતે લખશે કે, સાર્વજનિક મતમાં અને વિચારમાં ખાનગી વૃત્તિનું અનુમાન કરવું તદ્દન અશક્ય થઇ પડશે. એવી યોગ્યતા ઉપરજ તે પત્રની કાર્ય સફળતા મુખ્યતઃ અવલંબેલી હોય છે. એવાં યોગ્ય પત્રોની લેખન શૈલી ઉપરજ વાંચક વર્ગ મુગ્ધ બને છે.

ઉપરની દૃષ્ટિએ અમેરિકાનાં વર્તમાનપત્રો તરફ જોઇશું તો ત્યાં ઘણા લોકોનું વલણ પોતાના દેશમાંની રાજ પદ્ધતિ અને રાષ્ટ્રીય વિચાર એના તરફ વિશેષ હોય છે, એવું આપણને માલમ પડશે. એટલા માટે ત્યાં પત્રોમાં ઉપરના વિષયનો વિશેષ ઉહાપોહ કરવામાં આવે છે. એ વર્તમાનપત્રોના મતાનુસારજ રાજકિય પરિવર્તન, સભા અને કાઉન્સીલના સભાસદોની ચુંટણી પણ કરવામા આવે છે.

એ બાબત ત્યાંના વર્તમાનપત્રોનાં દિવસનુ દિવસ વધતાં જનારાં પ્રભુત્વને આભારી છે. ત્યાંના વર્તમાનપત્રો સર્વ સાધારણ લોકોના ઉપકાર તરફ દૃષ્ટિ રાખી પીવાનું પાણી, રસ્તાની સ્વચ્છતા, પ્રકાશની સુવ્યવસ્થા, અનાથોનું પાલન, વિદ્યોપાર્જનની સુવ્યવસ્થા વિગેરે બાબતોનો યોગ્ય રીતે બન્દોબસ્ત કરવા મોટી મોટી ચળવળો કરે છે. મ્યુનીસિપાલિટીની અનીયમિત ચુંટણી, ગરીબોની દુઃખદ સ્થિતિ ફેક્ટરીઓમાં બાળકો અને સ્ત્રીઓની સખત નોકરી, કૃષિ અને વ્યવસાય, વિગેરે બાબતોમાં આવતી અડચણો બન્ધ કરવા સારૂ અમેરિકાના પત્રો અવિશ્રાન્ત પરિશ્રમ કરે છે. અસમર્થને સમર્થના અત્યાચારથી બચાવવાને, વિધવાઓનું અને અનાથોનું પાલન કરવાને, અને ભૂકંપ, અગ્નિ વીગેરે દૈવી સંકટોમાં સપડાયલાં મનુષ્યોનું દુઃખ નિવારણ કરવા સારૂ ત્યાંનાં પત્રો હમ્મેશ પ્રયત્ન કરતા રહે છે; અને વળી અત્યન્ત પ્રશસનીય કર્તવ્યો બજાવે છે. એ પત્રો હમ્મેશ યોગ્ય પદ વિકારી અને સર્વેપ્રિય રાજ પદ્ધતિની તરફેણમાં હોય છે. વ્યાપારી વિષયના એ પત્રો નેતા બનેલાં છે. ન્હાના પ્રકારના ઝઘડા અને વાદવિવાદ એના વિકટ પ્રશ્નોનુ એ વર્તમાનપત્રે સમાધાન કરે છે.

અમેરિકન પત્રો પોતાનાં વાંચકને ન્હાના પ્રકારનું શિક્ષણ આપવું એ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજે છે. શિક્ષણની અસર મનુષ્યનાં વર્તન ઉપર થાય છે, તેથી પોતાની જન સમાજના લોકોને સુશિક્ષિત બનાવવા સારૂ, સર્વ પત્રોમાં રાષ્ટ્રીય અને સામાજિક ઉલ્લેખ અને યોગ્ય બાબતોનું વર્ણન પ્રકટ કરવામાં આવે છે. તેથી લોકોના આચરણ ઉપર એ વર્તમાનપત્રોનું અત્યન્ત વજન પડે છે; તેથી પત્રના સમ્પાદકોને પોતાની ખરી જવાબદારીનું હમ્મેશા ભાન હોય છે. અમેરિકામાં સ્વાતંત્ર્યનું સમ્પૂર્ણ આસ્રાજ્ય હોવાથી કોઇ પણ પ્રકારનો રાજકિય કિંવા સામાજિક ભેદભાવ વિદ્યમાન નથી. પ્રત્યેક અમેરિકનને સર્વ સાથે સ્વતર પ્રાપ્ત થાય છે; તેથી એ પત્રોનું મુખ્ય કર્તવ્ય એટલે પ્રજામતાત્મક વિચાર અને આચાર પ્રસ્થાપિત કરવા એજ હોય છે. અસ્તુ. આધુનિક અમેરિકન વર્તમાન

પત્રો એટલે સર્વોત્કૃષ્ટ શાસ્ત્રીય માહિતી, અને ઉપયોગી શિક્ષણ એનાથી પરિપૂર્ણ એવો સરસ્વતી ભંડાર કહેવાય। લેશ પણ અતિશયોક્તિ નથી.

સાર્વજનિક સિદ્ધાંત દઢ કરવા માટે પણ વર્તમાનપત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. જગતમાંના ભિન્ન ભિન્ન દેશો સાથે વ્યવહારિક સમ્બન્ધ ઉત્પન્ન કરવો, લોકોના સંકુચિત વિચારો ઉદાત્ત બનાવી અન્ય દેશીય લોકોને વિષે સહાનુભૂતિ ઉત્પન્ન કરવી, જગતના સર્વે દેશોના આચાર વિચારનું દિગ્દર્શન કરવું, તેના વૈય્યક્તિક પક્ષની છતીશ્રી કરવી, વિગેરે કામો ત્યાં વર્તમાનપત્રો તરફથી થાય છે. અમેરિકન વર્તમાનપત્રો એટલે માનસિક સામર્થ્યનાં મૂર્તિમંત ઉદાહરણો છે. કારણ કે તેના યોગથી ભિન્ન ભિન્ન રાષ્ટ્રમાં વમૈનસ્ય કિંવા ઐક્ય સ્થાપિત થાય છે. જગતમાંનાં સર્વ સુધરેલાં રાષ્ટ્રની પાર્લામેન્ટો અને મંત્રી મંડળો એનું પ્રજા તરફ હમ્મેશ નીરિક્ષણ કરાવવા માટે મોટમોટા રાજકર્તા ઉપર એ પત્રોનું વજન પડે છે, અને હમ્મેશ તેઓ પોતાનો વિચાર અમલમાં મૂકતાં પહેલાં લોકો ઉપર તેની શું અસર થશે, તે તેઓને પૂછવામાં આવે છે.

અમેરિકન વર્તમાનપત્રોના આ પ્રસ્તુતનું કારણ ત્યાંના લોકોની પ્રકૃતિ છે. ત્યાં લોકોના મતાનુકૂળજ ત્યાંનાં વર્તમાનપત્રોનો જન્મ થયો છે, અને તે સર્વે સાધારણ લોકોના મતાનુકૂતાથીજ અસ્તિત્વ આજ પર્યંત વિદ્યમાન છે.

સૌરભ–સદન (સુરત) આદ્રા કાર્તિક પ્રાણમા } અમ્બેલાલ સવરામભાઇ દેસાઇ.

# જર્મનીનો યુવરાજ.

એક પ્રસિદ્ધ અંગ્રેજ ગ્રંથકારે કેટલાક સમયપર એવું કહ્યું હતું કે જે વખતે જર્મનીનો યુવરાજ સિંહાસનપર બેસશે–તખ્તનશીન થશે તે વખતે જર્મનીમાં શાંતિમય રાજ્યની સવાર થશે તે વખતે જર્મન લોકોને વિશ્રાંતિ સેવાનો અવકાશ મળશે. સમ્રાટ કેસરના શાસન કાલને વાસ્તવિક રીતે વિપ્લવકાલ કહેવો સત્ય છે. સમ્રાટ કેસર જ્યારથી ગાદીપર બેઠા છે ત્યારથી એને એવી લાલસા થઇ રહી છે કે અન્ય યુરોપિય શક્તિને પદ-દલિત કરીને એક ચક્રવર્તિ રાજા થવું. એવા સુખ સ્વપ્નમાં પોતે તથા પોતાની સાથે અન્ય રાજ્યકર્મચારિઓએ ન જાણ્યો દિન કે ન જાણી રાત. પરંતુ યુવરાજનો શીલ સ્વભાવ જોઇ એવી આશા થાય છે કે જર્મન લોકોને આમઝ જતાં સુખપૂર્વક પોતાનો સમય વ્યતિત કરવાનો અવસર મળશે.

યુવરાજનું શરીર લાંબુ પણ કૃશ છે. જેનાથી એમ જણાય છે કે એમનામાં શરીર બળ બહુ ઓછું હશે પણ તેમ નથી. સમ્રાટ કૈસરની માફક પોતાનો ચેહરો અતિ ગંભીર નથી પણ બહુ હમસુખો છે. બાળકોની માફક કદી કદી પ્રસન્ન થઇ હસે છે. એમનું હૃદય બહુ દયાળુ છે. એ એમનું પરમ આભુષણ છે. એમને ગાવા વગાડવાનો બહુ શોખ છે. નમ્રતા અને પ્રેમ પણ એમનામાં ઉંચા દરજ્જાના છે. થોડા સમય ઉપર પોતે એક સાધારણ મનુષ્યને ત્યાં ભોજન માટે પણ ગયા હતા.

મોટર ગાડીને બહુ વેગથી ચલાવવાનો એમને ઘણો શોખ છે વળી પોતે એટલા કોમળ હૃદયના છે કે એકવાર પોતાની મોટરને રોકીને

એક અનાથ અને દુઃખી માણસને સડકપરથી ઉઠાવી મોટરમાં બેસાડી તેને દવાખાનામાં મુકી આવ્યા હતા. સન ૧૯૦૫માં યુવરાજનો વિવાહ થયો હતો. એ કાર્ય પોતે સ્વેચ્છાનુસાર કર્યું હતું જો કે રાજા મહારાજામાં હંમેશાં પોતાની રુચિ અનુસાર વિવાહ થાય છે પરંતુ યુવરાજનો વિવાહ એક આદર્શ હતો.

વિવાહ સંબંધી અનેક પ્રશ્નો પર વિચાર ન કરતાં માત્ર સૌંદર્ય અને પ્રેમને વશ થઇ તેમણે જર્મનીના પ્રિન્સિસ ડચેચ સિસિલીની સાથે લગ્ન કર્યું હતું. કેમર કદાચ આ સંબંધમાં નાખુશ હશે હાલમાં એમને ચાર પુત્ર છે વિવાહ થયા પછી અને સંતાન થયા પછી પણ યુવરાજ જર્મની વાળાની નજરમાં આવ્યા નહિ. પણ હાલ તો તે સર્વને પ્રિય થઇ પડયા છે. હાલમાં કેટલાંક અંશ એમનામાં એમના પિતાના પ્રતિબિંબ રૂપ જણાય છે. અને કેટલાક ગુણો એવા છે કે જે સ્વતં સમ્રાટમાં પણ જોવામાં આવતા નથી.

રાજ્ય સંબંધી કાર્યોમાં યુવરાજનો સ્વભાવ બહુ તિવ્ર છે. સેનામાં પોતે એક ઘોડેસ્વાર છે એમનામાં સાહસ તો એટલું બધું છે કે જેનું વર્ણન પણ થઇ શકે નહિ. એકવાર કોઇને પૂછયા વિના જેપલીન વાયુયાનમાં સ્હેલ કરવા ગયા હતા. વળી બીજે વખતે એક વાયુયાન વાળાની સાથે હાર જીતની સરત કરવા માટે વાયુયાનમાં ઉડયા હતા. એ સઘ્ળુ વાતો સમ્રાટને બહુ દિવસ પછી માલુમ પડી હતી.

સન ૧૯૧૦-૧૧ મા જે વખતે યુવરાજ હિંદુસ્તાનમાં આવ્યા હતા તે વખત શિકાર ખેલવાની તેમની ચમત્કૃતિ જોઇ લોકો એમ કહેતા હતા કે એઓ વાસ્તવિક રીતે બહુજ નિડર શિકારી છે. ખેલવુ કુદવું વગેરે કસરતો તરફ એમનો પક્ષપાત છે. અને તે માટે પોતે વખતો વખત બહુ સમય લે છે. એમની ચાલ જોઇ જર્મનીવાળાઓને સદેહ થાય છે કે સૈનિક કાર્યોમાં એઓ બહુ ઢીલા હશે પણ તેમ નથી. સેનામાં પોતે બહુ ઉત્સાહથી કામ કરે છે, અને એમની કાર્ય દક્ષતા અને ઉત્સાહને લીધે પોતે હાલ ફોજના કર્નેલ છે.

યુવરાજને પોતાની પત્ની તથા છોકરાં તરફ અધિક પ્રેમ છે. પ્રસિદ્ધ યોદ્ધા નેપોલિયનને એઓ પોતાના ઉપાસ્ય દેવ સમજે છે, અને પોતાના મહેલમાં નેપોલિયનની જાત જાતની અગણિત છબી ઠેકાણે ઠેકાણે રાખી છે.

ઉપર જણાવવામાં આવ્યુ છે કે એમનો મનુષ્ય પ્રેમ અકથનીય છે. એક વખત હિંદુસ્થાનમા શિકાર ખેલતાં ખેલતા જ્યારે પોતે રાજ્ય પ્રાપ્તિનું સુખ સ્વપ્ન જોવા લાગ્યા તે વખતે પોતે પોતાની રોજનીશીમાં એવા અમૂલ્ય શબ્દ લખ્યા હતા કે "મને મારા પરમ પૂજ્ય પૂર્વજ ફ્રેડરિકના વાક્યોમાં પૂર્ણ વિશ્વાસ છે અને તેને હું અક્ષરશઃ માનવાને તૈયાર છું કે પોતે પોતાની ઇચ્છાનુસાર સુખ સંપત્તિ તથા મુક્તિની પ્રાપ્તિને માટે પ્રત્યેક સાધારણ મનુષ્યને પણ પૂર્ણ અધિકાર આપવો ઉચિત છે."

શારદાસદન, સુરત. } મ. ત્રિ. ભટ્ટ.

# હું નહીં બોલું !!

( પ્યારીનો ગુસ્સો. )

## પહેલી મુલાકાત—મળવાની તૈયારી.

લેખકઃ—શ્રીયુત જી. પી. વાસ્તવ. એમ. એ. એલ. એલ. બી.

" શા માટે બોલું ! હા, હા, બોલાવ્યા વિના કેમ બોલું ? મને તે શી પડી છે ? એ મનેજ જાણે મ્હોડું મોટું કરતા આવડે છે ! વાત વાતમાં ચીરડાઇ જાય છે અને જાણે જરા વારમાં બગડી જવાની ટેવજ પડી ગઇ છે; શું મ્હોડુ મોટું કરે નહિં તો ખાધુ પચે નહીં કે ? બહુ સારૂ, એ પણ ખરી, ના વાત કરે તો બલાથી, જોઉં તો ખરી કે ક્યાં સુધી બોલતા નથી ? શું મારા મા નથી કે બાપ નથી કે ઘરબાર નથી કે એમજ આકાશમાંથી ઉતરી પડી છું ? કે મ્હારી તરફ ઘડી ઘડી રોષ ભરી નજરે જોયા કરે છે ? હું શા માટે કોઇની સહન કર્યા કરૂં છુ ? કોઇથી ઉતરૂં એમ છું ? મારામાં કંઇ વાતની ઉણપ છે ? રીસાયા છે તો ભલે રીસાયલા રહે, હું તો કંઇ મનાવવા નથી જતી, મને પણ રુસકેરાતા આવડે છે. મને પણ છીકી જતા આવડે છે. એ હજી શીખે છે, એ તો કેવલ મ્હોડુંજ બદલી જાણે છે પણ નટખટ ઘણા છે અને હું...? નખરાની વાતો વેશ્યા જાણે, અમે વહુ દીકરીઓ શું જાણીએ ? હું તો સીધી એક માર્ગે જનારી ભોળી છું, તે આજ ઝોક પર ભૂલ્યા છે ઠીક, ઠીક, જે સમજ્યા છે તે ભલે સમજી રહે તેની મના કોણ કરે છે ? ભોળી કહે છે તો તેમ, પૂતલી કહે છે તો ભલા તેમ, એમની મરજીમાં આવે તે કહે, હું ક્યાં કોઇની જીભ પકડયા કરૂં ! ઉં હું ! પકડીને પણ શું કરીશ ! બીજું કરવા માગું તો કરી પણ શું શકું ! પણ હા, હવે એમને માલુમ પડશે કે જેટલી સરળ છું તેવી નટખટ પણ છું, ઠીક, જ્યારે એ તાણે છે તો હું પણ હવે તાણીશ, તમે ખેંચાયા છો તો હું પણ હવે ખેંચાઇશ; એજ ઠીક છે, એ નહીં બોલે તો હું શા માટે બોલાવું ? એ એવો ફાંકો રાખે છે કે હું મનાવીશ, આહા, હા, હા, કેમ મનાવું નહીં હું ? હું ? અને વળી એમને મનાવું ! મ્હોં ધોઇ રાખે મ્હોં ! જે થઇ ગયું તે થઇ ગયું, હવે હુ કંઇ મનાવવાની નથી, એ કેમ મને મનાવતા નથી ? એકાદવાર એમના હાથથી હાથ મેળવ્યા એટલે એવુંજ માની લીધું છે કે વારંવાર પગે લાગ્યા કરીશ, વાહરે, તમારી સમજ વારી જાઉં તમારી એવી સમજપરથી ! તે છે તો મોટા, હા, મનાવવા આવશે એવી ઉમેદ રાખી બેસી રહ્યા છે. નહીં તો શું ? ભલે બેસી રહે, પણ એટલું નથી જાણતા કે પોતાનેજ મનાવવા આવવું પડશે. એકવાર નહીં પણ સોવાર મનાવવી પડશે બસ, હું જરા તણાઇ રહું એટલે પોતે દોડતા આવશે, હાથ જોડશે, ખુશામત કરશે, પણ હું...નહીં બોલું તે કંઇ પણ સમજાવશે પણ નહીં પીગળીશ, અંચલ પકડી મારી તરફ જોશે તો હાથ છુટાવી લઇશ, સ્હામે આવશે તો નજર બદલી નાંખીશ હસાવવાને હાથ લંબાવશે તો હું આંગળીઓ મરડી નાંખીશ, પણ હું નહીં બોલું. સ્હામે આવી મ્હારા મ્હો સ્હામું નજર મારશે તો આંખ બંધ કરીશ, હસવું આવશે તે મ્હોમાં સમાવીશ. હોઠપર સ્મિત આવશે તો દંત નીચે કચડી રાખીશ.

ચીમટી દેશે તો છટકીને દૂર થઇશ, અને જો વધારે રકઝક કરશે તો ઉઠીને ચાલતી પકડીશ પણ હાથ નહીં તો સાડી તો જરૂર પકડી લેશે ! હું હાય કરી બેસી જઇશ પણ—બોલું તો નહીંજ. હા, હા, જીભપર

જાણું તો છે પણ આ હોઠ કંઇ દગો નહીં દઇ દે ! હું બનું તો બનું પણ આ આંખોને શું કરીશ ? તે જમાવેલી બાજી ધૂળમાં ન મેળવી દે ! મનનો મારે વશ છે તો બધા નજરની શી તાકાદ છે કે બ્હેકી જાય ? જ્યાં ફેરવીશ ત્યાં તે ફરશે જેમ નચાવીશ તેમ તે નચશે અને કદિ કંઇ ભૂલ થાપ થઇ ગઇ તો નીચેજ જોઇ રહીશ. એ છેડશે તો ખરા, ભલે છેડયા કરે, સાંભળે છે કોણ ? ભલે એ લાખ રીતે સમજાવે પણ હું એવી નાદાન નથી કે એમની વાતોમાં સપડાઉં ! એતો સેંકડો વાનો કરશે, ચેષ્ટા કરશે, મનાવશે, ફોસલાવશે, રીઝવશે, પણ...ઉં હું હું હું નહીં બોલું, એ મારા હાથને પોતાના બીજે હાથ વચ્ચે દબાવશે, મારી બંગડીઓ ફેરવ્યા કરશે, મારી જડ કહાડશે ને વળી ફરી પહેરાવશે, પગના અંગુઠાથી મારી આંગળીઓ દબાવશે, મારી હસ્ત અંગુલિઓ મ્હોમાં લઇ કરડવાની ચેષ્ટા કરશે, હું શી ચ્હઇ......કરી રહી જઇશ, પણ બોલીશ નહીં. ગ્લાસમાં આંગળી બોળી મારા મ્હોં પર છાંટા નાખશે, પછી તેને પોતેજ લુછવા જશે ત્યારે હું મ્હોં ફેરવી નખીશ. એ માથા પરથી સાડી કહાડી નાંખશે, મારા વાલો વીખેરી નાખશે, મારી લટોને હાથમાં લઇ ફરી ફરી ચૂમશે પણ હું...નહી બોલું. એ મારા ખોળામાં માથું મૂકી સુઇ જશે.મારા ગાલો પર રૂમાલથી કોમલ થાપટો મારશે, મારા ગળામાં બન્ને હાથ નાંખી પોતાના મુખારવિંદ તરફ મ્હને ઝુકાવશે પણ હું......નહિ બોલું. અધરચુમ્બન કરશે, મને હલહલાવશે, મારી ચિબુક પકડી મ્હોડું હલાવશે પણ હું ....નહીં બોલું.

અરે ! એ આવી પહોંચ્યા ! આટલા જલદી? હું જરા બની ઠનીને તૈયાર થઇ રહું ? પણ હુશિયાર થાઉં કેવી રીતે ! આ ભવાંઓ મ્હડતાજ નથી. હાય ! હય ! શરીરની ચેષ્ટાંઓને કેમ રોકું ? અરે ! આમ એકાએક મને શું થઇ ગયું ? હમણાં તો સારી મજેહતી હતી. તે મરડાટ ક્યાં ગયો ? તે લટકો ક્યાં ગયો ? હવે કરૂં શું ? ગુસ્સાના કોઇ પણ મનાવશે પણ રીસાઉં શું મારૂં કપાળ ! આ હૃદય જાગ્યું તો બાજી બગાડી દેશે. અરે, બા, મ્હારાથી એ પ્રેમ પડો ન ભજવાય ! એ ખૂબ પડી, આ બૂટના ઠપકો થડકાટ સંભળાય છે, હા, હું ઓસીકા પર મ્હોં સંતાડું, પછી તે કંઇ કહે, પણ હું......નહીં બોલું, નહી બોલું, નહી બોલું, અરે ! એ કોણ છે ? અહ ! જાઓ, મને એ ઠીક નથી લાગતું ....."બસ" ! જાઓ તમે તો ઘણા પેધા છો, હાય !"

---

# દામ્પત્ય સુખમાં એક વિઘ્ન.

(૧)

એક દિવસ અમારા કુટુંબના જોશી મહારાજના કહેવા પરથી ખબર પડી હતી કે જન્માક્ષરમાં મેળ આવેલો હોવાથી મારો વિવાહ દિવાન બહાદુર સુંદરલાલની રૂપવતી કન્યા શ્રીમતિ સાથે થયો હતો. દિવાન બહાદુર જ્યોતિષ શાસ્ત્ર તરફ આસ્થાવાળા હોવાથી તેમણે પોતાની કન્યાના વિવાહ સમ્બન્ધમાં ગ્રહોના મળતાપણા તરફ વિશેષ ધ્યાન આપેલું જણાતું હતું.

મારા પિતા ડિસ્ટ્રીક્ટ કોર્ટમાં નાઝરની જગ્યા પર હતા. તથા તે સાથે અમને કેટલીક વતનદારીની આવક પણ હતી. તો પણ આ પ્રસંગે ખાસ જણાવવુંજ જોઇએ કે દિવાન બહાદુરની સરખામણીમાં તે એક સાધારણ વ્યક્તિ તરીકેજ ગણાતા હતા. પણ આ તફાવત

માત્ર દરજ્જે તથા બહારના માનપાન પુરતોજ હતો. બાકી કુટુંબની તથા કુળની આબરૂમાં, તથા અમારી એકંદર આવકના પ્રમાણમાં દિવાન બહાદુરની સાથે સરખામણી કરવામાં બીજી કોઇ રીતે હમો ઉતરતા ન હતા.

વિધિનો યોગ કહો કે પછી ગમે તે કારણથી મારા લગ્ન શ્રિમતિ સાથે થયા.

જન્મ પત્રિકામાં આવો મેળ આવેલો છતાં પણ મેં જોયું તો શ્રીમતિનો સ્વભાવ મારાથી મળતો આવતો નહતો. અમો ઘણી બાબતમાં એક બીજાથી જુદા પડતા હતા. તેનામાં અસાધારણ રૂપ હતુ, તેમ તે સારૂં ભણેલી પણ હતી પણ દિવાનની પુત્રી હોવાના કારણે ઘણી અભિમાની હતી, અને એ અભિમાનના કારણથીજ અમારા પ્રેમના પ્રથમ પરિચ્છેદમાં મને તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થતો હતો. અને એ સમયનું એનું રૂપ, વિદ્યા, તથા એના કમનિય કટાક્ષ, એમાંનું કાંઇ પણ મને પ્રિય લાગતું નહોતું. અરે! એ પોતાને માત્ર દિવાનની પુત્રીજ ગણતી હોત તો તેથી કાંઇ મારે વિશેષ નાખુશ થવા સરખું નહોતું પણ મારો રોષ ફકત એટલોજ હતો કે તે મને એક સાધારણ નાઝરનો પુત્ર સમજતી હતી.

તેની સાથે હવે મને હમેશાં ઝઘડો થવા લાગ્યો અને સાચી રીતે કહું તો એ કલહમાં ઉત પણ હમેશા તેનીજ થતી જણાતી, અને કજીયા પછી હું હમેશાં દ્રઢ નિશ્ચય કરતો કે જ્યાં સુધી તે મારી માફી માગે નહીં ત્યાં સુધી મારે તેની સાથે બિલકુલ બોલવું નહીં. પરંતુ સૌંદર્યના સુંદર તથા નાજુક પડદા નિચે ઢંકાઇ રહેલી, કઠોરતાની મુર્તિરૂપ મારી સ્ત્રી મારી કાંઇ વિશેષ દરકાર કરતી ન હતી.—

તેનામાં ગુણ પણ અનેક હતા, ક્રોધના વખતમાં પણ તે મારૂં દરેક કામ પોતાના હાથથી અને તેપણ ઘણીજ કાળજી પુર્વક કરી જતી હતી. પણ તે માત્ર યોગ્ય ભાવ ધારણ કરીનેજ કરતી હતી. અને મને તે સર્વ મારા પ્રત્યેના પૂર્ણપ્રેમ ભાવથીજ થતા જણાતા હતા. મારા ઓરડાની સ્વચ્છતા, મારા વસ્ત્રોની સુવ્યવસ્થા, અને મારી તૃપ્તીનુસારનુ, મિષ્ટ મધુર ભોજન, આ બધુ તે કદીપણ બીન ચુક કર્યા કરતી. ક્રોધ સમયના માત્ર બેજ પ્રધાન લક્ષણ દેખાવ દેતાં હતાં, એક અબોલાપણું અને બીજું અલગ શયન. આ સિવાય બીજો કાંઇ ફેરફાર જણાતો ન હતો.

તેની આ પ્રમાણેની યોગ્ય સેવાનો હું ક્યાં સુધી તિરસ્કાર કરી શકું, છેવટે મારૂં હૃદય તેની તરફ પીગળ્યું. અને ખરેખરૂં કહું તો તેનું રૂપ મને અદભૂત રીતે આકર્ષી કર્યું હતું. અને કોઇ કોઇ વાર હું મારો નિશ્ચય ભુલી જઇ તેનો સુંદર નાજુક હાથ પકડી લેતો અને તે શરમાઇ જઇને હરત છોડવવાનો યત્ન કરતી હતી છતાં પણ મારા કંઇક કહ્યા પછી તુરત મારી પાસે બેસી જતી. આવા સમય વખતે તેનું રૂપ દ્વિગુણિત થઇ જતું જણાતું હતું અને કંઇક તેના સ્વભાવથી, અને કાંઇક તેના વિજયગર્વની પ્રફુલ્લતાના, કારણથી તે સમયે મને માલુમ પડતું હતું કે તેનામાં કઠોરતાનો લેશ પણ અંશ નથી, પણ પાછો બીજેજ દિવસે અથવા તો કદિ કદિ તેજ દિવસે એ ભ્રમ ખોટો જણાતો હતો અને તે સાથે આવા અલ્પ મેળાપ પછી તો દિર્ઘ કલહ આવી ખડો થતો હતો.

ન્યાય ખાતામાં અયોગ્ય રીતિથી સંપાદન કરેલો પિતાજીનો દ્રવ્ય સંચય અમારે માટે કાંઇ શુભ ફળદાયક નીવડી શક્યો નહીં.

મેટ્રિકમાં હું ત્રણ વખત ફેઇલ થયો અને છેવટે ચોથે વર્ષે મેં માંડ માંડ યુક્તિ પ્રયુક્તિથી મેટ્રિક પાસ કરી એ વખત સુધી પિતાજીની શારીરિક સંપત્તિ સુદ્રઢ હોવાથી તેમણે મારી ઇચ્છા ન હોવા છતાં પણ મને કોલેજમાં મોકલ્યો. કોલેજમા હું એકંદર ચાર વર્ષ રહ્યો

પણ પી. ઇ. માં પાસ થઇ શક્યો નહીં તેમ કોલેજમાં રહીને અંડર ગ્રેજ્યુએટ Under Graduate) પણ થઇ શક્યો નહીં. પણ માત્ર મોજ શોખ અને ફાજલ ખર્ચમાં હું સારો હુંશિયાર બની ગયો.

બ્હેન શારદાના લગ્ન પ્રસંગમાં પિતાજીએ હજારો રૂપીઆનો ખર્ચ કરી નાંખ્યો અને લોકોમાં તથા સંબંધીઓમાં ચાબરો માન મરતબો વધારવા તેમાં કંઇક રકમનું કર્જ પણ કરવું પડયું, પરંતુ કર્જ અદા થવા અગાઉ બ્હેન શારદા અચાનક વિધવા થઇ ગઇ અને કર્જનો બોજો હજી કાયમજ રહ્યો હતો.

છેવટે મેં ડિસ્ટ્રીક્ટ પ્લીડર થવા તૈયારી કરવા માંડી. જે વખતે હું એવિડન્સ "એક્ટ શીખતો હતો તેજ વખતે મારે મારી પત્ની સાથે કજીઓ પણ થયે જતો હતો. આના પરિણામમાં હું કાંઇપણ આગળ શીખી શકતો નહતો પણ જે કાંઇ વાંચતો તે ભુલતો જતો હતો.

વિવાહ અગાઉ પણ હું કાંઇ ભણવામાં અહુ ચાલાક નહોતો તેમ મંદ પણ નહોતો પણ હવે તો લફરું પુઠે લાગેલું જણાવાથી તેમ પિતાજીના ધન માટે કંઇક નિરાશા ઉત્પન્ન થવાથી પ્લીડરની પરિક્ષામાં પાસ થવા માટે એક નહીં પણ અનેક વિઘ્નો જણાતાં હતાં, છતાં પણ બની શકતો દરેક યત્ન હું કરી રહયો હતો. અને સર્વની માથી તે આશા દેવી મને ધિરજ આપતી હતી કે આ વખતે નિયમમાંથી અપવાદ થવો મારે માટે અસંભવિત નથી.

૩

પત્નીના અતિ-કઠોર વ્યવહારથી ખિન્ન થઇ મેં પ્રશસ્ત માર્ગને છોડી દઇ સાંકડી ગલીઓમાં હવે ફરવું શરૂ કર્યું. અને મિત્ર મંડળીમાં ભેગા થઇ આનંદ મેળવવાના નવા નવા પ્રકાર શોધવા માંડયા.

ત્રણ વખત આ પીવાની તથા એક એક્ષ બીમારીના કુંવાની "સ્પીર" તો કોલેજમાં રહીનેજ મેં પ્રાપ્ત કરેલી હતી અને હવે એથી આગળના પાઠ ચાલુ કર્યા.

તે દિવસે પવિત્ર સરિતાના તટપર "ઇવનીંગ" પાર્ટી હતી. મંડળીના દરેક સભ્યના ખર્ચમાંથી ભોજન પાર્ટી પણ ઠરેલી હતી ભોજન સાથે મધ ની બાટલીઓ પણ તૈયાર હતી અને વળી નાચને માટે ગુણીકા પણ હાજર હતી આ પ્રમાણે અમારી મંડળી પુણ્યવાન મનાતી પવિત્ર સરિતાના તટપર બેસી ભક્ષાભક્ષ પદાર્થો ઉડાવવા લાગી. પ્રથમ શરૂઆતમાં થોડુએક મદ્યપાન થયું અને મદ્યે ગયે કંઇ કંઇ ખાવાનું પણ ચાલતું હતું. દશ વાગ્યા બાદ જ્યારે ચાંદની પુર બહારમાં ખીલવા લાગી એટલે પછી ભોજનનો આરંભ થયો. ભોજન સમાપ્તી બાદ બાર વાગે ગુણીકાના નાચ ગાનનો આનંદ શરૂ થયો અને તેથી પુણ્યવતી સરિતાનો તદન શાંત તથા નિસ્તબ્ધ તટ આનંદમય થઇ રહ્યો, છતાં પણ તેનો પ્રવાહ તદન શાન્તિથી વહ્યો જતો હતો વળી ચંદ્રનીના પ્રકાશથી સરિતાની નીલ સાડી વધુ ઉજ્વળ બની રહી હતી. અને તારાના પ્રકાશથી તેની વેલબુટ્ટીઓ ઓર આનંદ આપતી હતી.

પુણ્યમયી સરિતા અનેક વખત જોએલી છતાં આજની સરિતા બિલકુલ જુદીજ લાગતી હતી મધની ગુલાબી નિશાની લ્હેરમાં પુણ્યમયીના પ્રવાહ સંબંધી જે જે અદભૂત ભાવ મનમાં ઉત્પન્ન થતા હતા તે અપૂર્વ હતા અને વારંવાર મનમાં ખેદ થઇ આવતો કે આજ સુધી આ ગુલાબી મઝાનો લાભ કેમ ગુમાવ્યો? અને અન્તરમાં સ્હેલાઇથી મળી શકતી બાટલીઓનું આસ્વાદન કરવાની ભૂલ કેમ કરી? આ બધું વિચારતાં મનમાં પશ્ચાતાપ થવા લાગ્યો.

મોડી રાતે ત્રણ વાગ્યાને સુમારે હું પાછો મારા ગૃહ પ્રતે આવ્યો અને

પની હજી સુધી જાગ્રત રહી આ. "આશ્ચર્ય ઘટના" પર ખિન્ન હૃદયથી વિચાર કરી રહી છે. અને મને જોતાં તેણે એક નિશ્વાસપૂર્ણ શ્વાસ લઇ મારાં તરફ તીવ્રદ્રષ્ટિ ફેરતાં બત્તી એકદમ બુઝાવી દીધી અને પોતાના હમેશના નિયમ પ્રમાણે મૌન ધારણા કરી તથા મ્હોડું ઢાંકી દઇ નિંદ્રાધીન થઇ હું પણ આજ સુધીમાં આટલો મોડો કોઇ વખત પણ આવેલો ન હોવાથી ચુપચુપ સુઇ જવા લાગ્યો. મિત્રોની સોબતથી બાર તો સહેજમાં થઇ જતાં. પણ ત્રણ વાગ્યા સુધીનો આ પહેલોજ પ્રસંગ હોવાથી મારાથી કાંઇપણ તેની સાથે બોલવાની હિંમત થઇ શકી નહીં.

૪

દારૂની હલકી નિશાએ મને જે આનંદના ધખાગમાં નાંખ્યો હતો તે આનંદ કાંઇ ફરી મળી શકતો નહતો અને તે આનંદને મેળવવાને મેં ફરી ફરી મદ્યનું પાન કર્યું પણ સઘળું ફોકટ. તે આનંદ ! તે ઉત્તેજના પુર્ણ હર્ષ, હું ફરી મેળવી શકયો નહીં અને એ આનંદના ધખારામાં હું પાકો દારૂડીઓ બની ગયો. દર રોજનું પ્રમાણ વધારતાં હું અરધીથી આખી બાટલી સુધી જઇ પહોંચ્યો. અને તેથી કંઇક નિશા પણ રહતી. હસવું પણ આવતું. અને જીવ પણ ખિલેલો જણાતો અને કંઇક વખત આનંદના ભાસ જેવું જણાતું પણ પાછો થોડાજ વખતમા ખિન્નતા અને ઉંઘથી આંખો ભારે થઇ જતા અને વિશેષમાં શરીરની શીથીલતા સાથે મન ઢીલું થઇ જઇ માથું દુખવાનું શરૂ થઇ જતું પણ આ કલ્પીત આનંદની ખાતર જે ઝેર મેં ગળે લગાવી રહ્યો હતો તે કાંઇ આથી છુટી શકતું નહોતું.

એક દિવસ નિશાની ધૂનમાં બહારથી આવ્યા બરોબર હું મારી પત્ની સાથે લડી પડયો. તેણે કહ્યું કે " તમે પશુ છો, " અરે, પશુથી પણ વધારે ખરાબ છો કારણ કે પશુ પણ દારૂ પીતા નથી અને તમે તો બ્રાહ્મણ પુત્ર થઇને પણ અનહદ દારૂ પીઓ છો અને તેની નિશામાં મારી સાથે લડો છો અને ઝઘડો કરો છો, ખશો મારાથી દુર જાઓ."

મેં પણ નિશાની લ્હેરમાં તેને મનમાં આવ્યું તેવું સારૂં નરસું કહી સંભળાવ્યું. પણ તે બીજું કાંઇ પણ બોલી નહીં તેના આ વખતના શબ્દોએ તથા તે સાથેના તેના મૌન ભાવે મારૂં હૃદય એકદમ પીગળાવી નાંખ્યું. બાકી ગુસ્સાના આવેશમાં મનમાં તો એમ થઇ આવતું કે મારા આ તિરસ્કારની એને બરાબર સજા ચખાડું અને રેશમી સાડીમાં ઢાંકેલા એના ગુલાબી ગાલની લાલીમાં કંઇક વધારો કરૂં. પણ એની વાતની ચાલાકીએ મારી નિશાને કંઇક ઉતારી નાંખી હતી અને તેથીજ મારા ભગ્ન હૃદયમાં નીતિ તથા જ્ઞાનની સ્નિગ્ધ રેખાનો ઉદય થતો જણાતો હતો. તે સાથે એ પણ વિચાર થયો કે આ પર હાથ ચલાવવો એ તદ્દન જંગલી પણું છે, છટ છટ મારા હાથથી આવું કૃત્ય કદી થશે નહીં.

બીજે દિવસે સવારમાં ઉઠયા બાદ મેં મારી પત્ની પાસે ક્ષમાની યાચના કરી અને કહ્યું કે નિશાના કારણથી મારૂં મગજ ઘણું હલકું થઇ ગયું છે પણ આજથી હવે મને સુધરી ગએલો જાણજો પણ તેણે મને ક્ષમા આપી નહીં અને જણાવ્યું કે હવે હું મારા પીતાને ઘેર જઇશ કારણ કે આવી અવસ્થામાં હું રહેવા મ્હાતી નથી. આપનું આચરણ આટલું બધું બગડી ગયું છે તેનો મને બરાબર ખ્યાલ નહતો. પણ ગઇ કાલના બનાવ પછીથી મારાથી હવે આ તમારૂં દુરાચરણ વધુ વખત જોઇ શકાશે નહીં જેથી હવે હું એક દિવસ પણ અહિં રહેવા માંગતી નથી.

મેં કહ્યું, શું ? મારા વર્તનને સુધારવું એ તમારૂં કર્તવ્ય નથી ? હું પોતેજ પોતાની

જાતને હવે ધીક્કારતો થયો છું પણ આ દુર્વ્યસનના પંઝામાં ખરાબ રીતે ફસાઇ પડયો છું તેમાંથી મુક્ત થવા તમે મને સહાય આપો કે હું મારો ઉદ્ધાર કરી શકું. તેણે કહ્યું કે તમે પોતેજ પોતાનો ઉદ્ધાર કરી શકો એમ છો મારાથી તો આ હાલત હવે જોઇ શકાતી નથી. હું તો મારે ઠામે જાઇશ અને તે પ્રમાણે દિવાન કન્યા બીજેજ દિવસે પોતાના પિતાને ઘેર ચાલી ગઇ.

(૫)

નિયમમાંથી અપવાદ તરિકે હું પહેલેજ પ્રયત્ને ડિસ્ટ્રીકટ પ્લીડર થઇ ગયો તેમ પિતાજીની ઓળખ તથા લાગવગના કારણથી કંઇક કામો પણ મળવા લાગ્યા.

બીજા નવા પ્લીડરની પેરે પેપર વાંચીને, અથવા પાટલુનમાં હાથ નાંખીને અહીં તહી ફરી વખત પુરો કરવો નહતો પડયો. અને પહેલેજ મહીને સાડીમાવનની આવક થઇ પણ આ સાડીમાવન માટે મોટા વકીલોની ખુશામત તથા અમલદારોની જે ઝાટકણી ખમવી પડી તે મનજ જાણે છે. સાધારણ માણસોને પણ મહેરબાન, સાહેબ કહી બોલાવવું પડતું એથી હવે પૈસા શી ચીજ છે તેની કદર સમજાવા લાગી અને મારી ખરાબ ટેવોમાં સુધારો કરવાની કાળજી ઉત્પન્ન થઇ. હવે પત્ની ન હોવાના કારણથી ઘર કરડવા લાગતું હતું. અને કલ્પનાની આંખથી તેના કઠોર વ્યવહારમાં પણ તેની ગેરહાજરીએ મારાપણાનો ભાસ થવા લાગ્યો અને હવે તો તેનો ક્રોધ ભર્યો ચહેરો પણ જોવાને જીવ તલસવા લાગ્યો, તેને બતાવવા હું મારો સુધારો કરી રહ્યો હતો કારણ કે જ્યારે હું સાંજથીજ વાચવા બેસી જતો અને કોઇ મિત્ર સાથે ક્યારે પણ બહાર નહોતો જતો ત્યારે મને માલમ પડતું કે મારી પત્ની મારા આ વર્તનને સાંભળીને ખુશ થઇ જશે.

હવે તેની તરફ મારૂં મન અતિશય આકર્ષાવા લાગ્યું અને મેં નિશ્ચય કર્યો કે પત્ર લખીને મારા મનની સ્થિતિનો ખ્યાલ તેને જણાવું પણ સ્વમાન અને આત્મ પ્રતિષ્ઠાના ખ્યાલે તેમ થવા ન દીધું. જ્યાં સુધી તે મારે ઘેર હતી ત્યાં સુધી મારે મારે તે ગુલાબના પુષ્પ સમાન હતી. પણ જ્યારથી તે અહિંથી ગઇ છે ત્યાંથી તો તે મારી ઇષ્ટ દેવી થઇ ગઇ અને તેની મૂર્તિની મારા માનસ મંદિરમાં સ્થાપના કરી હું તેની પૂજા કરી રહ્યો છું પણ આ માનસ પૂજાનો ભાવ તેને જાણવા દેવા હું ઇચ્છતો નહતો કારણ કે તેના સ્વભાવના કારણથી નહીં પણ મારી પુજાને સર્વાંગે સુંદર બનાવવા હું ચહાતો હતો અને તેથીજ આ સકામ આરાધનાએ મારી શ્રદ્ધામાં નિષ્કામ ભાવ ઉત્પન્ન કર્યો.

મેં તેની એક સુંદર છબિને મારા સુવાના ઓરડામાં ટાંગી હતી અને તેના ઉપર હું રોજ ફુલનો હાર ચઢાવતો હતો અને મનમાં ને મનમાં તેના સૌન્દર્ય પર મુગ્ધ થતો. તેના વાચવાના પુસ્તકો, તેની બેસવાની આરામ ખુર્શી આ બધાને હું રોજનો રોજ સાફ કરતો અને રાત થતાં બંધ કરી મુકી દેતો ને સવાર પાછા પાછા ખુલ્લા કરતો કારણ કે તે કદાચ એકદમ આવી આ ખુર્શી પર બેસશે અને મને કંઇક સ્નેહ વાર્તા સંભળાવશે આવો તર્ક વારંવાર થતો. નવરાશના વખતમાં આવી કામગીરીથી હું મારા મનને આશાનું સાન્ત્વન આપતો અને જ્યારે પણ હું કોર્ટમાંથી પાછો ફરતો કે પ્રથમ સીધો ઓરડામાં જતો અને એકદમ એની છબિને નિહાળતો અને તે સાથે મનમાં ને મનમાં વિચારતો કે છબિ પરની ફુલની માળા મા । દીલની પેરે કરમાઇ ગઇ છે અને

મારી પ્રિયા મને યાદકરી જોઇ કંઇક કહેવા લાગે છે. આ પ્રમાણે હું મારા મનના ભાવોનું એની છબિમાં કંઇક દિગદર્શન કરતો હતો.

એક દિવસે કોર્ટમાં ગયો કે થોડીજવારમાં મારા ઘરનો બુઢ્ઢો ચાકર હાંફતો હાંફતો કોર્ટમાં મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે વકીલ સાહેબ, બાઈ સાહેબ તરફની ચીઠ્ઠી લઇને દિવાન સાહેબનો પટાવાળો આવ્યો છે. તમે જલદીથી ઘેર આવો, બાઇ સાહેબ ઘણા બીમાર જણાય છે આ સાંભળતાં મારા હાથમાંનો પુરાવાનો એકટ એકદમ નીચે પડી ગયો અને હું બેબાંકળા જેવો થઇ ગયો. આજ હજી સાધારણજ હોવાથી હું હમેશાં સાઇકલ પરજ જતો હતો અને મેં હવે જોયું કે હૃદયની પ્રબળ થઇ ગયેલી સ્થિતિમાં સાઇકલ પર ઘેર પહોંચાશે કે કેમ! પગ કંપતા હતા પણ મનમાં જેમ તેમ સ્થીરતા ધારણ કરી ઘેર પહોચવા યત્ન કર્યો. મનમાં તો વારંવાર એની એજ ચિંતા થવા લાગી કે ખુદ બાઇસાહેબે ચીઠ્ઠી મોકલી છે અને તે ઠીક છે. ઇશ્વર, તેને આરામ કરો અને ખુશ ખબરની બીજી ચીઠ્ઠી મોકલાવો.

(૬)

ઘેર પહોંચતાંજ મોહનસીંગ સીપાઇએ ચીઠ્ઠી મારા હાથમાં આપી. પ્રથમ તો હું ઉતાવળો ઓરડામાં ગયો અને તેની છબિને નિહાળવા લાગ્યો. જોયું તો છબિમાં પણ તેનો ચ્હેરો ઉતરી ગએલો જણાતો હતો. ધડકતે હૃદયે અને ધ્રુજતે હાથે મેં ચીઠ્ઠી ઉઘાડી તેમાં શું લખ્યું હતું; પ્રિય પ્રાણનાથ!

હું હવે હારી છું અને આપ જીત્યા છો અત્યાર સુધી આશામાં હતી કે આપ પત્ર લખશો અથવા તો મને બોલાવશો અથવા મળવા આવશો પણ આપ આજ દિન સુધી આવ્યા નહીં જેથી હવે મારો જીવ ધીરજ રાખી શકતો નથી. કારણ કે આજે ડોક્ટરથી ખબર પડી છે કે હવે હું બચવાની નથી કારણ કે ખાંસીની અસર ફેફસાં સુધી પહોંચી ગઇ છે અને તાવનું ટેમ્પરેચર દરરોજ વધતું જાય છે આવું ડૉક્ટર સાહેબ પિતાજી આગળ નિરાશા દર્શાવતા કહેતા હતા અને મેં તે હમારા ઘરની સ્ત્રી નોકર મારફત યુક્તિથી જાણી લીધું છે અને પિતાજીના ઉદાસ તથા નિસ્તેજ ચહેરાપરથી પણ તેની ખાત્રી મળી ચુકી છે ગઇ કાલે આખો વખત પિતાજી મારી પાસે બેસી રહ્યા હતા અને અશ્રુપૂર્ણ હૃદયથી મને કહેતા હતા કે જલદીથી સારું થઇ જશે, મને ડૉક્ટર કહી ગયા છે કે જે ચીજપર એની મરજી થાય તે ખાવા દેજો હવે પરેજ રાખવાની જરૂર નથી. બધું ખાવા ની છુટપરથી હું સમજી ગઇ છું કે મારો અંતઃકાળ હવે નજીક આવતો જણાય છે કારણ કે ગઇ કાલ સુધી જે દરેક ચીજની પરેજી હતી તેની આજે એકદમ મળેલી છૂટ પરથી મારા દિવસો ગણાઇ ચુક્યા છે.

પિતાજીએ ઘણી વખત ઇચ્છા કરી હતી કે મારી આ માંદગીની ખબર આપને પહોંચાડવી પણ મેં તેમને સમ આપી રોકી રાખ્યા હતા અને કહેતી કે મને એમને એમ એકલી મરવા દેજો તેઓ મારો સ્વભાવ જાણતા હોવાથી મારી મરજી વિરૂદ્ધ કર્યાથી વિશેષ કષ્ટ થશે એવું સમજી આપને કાંઇપણ ખબર મોકલી શક્યા નથી. મારો અંતકાળ હવે નજીક જણાય છે આખી ઉમર સુધી મેં આપની સાથે કલહ કરી દલેશ આપ્યો, અને મનમાં નહીં રહ્યા છતાં પણ બહારથી દ્વેષભાવ ભર્યો વ્યવહાર આદર્યો. આ બધા માટે હું ફક્ત એકવાર આપની પાસેથી ક્ષમાની યાચના ચાહું છું અને તેને માટે મને વિશ્વાસ છે કે મારી આ દીન તથા નિર્બળ અવસ્થાપર આપ દયા કરશો અને ક્ષમા આપશો.

હવે આપના ક્ષમા કર્યા સિવાય મારી મ-

દુર્ગતિ નથી. મારી બ્હેન સુમતિ જે મારી સેવા માટે અહીં રહેલી છે તેની પાસે આ પત્ર લખાવ્યો છે કારણ કે મારામાં હવે એટલી પણ શક્તિ નથી કે એમીને બે ચાર લીટી જાતે લખી શકું,

પ્રાણનાથ, વધુ તે શું લખાવું જ્યાં સુધી બની શકે ત્યાં સુધી જલદીથી આવો અને આપની કર્કશા પત્નીને ક્ષમાની ભિક્ષા દઇ આપના પવિત્ર ચરણની રજથી તેને ઉદ્ધારો.

આપની

ક્ષમાભિલાષિણી શ્રીમતિ.

આખો પત્ર વાંચતા સર્વાંગે પરસેવો આવી ગયો. માથું ફરવા લાગ્યું અને પત્નીના સુગ્ધ ગમ્ભીર મ્લાન સુખની કલ્પના કરી હું બાળકની પેઠે રોવા લાગ્યો. હા નસીબ, રહ્ય પુષ્પ ભરી, ફાલી ફુલી ડાળ મનસ્તાપથી કરમાઇ જઇ રોગના પંજામાં ફસાઇ પડી અને સુકાઇને કાંટા જેવી થઇ ગઇ. અને તે વળી મારે માટે ? મારા કારણથી બસ એકદમ વિચાર થયો કે પિસ્તોલનો આસરો લઉં; અને જીવનનો આ નકામો ફેરો કાપી નાંખું. પરંતુ એકવાર તેની પાસે જઇ તેને જોવી છે અને તેની મરજી પ્રમાણેની ક્ષમા આપી મારી મરજી પ્રમાણેની ક્ષમા માગવાની છે પછી પિસ્તોલ તો સાથેજ છે એને સાથે લઇ ચાલવામાં શો સાધન થશે—

છેવટે ખુબ રડવાથી જીવ હલકો પડ્યો. દુઃખનો ભાર કમી થયો, બીજા આમ તેમ આવતા વિચારો દુર થયા. એટલામાં પત્ર લાવનાર સીપાઇએ અદાદથી કહ્યું કે, વકીલ સાહેબ, બે વાગ્યા પછી બીજી ગાડી જાય છે અને હમણાં એક થવા આવ્યો છે. આ સાંભળી હું જલદીથી તૈયાર થઇ ગયો અને પત્થરની મૂર્તિ સમાન ગાડીમાં બેસી સ્ટેશને ગયો

૭

પ્રાતઃકાળના ૬ વાગતા હું ત્યાં પહોંચ્યો ગમ્ભીરતાને ટ્રેનમાં એક શબ્દ પણ પુછવા હિંમત થઇ શકી નહીં કારણ કે મહામુસીબતે રોકેલો અશ્રુ પ્રવાહ એક શબ્દ કાઢતાંજ પાછો ઢળી પડશે એવી બીક લાગતી હતી. મારા સસરા રાજમહેલ નજીકનાજ એક બંગલામાં રહેતા હતા ગાડીમાંથી ઉતરી અંદર જવા પડેલા ગાડીના અવાજથી મારી સાળી સુમતિ એકદમ બહાર આવી તેને જોતાં મેં અશ્રુપૂર્ણ હૃદયથી પૂછ્યું શી સ્થિતિ છે, તેણે કહ્યું એની એજ સ્થિતિ કાયમ છે ધીરજ ધરો, ઇશ્વર દયા કરશે. અને સૌ સારા વાનાજ થશે. પિતાજી જરૂરના કતે બહાર ગએલા છે તે કાલ સવાર સુધીમાં આવી પહોંચશે, આપ સાથે આવી સ્થિતિ જુઓ પણ તેની આગળ રડશો નહીં કારણ કે ડૉકટર સાહેબ કહી ગયા છે કે એના મનપર કંઇ પણ દબાણ થવા દેશો નહીં જેથી આપ એને ધીરજ આપજો પણ બાળકની માફક એની આગળ રડી, દુઃખમાં વૃદ્ધી કરશો નહીં. મેં કહ્યું ઠીક, એમ કરીશ.

પછી સુમતિએ દિવાનખાનાનો પડદો ઉંચો કરી મને બોલાવ્યો અંદર જઇને જોઉં છુ તો મારી પત્નિ એક રેશમી શાલ ઓઢી પલંગપર સુતી છે અને પલંગ પાસેના રાઉન્ડ ટેબલપર દવાઓની કંઇક બાટલીઓ તથા ગ્લાસ વિગેરે જણાય છે. તેણે સુખ ઢાંકેલુ હોવાથી તે સુઇ ગએલી જણાઇ પણ સુમતિના ના કહ્યા છતાં પણ મારી ધિરજ રહી શકી નહી અને હું એ મૃત્યુ સૈયાપર પડેલી મારી પત્નિના ચર્ણને સ્પર્શ કરી ખુબ મારી રૂદન કરી ' કહેવા લાગ્યો કે મારા હૃદયની દેવી, ફક્ત એક મારા કઠોર વ્યવહારના કારણેજ તું આ સંસાર તજી જાય છે પણ ધીક્કાર આ મારા દુરાચારી

પતીને પણ ક્ષમા આપતી જા.

પ્રત્યક્ષ ઇશ્વરને પણ જોયા બાદ જેટલું આશ્ચર્ય ન થાય તેટલું આશ્ચર્ય મને મારી પ્રફુલ્લ વદના, રૃષ્ટ પુષ્ટ પત્નીને જોતાં થયું. શાલ દુર ફેંકી દઇ તેણી એકદમ મારા પગ આગળ બેસી ગઇ. તેના મુખ કમળપર અતિશય ખુશાલીની લાલી દીસતી હતી, આ અગાઉ આટલી તન્દુરસ્ત મેં તેને જોઇ નહોતી. સુમતિ આ પ્રસગે અગાઉથીજ બહાર ચાલી ગઇ હતી. મારા સસરા બહાર ડિસ્ટ્રીકટમાં ગએલા જણાવવાથી સુમતિ અને તેણે મળીને આપડ મંત્ર રચ્યું છે એવું હમારી વાતચિતમાં તેણે કબૂલ કીધું અને કંઇક કલાક વિચાર કરી તથા નવલકથાઓની સહાય લઇ આ પત્ર લખેલો જણાતો હતો. મારા માનસિક સુધારાની તે હમેશા ખબર મેળવ્યા કરતી હતી અને પોતાના પિતાને ઘેર આવ્યા બાદ દશેક ડઝન નવલકથાઓ તેણે વાંચી નાંખી હતી જેથી તેના કઠોર હૃદયમાં મારા વિરહે નવલકથાની ભાષાથી પણ અધિક પ્રેમભાવ ઉત્પન્ન કરેલો જણાતો હતો અને તેનું આ એક પ્રત્યક્ષ ફળ જણાતું હતું. હું તદન સ્તબ્ધ થઇ ગયો અને આ બધું સાંભળ્યા બાદ મેં પ્રશ્ન કર્યો કે મને જે મનસ્તાપ થયો તેનો પણ બદલો મળવો જોઇએ.

તેણે કહ્યું આવતા ગુરૂવારે તેડવા આ... એટલા વખતમાં પિતાજી પણ બહારથી જશે ત્યાર બાદ ઘેર ગયા બાદ હું આપને યોગ્ય બદલો આપીશ. બાર કલાક વાગી ગયા છે માટે ભોજન... આરામ લો. તેનો સ્વભાવ પણ મ... પેઠે તદન બદલાઇ ગએલો જણાતો હતો, ... પણ નિશ્ચય કર્યો કે ફુરસદના વખતમાં સારી ઉત્તમ નવલકથાઓ જરૂર વાંચવી જેથી પાછ ફરતી વખતે તેની વાંચેલી કેટલીક બોધ... નવલકથાઓ હું સાથે લઇ ગયો. મારી પ્રિય હવે મારે ઘેર આવી છે અને હવે હમે બંને આનંદ તથા શાન્તિથી હમારાં દામ્પત્ય સુખનો ઉપભોગ લઇએ છીએ. હમારાં સ્નેહના એ શાન્ત બનેલા સમુદ્રમાં ફરી આવું તોફાન આવેલું જણાતું નથી. મેં પણ આ ... યંત્રની મદદગારીના બદલા તરીકે મારી સાળી સુમતિને એક સોનાનું ઘડિઆળ ભેટ આપ્યું જેનો તેણે આનાકાનીની સાથે ઘણા આગ્રહ પછી સ્વીકાર કર્યો. +

તા. ૨૨-૧૨-૧૮

પ્રભાશંકર ન. પાધ્યા.
ખારા ટી. વી. રેકે.

+(હીંદી પરથી.)

## ભોળીયા રાજનો ભડભડાટ.

સુરતસે કીરત બડી, બીના પંખ ઊડ જાય;
સુરત તો જાતી રહે, કીરત કભી ન જાય.

આજકાલ અમારા ગામની અંત્યજ (ઢેડા) સ્કુલના હેડમાસ્તર રામલાલભાઇ (જેને લોકો રામલા ઢેડાનાં નામથી ઓળખે છે પણ જે પોતાના શિષ્યો પાસે પોતાને રામલાલભાઇ કહેવડાવી મગરૂર બને છે ! ) તે પોતાની પરણેતર બાઇ રામબાઇ ( જેને લોકો રાનનાં રામલી ઢેડીનો પોકાર કરી દાતણ લઇ રોટલાનો ટુકડો આપે છે. પણ રામલાલ ઊર્ફે રામલો તેણીને લોકો આગળ પોતાની વ્હાલીડી લાડીશ્રી રામબાઇ કહી વેંત વેંત છાતી ફૂલાવે છે, અને પોતાની ન્યાતમાં રામલીને રામબાઇનાં નામથી બોલાવવાની ઊંડી પીઠાવી ચૂક્યો છે ! ) તે

શરગતી આપવા એકતારે એક પગે થન થન કરી રહ્યો હતો, તે હવે રોજ તેની માનીની પણ અળખામણી થઇ પડેલી રામલીને કહેવા લાગ્યો, ચાલ રાંડ રામલી તું શરગતી લઇ લે કે હું ભણેલો ગણેલો ઢેડો શિક્ષક પેલા પટેલ ચાચાની સીફારસથી કોઇ સુધારકની (!) બ્હેન દીકરી હોય તેની સાથે લગન ગાંઠથી જોડાઉં ! ' કાંકે તે સુધારકહોઇ પોતાના ખીઅને પાસ કરાવવાના મોહથી મારા જેવા ભણેલા અપટુડેટ ઢેડાની માગ-ણીનો કદિપણ અસ્વિકાર કરશે નહી ! ' આના ઉત્તરમાં બાઇ રામલી ઊંડે રામબાઇ છાતી કુટી પટેલનાં છાજીયાં લેતી કહેતી કે હો છે મુઓ પટલો વાંઢો ! નહી તો એવું નહી બોલે કોઇ ઊંચવરણ થઇ નીચવરણને દીકરી આપતું હો હે કે ? ! ! આ તડતડી ને ટપાટપી હ-બાહભરી ધપાધપીની ફટાફટી હું મારા ઢેડાને ત્યાં જોડાનું ચામડું લેવા ગયો ત્યારે સાંભળીને ખૂબ હસ્યો, રે ખૂબ હસ્યો (!!) અને બાઇ રામલીની અક્કલ હુંશીઆરી ઊપર આફ્રીન થઇ ગયો આ ઢેડીમાં પણ આટલી ચતુરાઇ કે ' હો છે મૂઓ પટલો વાંઢો '(!)'

* *

શું અક્કલમંદ બાઇ રામલી ? ભવિષ્યવેત્તા તો ખરી !! અરે આજકાલનાં ટીપણાં ખોલું જોશીઓથી પણ ચડી !! ને પટેલની બોલી પકડી !! પણ રામલો તો તેના ઉત્તરમાં ગડ-દાપાટુજ જમાવતો જણાયો !! તુર્તજ મેં બુમ મારી ઓ...રામલા (!) તુર્તજ રામલાના નામથી પોકારેલો રામલો મ્હો ચડાવતો બહાર આવ્યો મેં કહ્યું " અલ્યા ઢેડા ! છે તેટલીએ ગુમાવી બેસવી છે ? તારી રામલી બોલે ' હો છે મૂઓ પટલો વાંઢો ! ' કારણ પેલા ચંદાવર કાકાને પણ એવો અનુભવ થએલો કે જે સાહેબ ચૂપગાપ ઠડાગાર થઇ ગએલા ' ! કારણ સંસારીને એ ન પાલવે ! એ તો જટાધારી જોગીડાઓનું કામ ! કારણ આગળ બેસે તો ઉધાર નહી અને પાછળ બેસે તો હરાળ નહી ! ' રામલો ભણેલો ગણેલો એટલે આટલા શબ્દો બસ હતા ' ચુપ ચાપ તેણે છાપરીમાં જઇને રામલીને સમજાવી લીધી ! ! ' પાછળથી તે બહાર તો ન આવ્યો પણ એક ખાંગો તુગો રામ બોલો ભાઇ રામ નો શબ્દ મારા કાને પડ્યો ' ' હું સમજ્યો કે બેઉ ધણી ધણીઆણી પટેલ ખીલના રામ બોલો ભાઇ રામ જપી રહ્યાં હશે ! ' હું ત્યાંથી ચાલતો થયો ' '

પરમેશ્વરી લીલા કદિપણ, કોઇ કળી શકશે નહી !
દૈવાણ્યાં જન અન્ન પચે કોઇ દિ જાગે નહી !
લખી જે લીંટી લલાટમા, ભુસી ભુંસાસે તે નહી !
બીજા ગણી લે એક પણ, મનડું કદિ માને નહી !

લગનની રૂઢી અને રીતિ, પુરાતનથી થઇ;
નાં ! ના ' અરે ' હવે હવે, ! ફેરવી શકશે નહી !
રામ રામ ભણો ભાઇ, શું ખરા એક વર્ણ જો;
મળતા કદિ કો ખરા પોતે, ઢેડી ખુશીથી વરે !

બોલવુ રહેલું મગર, પણ પાળવું મુશ્કેલ છે.
લોકો પૂછે એ પટેલને, તું કઇ નિશાળે ભણેલ છે ?
ભાભા ભરઇ ભાગ્યે ખરા, એ વાત આજ ખરી પડી;
ઇશ્વર ઉપરની વાતથી, દુનિયાં મહીં હાંસી થઇ;
રામ બોલો નિશ્ચે થશે (!) એ પાતકી બીતનો અદા !
મહા જોરથી નિંદા થતી, ચાવતાં જતાં તૂટી પડતાં !

\+ \+ \+

કહેવત છે કે માંદા માણસને લાડુ તે કેમ જરે ? તેમ આપણા માનવંતા પટેલ ચાચાને માટે બનવા પામ્યું છે ! ' જે માન અકરામ અને કીર્તિ ઓનરેબલ મિ. પટેલને વરી ચૂકી હતી, તે અલભ્ય લાભ ચારોતર બહુરી કેમ જળવાઇ શકે ? જ્યારે લોકોમા તેને માટે માનની લાગણી ફેલાઇ અને ભવિષ્યમાં નેશનલ કોંગ્રેસના પ્રમુખ ની અવસ્થા તક પણ તેને માટે

સામી આવી ઉભી હતી તેવા વખતમાં તેમની ચડતી ઉપર પાટુ મારી પડતીએ તેમને ગબડાવી પાડયા છે. લોકોની તેમના તરફની તે માનની લાગણી રહી નથી ! (!) હવે તે હમેસને માટે ગુમાવી બેઠા છે ! ઉલટી તિરસ્કાર અને નિંદાદેવી 'વિજયવંત' બની છે. માટે ચડતા મનુષ્યે ખ્યાલ રાખવાનો છે કે નવ્વાણું પગથીઆં ચડી બાકી રહેલું એક પગથીઉં ચડતાં ગફલત થાય તો તે નવ્વાણું ગુમાવી બેસી વધારામાં અસ્થિ ખોખરા થવાની બિતી રહે છે. માટે આપણે પણ કહીશું કે શ્રીમાન પટેલ પોતે ચડતાં ભૂલ્યા છે. અને આખરે ત્યાંના ત્યાં આવી લોકોમાં અપમાનીત થઇ ઉભા છે ! માટે દરેક ચડતા માણસે ખ્યાલ રાખવો કે ચડતાં પડવાની વકી નિશ્ચય રહે છે, માટે એક એક 'પગથીઉં' જોઇ જોઇને બારીક તપાસ કરીને ચડવું ! ! !

* * *

આવોજ એક ચડવા પડવાનો બનાવ સુરત ડિસ્ટ્રીક્ટમાં આગળ પડતી બહાદુર અનાવિલ જ્ઞાતિમાં બન્યો હતો જેમાં પે......લા ભરમે ભૂલેલા ભૂલાભાઇ બટકાઇ ગયા હતા. જેઓ પ્રથમ તો મુંબઇમાં હોમરૂલ લીગમાં જોડાઇ ઠીક બૂમ બરાડા પાડી, ભૂલાભાઇ! વાહ ભૂલાભાઇ થઇ પડયા હતા. અને લોકોમાં તેમજ પોતાની જ્ઞાતિમાં ઠીક ડંકો ગગડાવવામાં ફાવી ગયા હતા ! ! મુંબઇના ટાઉન હોલ તેમજ બીજી કેટલીક સભાઓમાં હાથ થોકી ટેબલ તોડી લોકોને ઠીક આંજી પડયા હતા. પાછળથી કંઇ અંદરખાનેનાં ડખાણથી ડખઇ જઇ ફસી પડેલા, કે ભૂલા પડેલા તે સર્વેની જાણ બહાર નથી ! ! તેમની છેલ્લી મુલાકાત વીલીંગડન મેમોરીયલ સભા વખતે ટાઉન હોલમાં મરદાદાસોને માખણ ચોપડનાં થઇ હતી ! ! જે વખતે પોતે જાણે શું તોપ ફોડવાનો હોય ની તેમ મલકાતા હતા (!!) આજકાલ એવા માખણદાસો વધી જવાથીજ મુંબઇની ડેરી કંપનીએ માખણનો ભાવમાં વધારો કીધેલો જણાય છે. ભલાભાઇ ભૂલાભાઇ ભલા ! ! વાહ વાહ ભાઇ ભૂલાભાઇ વાહવાહ (!!!) શું નામના (?) ને શું કીર્તિના કંચનકોટ ? (!) આ બનાવ એક અનાવિલ જ્ઞાતિને પણ શરમાવનારો થઇ પડયો હતો.

નોટ-એ આગળ પડતી જ્ઞાતિના બે આગેવાનોની આજે ઘણે દહાડે મારે મુલાકાતે લેવી પડી ! કારણ ત્યાંહાં બિમાર હતા !! નહી તો શરૂઆતમાંજ વારો કે ચડાવતે ! ! !

× × ×

યુરોપી મહાયુદ્ધનો આજે બે ચાર માસ થયાં અંત આવ્યો છે, તોપણ હિંદને હોમરૂલ આપવાની કંઇ નીશાની જણાતી થઇ માટે સર્વે એકય થઇ માંગો-હોમરૂલ!!!

(જાઓ જાઓ નવસારી—એ રાહ.)

કરો ડંકનાવીરા સતસાથીડા, સ્વરાજની ચઢ્યાય;
મનડું મુકી વીરા દ્વેષ તજીને, જાહેર કરો ઇન્સાફ.
તેત્રીસ કોટી ઐક્ય થઇને, નાદ કરો હોમરૂલ;
નાદ એ પહોંચે સર્વ દેશોદેશ, હિંદ માગે હોમરૂલ.
રાજાધિરાજા ઇગ્લાંડ કેરા, સુણશે અભેદી ખૂબ;
સુણી વળી સહુ સુણશે બેકરે, તેત્રીસ કોટીની બૂમ.
કંઇક વીરાઓ કેરો અરે ભાઇ, હિંદે રાખી શું ન્યુન?
સર્વે સમર્પ્યું તાજને માટે, જ્યાં પડી જર્મન ખૂન.
હિંદ વીરો ગતિ ગાજ્યા રણમાં, કાંઇ ન રાખી કયાસ;
જર્મન જીતવા કારણ હિંદે, આપ્યા વીર લાખ પચાસ;
રાજક એવી જનમસે જ્યારે, હિંદ પામે હોમરૂલ
મગ્ન થસે હોમરૂલ વાદીઓ, ને ઓબડંબાં ખાને દુઃખ.

લોળીયા રાજા.

# વિવિધ વિષય

## "ક્રેસ્કોગ્રાફ"

ભારતના સુપ્રસિદ્ધ બંગાલી વૈજ્ઞાનિક સર જગદીશચંદ્ર બોઝનો અપૂર્વ આવિષ્કાર "ક્રેસ્કોગ્રાફ" યુરોપ અને અમેરિકાના વિજ્ઞાન વિચારકોમાં મોટી અજાયબી પેદા કરી દીધી છે. અને ઇંગ્લાંડની વૈજ્ઞાનિકોની જગપ્રસિદ્ધ સંસ્થા રોયલ સોસાયટીએ તો એ યંત્રનું પુરૂં વર્ણન અને એ યંત્રના પ્રયોગથી જે નવી વાતો માલૂમ પડી છે એનો સવિસ્તર હેવાલ પોતે પ્રકાશિત કર્યો છે. એ યંત્રની ખૂબી એ છે કે એ દ્વારા જોવાથી અત્યંત સૂક્ષ્મ પદાર્થ પણ મોટો જણાય છે. સૂક્ષ્મદર્શક યંત્રથી જેટલો સૂક્ષ્મ પદાર્થ દેખી શકવા સંભવ છે એના કરતાં પણ પચાસ હજારમા ભાગ જેવડો સૂક્ષ્મ પદાર્થ એ "ક્રેસ્કોગ્રાફ" થી દેખી શકાય છે અર્થાત્ એટલા સૂક્ષ્મ કે જેનું અનુમાન કરવાનું પણ મનુષ્ય ધ્યાનની બહાર છે. એ યંત્ર દ્વારા આપ રેતીના એક કણને જોશો તો તે દીર્ઘાકાર-વિશાળ માલૂમ પડશે, કેટલાંક અણુ પરમાણુ અત્યંત સૂક્ષ્મ હોવાથી આપણે નથી જોઈ શકતા તે એ યંત્ર દ્વારા જોવાથી હાથી અને ઘોડા જેવડાં માલૂમ પડશે, પ્રથમ વૃક્ષો વધવાની ગતિ અને એની નાડીઓના ધબકારા જોવામાં એ યંત્રનો ઉપયોગ કરવામાં આવ્યો. "ક્રેસ્કોગ્રાફ" દ્વારા જાણવામાં આવ્યું છે કે છોડવાંની નાડી રહી રહીને ધબકે છે. એક એક વારનો ધબકારો ૧૫ સેકંડ સુધી ચાલુ રહે છે અને એટલા સમયમાં છોડવાં સેકંડમાં એક ઇંચના ૧ લાખ સાઠ હજારમા ભાગના હિસાબે વધે છે, અર્થાત્ ઘણું કરીને સાડી ચુંમાળીસ કલાકમાં એક ઇંચ વધે છે. પંદર સેકંડ સુધી નાડી ધબકીને ૧૦ સેકંડ સુધી છોડવું પૂર્વોક્ત હીસાબ પ્રમાણે વધતું જણાય છે. એ યંત્ર એટલું નાજુક છે કે વાતાવરણમાં જરા પરિવર્તન થતાં જે અસર વૃક્ષની વૃદ્ધિ પર થાય છે તેપણ એ યંત્રદ્વારા જણાય છે.

## દ્રવ્યોપાર્જનનો ઉપાય.

કલકત્તાના શિલ્પીય અંગ્રેજી માસિક પત્ર "ઇંડસ્ટ્રી" ના પાછલા અંકમાં એ જાણીને સંતોષ થયો છે કે એમાં એક મોટી મનોરંજક ચર્ચા પ્રકટ થઈ છે. "ઇંડસ્ટ્રી" ના જે ગ્રાહક દ્રવ્યોપાર્જનના સાધી મહેનત અને કમી ખર્ચના ઉપાય બતાવશે તેને "ઇંડસ્ટ્રી" ના સંચાલક કોઈ પુરસ્કાર આપ્યા કરશે અને એનો પ્રસ્તાવ અને તરકીબ પોતાના પત્રમાં પ્રકાશિત કરતા રહેશે" એ "ઇંડસ્ટ્રી" ના પાછલા અંકમાં કોઈ ગ્રાહકોએ કેઈ ઉપાયો બતાવી પ્રકાશિત કર્યા છે તેમાંના થોડા આ નીચે આપવામાં આવે છેઃ—

**શહેરોમાં હેન્ડબીલ વહેંચવાં**—એક અથવા બે ગાડી શહેરમાં આખો દિવસ દોડતી રહે. એની ઉપર વેપારીઓનાં અથવા બીજાઓનાં હેંડબીલો લગાડેલાં રહે. અને એની સાથે હેન્ડબીલ અથવા સૂચિપત્ર વહેંચવાનું પણ કામ ચાલે.

(૨) ક્રય વિક્રય એજન્સી—બે રજીસ્ટર બનાવો અને તે સાથે લઇ નિત્ય શહેરમાં દરેક મહોલ્લા-શેરીમાં દરેક ગૃહસ્થને વેપારીઓને ત્યાં જાઓ. અને દરેકને પૂછીને જાણી લ્યો કે તેને કાંઇ ખરીદવું છે અથવા કાંઇ વેચવું છે. જે લોકો ખરીદવાની જરૂરીઆત જણાવે તેની જરૂરીઆત એક રજીસ્ટરમાં નોંધો, અને જે વેચવાની જરૂરીઆત જણાવે તેની જરૂરીઆત બીજા રજીસ્ટરમાં નોંધો, એ રીતે તમે પોતાના રજીસ્ટરમાં વેચનારને લીધે લેનારા અને લેનારાને લીધે વેચનારા માલમ પડી શકશે. એક ચીજ ખરીદી ફરી તે બીજા હાથે વેચવાથી સારો લાભ મળી શકે છે. ધીરે ધીરે એ કામ મોટા રૂપમાં લાવી શકાય છે.

(૩) બીડી બનાવવી—મદ્રાસનાં પાંદડાં અને તંબાકુ બંને આ દેશમાં સસ્તાં મળે છે. બે પૈસાનાં પાનાં અને તંબાકુથી ૧૦ પૈસાની ૧૦૦ બીડી બની શકે છે. (જો એ કાંઈ સારી બનાવાય તો વિદેશી સીગ્રેટની ખપત કાંઈક ઓછી થાય છે.)

(૪) ગાયોનું શુદ્ધ દૂધ સાની શહેરમાં વેચવું રૂ. ૧૦૦] ની પુંજીથી કામ શરૂ કરી શકાય છે. પ્રત્યેક દિવસ દોઢમણ દૂધ વેચેવાથી સારો નફો થાય છે.

(૫) સચિત્ર પોષ્ટકાર્ડ-ફોટા-તસવીર ઉતારવાના કેમેરા લગભગ ૬૭ રૂ. ના મળે છે. એ સાથે લઈ યાત્રા કરે અને મનોરંજક દશ્યો તથા મનુષ્ય આદિના ચિત્ર ઉતારી બ્લોક બનાવરાવે અને સચિત્ર પોષ્ટકાર્ડ તૈયાર કરે. એવા પોષ્ટકાર્ડની ઘણીજ ખપત થાય છે.

જોવા અને વિચારવા વાળાઓને આવા બહુ ઉપાય પોતાની મેળે સૂઝી આવે છે. જરૂરીઆત માત્ર સાહસ અને ઉદ્યોગની છે.

## છોકરા છોકરીનું રહસ્ય.

હાલમાં વિલાયતની એક ડોકટરની સ્રી અરાબેલા કેલીએ લખ્યું હતું કે આજ કાલ ઈંગ્લંડ આદિ સભ્ય દેશોની અનેક સ્રીઓને છોકરા નહિ સાંપડવાનું કારણ એ છે કે એ સ્રીઓએ મરદના જેવી કસરત કરવાનો આરંભ કર્યો છે. એથી એનું સંતાન પેદા કરવાનું બળ ઘટી ગયું છે. મદ્રાસના શ્રીયુત સી. જિનાર્યદાસ ઉપરોક્ત ડોકટર બાઇના મતનું ખંડન કરે છે. તેઓ કહે છે કે પ્રાચીનકાળમાં યુનાનના સ્પાર્ટા પ્રદેશની સ્રીઓ ખૂબ કસરત કરતી હતી તો પણ એ હૃષ્ટ પુષ્ટ પુત્ર ઉત્પન્ન કરવામાં કોઇથી ઉતરતી નહોતી. આ ડોકટરની સાહબાનો એવો મત પણ માનવા જેવો નથી કે મરદમાં અધિક જીવન તત્ત્વ રહેવાથી બાળકી અને ઓમાં એ બળ અધિક ન રહેવાથી પુત્ર પેદા થાય છે. પોતે કહે છે કે મોટા મોટા વૈજ્ઞાનિક અને ડોકટર પણ હજી એ વિષયમાં કાંઇ નિશ્ચય કરી શકતા નથી. એ વિષયમાં અમારે કાંઇ કહેવાનું નથી પણ જિનાર્યદાસજીએ સ્પાર્ટાનું જે ઉદાહરણ આપ્યું એ ઠીક મળતું છે. સ્પાર્ટાની સ્રીઓ મરદોની કસરત કરતી હતી એવું કાંઇ લખ્યું નથી. આજ કાલની સુશિક્ષિત સ્રીઓ જે મરદોની રહેની કરણી અને તેના જેવીજ દીનચર્યાની નકલ કરવા લાગી છે એમને ઉક્ત ડોકટર બાઇએ નિન્દનીય સાબીત કરવાને માટે એ વાત કહી હતી. સ્રી ઉચિત કસરતોની એમણે મના કરી નથી.

## પંખામાં નવિન શોધ.

અમેરિકામાં એક નવા પ્રકારની વિજળીના પંખાની શોધ થઇ છે આજકાલ વિજળીના પંખા જે સિદ્ધાંત પર બન્યા જાય છે તેનાથી તદ્દન જુદા સિદ્ધાંત પર આ નવા પંખા બનાવવામાં આવ્યા છે. આજકાલનો સિદ્ધાંત એ છે કે પંખો પોતાના ચક્ર ઉપર ઘુમતો રહી છતની પાસેથી હવાને નીચે મોકલે. પરંતુ નવી શોધ કરનારનું ધ્યાન ખેંચાયું કે છતની પાસેની હવા ગરમ અને નીચેની હવા ઠંડી છે. આજ કાલના પંખા ઉપરથી ગરમ હવાનો સંચાર ઓરડામાં કરે છે, પણ એમ હોવું જોઇએ કે નીચેની ઠંડી હવા ઓરડામાં ફેલાય એ માટે કોઇ એવો પંખો હોવો જોઇએ કે જે હવાને ઉપરથી નીચે નહિ પણ નીચેથી ઉપર લઇ જાય, નવા પંખા એવાજ છે. પંખો જ્યારે ચાલુ થાય છે. ત્યારે અવાજ પણ થતો નથી ને હવા પણ માલમ પડતી નથી. પણ ઓરડા ઠંડા થઇ જાય છે. અમેરિકાનું વૈજ્ઞાનિક પત્ર "સાયન્ટિફિક અમેરિકન" કહે છે કે આ દેશની કેટલીએ ઓફિસો અને કારખાનામાં મોટી સફલતા સાથે એ નવા પંખાની પરીક્ષા થઇ ચુકી છે અને સર્વત્ર સંતોષપદ માલમ પડયાં છે.

કલકત્તા અને મદ્રાસના આયુર્વેદીક પ્રદર્શનમાં સોનાના ચાંદ મેળવનાર.

શાસ્ત્રોક્ત દેશી દવા બનાવનારા.

ઝંડુ ફારમાસ્યુટીકલ વર્કસ,
એલફીન્સટન રોડ, મુંબઈ.—

**મંદાગ્નિ વટિ.**

પાચનશક્તિ નબળી પડી ગઈ હોય કબજીયત રહેતી હોય યાને Dyspepsiaનો અકસીર ઈલાજ.

ના રતલની બાટલીની કીંમત રૂ.૧.

**ચ્યવન પ્રાશાવલેહ જીવન.**

શરીર અને મગજને ખરેખરી શક્તિ આપનારૂં આ ઔષધ સમગ્ર હિંદમાં પ્રસિદ્ધ છે. અમારી બનાવટ કેવલ શાસ્ત્રોક્ત છે.

રતલ ૧ની બાટલીની કીં. રૂ. ૨॥

# સેન્ડોનું સામર્થ્ય અથવા અપરિમિત આપબળ.

દોડતી મોટર રોકવી, છાતીપર ટનના હીસાબના વજનનું ધારણ કરવું, વીજળી માફક કુદાવતે શરીરે હવામાં સ્વેચ્છાચારી કસરત કરવી. એ સઘળું શરીરમાં સામર્થ્ય હોય તોજ બની શકે છે. અને એવું ખણુટ બળ, દ્રઢ મન અને ચણુકદાર સામર્થ્ય મેળવવા

# મદનમંજરી ગોળીઓ.

એકી અવાજે દુનિયાંની દશે દીશાએ પોકાર કરી રહી છે. આ ગોળીઓ રોગીને રોગ મુક્ત કરે છે અને નિરોગીને અખુટ બળ આપે છે. નશોની કમજોરી, ધાતુ ક્ષીણતા, ધાતુનું તપી પાતળું પડી જવું, લોહીનું ઉકળવું, અપચો, અરૂચી, મંદાગ્નિ વીગેરેનો જોત જોતામાં નાશ કરે છે. લોહી વધારી શરીરને સ્થુળ બનાવે છે. વીર્યને ઘટ્ટ બનાવી કોઇ પણ રસ્તે જતું અટકાવી શરીરને સેન્ડો માફક-દ્દઢ ખીરછટી અને ઉત્સાહી બનાવે છે. કીં. ગોળી ૪૦ ની ડબીના રૂ. ૧. માંડ્ડ ક્યાટલોગ મફત મળે છે.

રાજવૈદ્ય નારાયણજી કેશવજી.
હેડ ઓફીસ જામનગર—કાઠીયાવાડ
બ્રાન્ચ નં. ૧૮૭ કાલબાદેવી રોડ મુંબઈ.

# ધોળકાના સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ જીવણભાઈની

રામબાણ દવાઓ.

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### શુક્રસંજીવની ગુટિકા

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુનો કોઇ પણ કુટેવદ્વારા કે અનિયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જાય કળતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું, જ્ઞાનતંતુઓની નબળાઇ, થોડી મહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો, હોજરીનો બિગાડ, યાદશક્તિનું કમી થવું, ઉધરસ, ક્ષય, શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તેનો અને તે સિવાય ધાતુ બિગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા કાયમનું પુરુષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી નામર્દીનો નાશ કરી શક્તિ અને વિર્યને વધારી શરીરને મજબુત ફરી પરિપૂર્ણ મર્દાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખસ સાબત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્તિ અને વિર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ ૫૦૧નું ઈનામ આપીશું.

ગોળી ૧૫૦ની ડબી ૧ની કીં. રૂ. ૨–૮–૦

### તાજુબી ચોગ્ય તિલો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તીલાનો માલેસ કરવાથી ફરીથી ટટાર બની રગોની કમજોરી દૂર થાય છે.

**કીંમત શીશી ૧ના રૂ૦ ૨—૮—૦**

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### જવરહર—ગુટિકા.

અમારી જવરહર ગુટિકાથી દરેક જાતના તાવો ન જાય તો લીધેલા પૈસા પાછા આપીશું અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઇનામ આપીશું

**ગોળી ૬૪ની ડબી ૧ની કીં રૂ. ૧-૦-૦**

**તદન મફત.**

**ધાતુપુષ્ટિ નામનું પુસ્તક**—નઠારીસોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરની પાયમાલી કરનારી કુટેવો પડે છે. તેવી કુટેવોમાંથી મુક્ત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપૂર્ણ સુખ મેળવવાના અમુક સાધનો બતાવે છે તે સીવાય અમારી અકસીર દવાઓની સંપુર્ણ માહતી ગમે છે ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી તદન મફત મોકલવામાં આવે છે

### પરમિઆની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલ અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતના પરમિયાનો જડમૂળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથે તાકાત આપે છે અને થતી બળતરા, ચાલતું પરુ, (રસી) સાંધાનો અને પેડુનો દુખાવો, કળતર, નિચેની રગમાં થતી પીડા, પાતળા પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ ઉપરના ભાગનો સોજો, વગેરે દરદો અને આ સિવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ટુંક વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દૂર કરી શરીરને શક્તિ આપે છે.

**ડબ્બી ૧ની કીંમત રૂ. ૨—૮—૦**

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટિ નામનું પુસ્તક મંગાવી વાંચો.

વૈદ્ય જાફરભાઇ જીવણભાઈ આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ. ધોળકા—(ગુજરાત)

મફત ! આ જાહેરખબર કાપી મોકલનારને નમુનાની બાટલી મફત!



# ડૉ. જે. બી. ની

ઔષધિક ખુશબોદાર

# તપકીર.



(Reg. T. Mark)

ઉત્તમ કીમતી ઔષધિઓ સાથે ઉમદા સુવાસિત વસાણુથી
જ્ઞાનતંતુઓને પોષણ આપનારી બનાવી છે.

## તપેલા મગજ અને કંટાળેલા જીવને ઠંડા ઢંગે શાન્તિ આપે છે

## ફકત એકજ ચપટી.

પીનસ, આધાસીસી, હિસ્ટીરીયા, નજલો, સલેખમ, શરદી, માથાના ઠણુકા, સમકા વિગેરે મગજ અને માથાના તમામ દરદોને દૂર કરે છે.

કીમત શીશીના ચાર આના

પોસ્ટેજ ૧ થી ત્રણ શીશીના આના ત્રણ વધુ ડઝન ૧ના રા ૨-૮-૦ ટપાલ સાથે ૨-૧૪-૦

**ખાસ સુચના—**

તપકીર ખરીદતા પહેલા ટ્રેડમાર્ક તપાસજો કારણકે અમારા ઘણા વર્ષના અનિશ્રાંત પરિશ્રમને લીધે તથા નિષ્કલંક પ્રસિદ્ધિને લીધે તપકીરનું મળતું નામ આપી નકલ કરે છે નકલી માલ ફાયદો ન કરતા નુકશાન કરે છે, એ સાબીત થએલુ છે

---

બહારગામ એજંટો જોઈએ છીએ. કમીશન સારૂ મળશે

# વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની, ટ્રામ જંકશન, મુંબઈ નં० ૩.

એક નવું સાહસ

સાહિત્ય પ્રેમી બન્ધુઓ, લાયબ્રેરીના સેક્રેટરીઓ કૃપા કરી આ જાહેર ખબરની નોંધ લેજો.



અમારા તરફથી હાલમાંજ ખોલવામાં આવેલા

## શ્રી શારદાવિહાર પુસ્તકાલય

(બૂકડેપો)માં ગુજરાતના દરેક વિદ્વાન લેખકોનાં તથા દરેક સંપ્રદાયનાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.



તમને કોઇ પણ પ્રકારનાં પુસ્તકની જરૂર જણતાં એક વાર આ પુસ્તકાલય (બૂક ડપો)ને જરૂર યાદ કરજો.

વધુ માટે લખોઃ—

શ્રી શારદાવિહાર પુસ્તકાલય.

C/o સત્સંગ ઓફિસ—સુરત

આપણા દેશની ધાર્મિક, આર્થિક, રાજકીય અને સામાજિક સુધારણાનું
વિશાળ અને અનુભવી જ્ઞાન મેળવવું હોય તો વાંચો
સ્વ૦ દિ૦ બ૦ અંબાલાલ સાકરલાલ દેસાઈનાં

**ભાષણો અને લેખો.**

કે જેની પ્રસ્તાવના
પ્રો૦ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે લખી છે
એન્ટીક ગુજરાતી વોલ્યુમ ગ્લેઝીંગ પાકું પૂંઠું કિં૦ ૨-૮-૦
ગુજરાતી વોલ્યુમ કિં૦ ૨-૦-૦

# લાયબ્રેરીઓને શોભાવે તેવાં વિદ્વાનોને પણ પ્રિય થઇ

## પડેલાં ઉત્તમ પુસ્તકો.

**૧. રાજયોગી**—અને પરમાર ધારા વર્ષદેવ. ભા. ૧ લો અને બીજો (બે પુસ્તક) ઐતિહાસિક રસિક નવલકથા, જેની બે વરસમાં ૪૦૦૦ નકલો ખપી ગઇ છે. કિં. રૂ. ૪-૦-૦

**૨. દેવી ખડ્ગ**-ઉપલાજ લેખકની તેત્રીજ બીજી ઐતિહાસિક નવલકથા કિં ૧-૧૨-૦

લો૦ તિલકની ભગવદ્ગીતા-(કિ. રૂ ૩)

શ્રી શંકરાચાર્ય ચરિત્ર—૨૫૦ મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી રચિત, પાકું સોનેરી નામનું પૂંઠું, ૩૦૦ પૃષ્ટ છતાં કિં ૧-૦-૦

અનંગ ભસ્મ—નામ પ્રમાણેજ ઉંચો આદર્શ રજુ કરનાર પ્રો૦ બેહનની એક અપૂર્વ હિન્દુ ધર્મની શુદ્ધ ભાવના પોષતી નવલકથાનું ભાષાંતર, આવૃત્તિ બીજી. અનુવાદક સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. પાકું પૂઠું ઉંચા કાગળ છતાં કિ. ૦-૮-૦ પ્રો૦ બેહનની પ્રસ્તાવના વાંચતાંજ કિંમત વસુલ થાય છે આ પુસ્તક દરેક ગૃહસ્થે ઘરમાં રાખવું જોઇએ.

ગીતાંજલિ—મહા લાખ કવિનાનું પુસ્તક માત્ર સવા રૂપિયામાં.

### નીતિ પ્રધાન નાટકો.

જયકુમારી વિજય નાટક કિ. ૦-૧૨-૦

લલિતા દુઃખદર્શક નાટક કિ. ૦-૮-૦

નળ દમયંતી નાટક. કિ. ૦-૮-૦

બાણાસુર મદમર્દન કિ. ૦-૮-૦

લેખક રિ. બા. રણછોડભાઇ ઉદયરામ.

રામ વિયોગ—કિં. ૦-૧૨-૦

સુકવિ-સમિતિ (એક સુન્દર હાસ્યરસનું પુસ્તક) કિ. ૦-૪-૦

રા. રા. કલ્યાણરાય નથુભાઈ જોશી બી. એ.

તથા

રા. રા. હરિલાલ માણેકલાલ દેશાઇ બી. એ.

ના ઉત્તમ પુસ્તકો.

રાષ્ટ્રિય પ્રશ્નો—રાજદ્વારી પ્રશ્નોની ચર્ચામાં રસ પૂર્વક ભાગ લેતાં શિખવું હોય તો આ પુસ્તક જરૂર ખરીદો—૨૫૦ પાનાં પાકું પૂઠું કિં ૧-૦-૦

**સૃષ્ટિની ઉત્પત્તિ** (સચિત્ર) આ ઉંડી ફિલસુફી ભરેલા ગ્રંથની તદન સાદી અને સરલ રીતે ગુંથણી કરવામાં આવી છે. ઉત્તમ બાઇન્ડીંગ કિં. ૦-૧૪-૦

**વિજ્ઞાનની વાતો**-આ ગ્રંથ પણ તેટલોજ ઉપયોગી અને ઉત્તમ છે પાકું પૂઠું ૧-૦-૦

**દેશ દેશની રસમય વાતો** } વિદ્વાનોને પણ આ
**દેશ દેશની માર્મિક વાતો** } પુસ્તક વાંચતાં બે ઘડી આનંદ થાય છે. દરેક ગૃહસ્થે આ પુસ્તકો ખરીદવા યોગ્ય છે. દરેકની કિં. ૦-૬-૦

### રસિક નવલકથાઓ.

| | |
|---|---|
| મહારાષ્ટ્રીય કથાકુંજ | કિ. ૦-૧૦-૦ |
| પ્રતિજ્ઞા પાલન | કિ. ૦-૧૨-૦ |
| પાપપુંજ | કિ. ૦-૧૨-૦ |
| ખલીફના પરાક્રમો પા પૂ. | કિ. ૧-૦-૦ |
| અદ્ભુત આમલેટ | કિ. ૧-૦-૦ |
| બ્રહ્મદત્ત ચક્રવર્તી નોવેલ | કિ. ૦-૮-૦ |

કુસુમ અને કુસુદ,

(સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી અને રા.

દયારામ ગીડુમલનો પત્રવ્યવહાર કિ ૦-૬-૦

મુક્તા (ગુજરાતી કાદંબરી) કિ. રૂ. ૩-૦-૦

પુસ્તક ૧૦મું.
અંક ૮મો.

# સત્સંગ.

ફાગણ
સં. ૧૯૭૫



## પ્રાસંગિક નોંધ.

**હોળી**

ચાલુ સં. ૧૯૭૫ના ફાગણ સુદ ૧૫, ની હોળી હિંદુસ્થાનમાં ખરેખરી હોળી છે. મહાન લડાઈને પરિણામે ઉપસ્થિત થએલી અસહ્ય મોંઘવારી, અંગમાં પૂરું ઢાંકવાનું વસ્ત્ર, ભૂખે મરતી ગરીબ પ્રજાને તો શું પણ શ્રીમંતોને એ ગભરાવી મૂક્યા છે. જ્યાંને ત્યાં અસહ્ય મોંઘવારીની હોળી સળગેલી છે. પ્રજાના અંતઃકરણના ઉંડાણમાં જાજ્વલ્ય અગ્નિ ધગ ધગે છે. આ સર્વ છતાં હાલમાં પેલા રૉલેટના કાળા કાયદાઓએ દેશમાં મોટો ખળભળાટ મચાવી મૂક્યો છે. સમજુ અને અણસમજુ સર્વ પ્રજાના હૈયાં પોતાના ભવિષ્ય માટે ચિંતાતુર બન્યા છે ને જો આ અપમાનજનક કાયદાઓ પસાર થાય તો હિંદનું ભવિષ્ય ભયંકર સ્વરૂપે સામું ખડું થાય છે. સર્વ જાહેર પ્રવૃત્તિ જોખમમાં આવી પડે છે. જાહેરમાં કામ કરનારાઓને માથે મોટું ભયંકર સંકટ ભમતું રહેશે. આવી ગંભીર પરિસ્થિતિ કે જ્યારે સર્વ પ્રજાના અંતઃકરણ અનેક રીતે ભવિષ્યની મહાની ચિંતામાં ગમગીન બન્યાં છે, તેના જેવી બીજી કઈ ખરેખરી હોળી_હોય !

**બીડી પીતા અટકાવવા.**

તમાકુનું વ્યસન ભલે દારૂ તાડી કે એવાં બીજાં ભયંકર ઝેરી પીણાં મુંબાઈ સરકારનું કહેવું તુકશાનકારક એવું ન્હોય પગલું, હોય તોપણ તે થોડું નાના બાળકોને ઘણું જ નુકશાન તો બીડી પીતા કરે છે. તેમાં વળી જો એ વ્યસન દુર્ભાગ્યે નાની વયથી કે જે સમયે બાળકના શરીરના બંધારણનો સમય છે, તે સમયે આ હલકું ગણાતું વ્યસન પણ જો વળગે તો તે પેલાં ભયંકર પીણાં જેટલુંજ હાનિકર્તા નીવડે છે. બાળકોનાં કોમળ કલેજાને આથી સચોટ અસર થઈ તે નજરે પડે છે. આ વાત તદ્દન સાચી છે, અને મંતવ્ય વાત છે કે તે તરફ રાજા પ્રજાનું લક્ષ દોરાવવું છે.

નાના બાળકોને બીડી પીતાં અટકાવવા ઘણે સ્થળે ખાસ કાયદાઓ ઘડાયા છે. અમે જણાવવાને ખુશી થઈએ છીએ કે આપણા મુંબાઈ ઇલાકામાં પણ તે માટે ખાસ કાયદો ઘડવા માટેનો ઠરાવ ઓન. મેજર સી. ફરનાંડીઝે રજુ કર્યો હતો, તેને દાખલ કરવાની નામદાર ગવર્નર સાહેબે કૃપા કરી છે.

ઓનરેબલ મેજર સી. ફરનાનડીઝે તે પછી બાળકોને બીડી પીતા અટકાવવા માટેનો કાયદાનો ખરડો રજુ કરવા માટેની પરવાનગી માગતા જણાવ્યું કે આ ખરડા માગે આ ! બીન સરકારી તેમજ સરકારી (કોઈને કોઈ વ.પી. દરી નહીં. તેમ જાહેર પ્રજાને પણ તેથી અડચણ પડશે નહીં. બાળકોમાં બીડી પીવાની બદી ઘણી વધતી જાય છે અને તે અમે

અટકાવ મુકવાનો વખત આવી પહોંચ્યો છે. મોહલ્લામાં નાની નાની ઉમરના છોકરાઓ બીડી પીતાં માલુમ પડે છે તેનજીની દૃષ્ટિએ છોકરાઓ બીડી પીએ તે વાંધા ભર્યું છે. નાનપણમાં બીડી પીવાની ટેવ પડે છે તે પછી મોટપણે ઘણી નડે પડે છે અને તેથી શારીરિક અને માનસિક બળ ઘટે છે.

ડૉક્ટરોના મત ટાંકતાં મેજર ફરનાનડીઝે જણાવ્યું કે "બીડી પીવાથી ગાંડપણ લાગુ પડવાનું એક તબીબ જણાવે છે, બીજા એક તબીબ જણાવે છે કે બીડી પીવાથી અફીણ લેવાના જેટલું નુકશાન થાય છે.

મેજર ફરનાનડીઝે આગળ ચાલતાં જણાવ્યું કે છોકરાંઓને બીડી પીતા અટકાવવા માટે પગલાં ભરવાની જરૂર છે. અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સ, સીલોન, ઉપરાંત આ દેશમાં પણ બંગાળ ઇલાકામાં તથા મહેસોર વડે દરા અને જામનગરના દેશી રાજ્યોમાં પણ બાળકોને બીડી પીતાં અટકાવવાનો કાયદો પસાર કર્યો છે.

મુંબઈમાં બીડી પીવાની બદી ઘણી વધી ગઇ છે અને આજે બીડી નહી પીનાર બાળક અપવાદ રૂપ ગણાય છે. નાના બાળકો બીડી પીવાથી મોટપણે કમજોર બને છે એવું કહેવામાં આવશે કે નીરાળમાં આ બદી અટકાવવાના પગલાં ભરવાં પણ તે માટે કાયદો ઘડવો નહિ પણ તે માટે ખાસ કાયદો ઘડવાની જરૂર છે.

મેં આ ખરડો હીંદમાં બીજે ઠેકાણે પસાર થયેલા એ કાયદાના નમુનાપર ઘડ્યો છે. એ કાયદો પ્રગટ કરી પ્રજામત માટે ફેલાવવાની મારી અરજ છે." તે પછી મત લેવા ખરડો રજુ કરવાની પરવાનગી આપવામાં આવી હતી.

દારૂની દુષ્ટ બદી દૂર કરવા માટે હિંદમાં
થી વધારે પ્રયત્નો શરૂ
દારૂની દુષ્ટ બદી. થયા છે. આ બદીથી
કેટલાક શુભ પ્રયાસો હિંદને કેટલું બધું નુકશાન
થયું છે, વધુપરાંત એ
વ્યસન હિંદી દારૂની ...ના મુખ્ય કારણ રૂપ છે. પુષ્કળ નાણાં છતાં પણ હિંદનાં લોકો કારીગરો ગરીબી દશામાં પરાધીનતાની સખ્તમાં સખ્ત બેડીમાં સપડાયલા, જેવી દશામાં સબડે છે. આ પરિસ્થિતિને પ્રજાના સમજુ વર્ગ સ્પષ્ટ રીતે સમજે છે. આ સંબંધે હાલમાં બનેલા કેટલાક પ્રયાસોથી સર્વને પ્રતીત થશે. અમે અમારા આગલા અંકોમાં દારૂને માટે સુધરેલા દેશો કેવા કેવા કાયદાઓ આ બદી દૂર કરવા ઘડે છે તે દર્શાવી ગયા છીએ. હિંદમાં પણ તે ઢબના કેટલાક પ્રયાસો શરૂ થયા છે.

(૧) તા. ૨૫–૨–૧૯ને રોજ વડોદરામાં મળેલી વડોદરારાજ્ય પ્રજા મહાસભામાં નીચે પ્રમાણે ૧૦મો ઠરાવ પ્રમુખ સ્થાનેથી મૂકાયો હતો, અને સર્વાનુમતે પસાર થયો હતો

"દારૂની બદી પ્રજાને પાયમાલ કરનારી છે; તેને આ રાજ્યમાંથી કમી કરવા દશ વર્ષનું પ્રોગ્રામ ઠરાવી દરસાલ ફાળે પડતી દુકાનો કમી કરતા જતાં દશ વર્ષે રાજ્યના બધી દુકાને કમી થાય તેવી યોજના કરવા આ સભા શ્રીમંત સરકાર મહારાજા સાહેબને વિનંતિ કરે છે.

## હિંદમાં કેફી ચીજોની મનાઇ કરવાની સુચના.

### લાહોરમાં મુસલામીઓની મળેલી સભાએ પસાર કીધેલા ઠરાવો.

લાહોરથી મળેલા તારના સંદેશામાં જણાવવામાં આવે છે કે અહમદીયા અન્જુમને ઇશાત ઇસલામની આગેવાની હેઠળ રવિવારે મળેલી જાહેર સભામાં નીચલા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

કેફી પીણાંની બનાવટ, વેચાણ આયાત તથા નીકાશની મનાઇ કરવાનો કાયદો અમેરીકાની માફક હિંદમાં પણ બાંધવો.

જે નિયમ હજરત પયગમ્બરે સર્વથી પહેલાં દાખલ કીધો હતો તે નિયમ ઉપર

સંતોષકારક થયું છે. રાજકોટ રેલ્વેમીલીટરીખાતાના ઉપરી મી. ડબલ્યુ. એમ. વુડસાહેબ તથા સીવીલસર્જન મોટરમાં આવતાં મહારાજશ્રીની મુલાકાત માટે જૈન લાયબ્રેરીમાં આવ્યા હતા.

### જીવદયાના ફેલાવા માટે થયલી કેટલીક શુભ પ્રવૃત્તિઓની નોંધ

**જીવદયા માટે કેટલીક શુભ પ્રવૃત્તિઓ.**

લેવી અને આવશ્યક સમજી એ હોએ આ દિશામાં પણ કેટલેક સ્થળેથી સારી હીલચાલો થાય છે. મીરાદરમાં મુનિમહારાજશ્રી વલ્લભવિજયજી સારી હીલચાલ કરી રહ્યા છે. તેમજ મુનિશ્રી પ્રમાણવિજયજી પણ જીવદયાના ફેલાવા માટે પ્રવૃત્તિઓ કરવામાંજ મચ્યા રહે છે તેઓએ થોડાએક સમયપર દમણ ખાતે જઇ ત્યાંના ખારવાઓને સમજાવી અમુક દિવસ હિંસાબંધ કરવાને સમજાવી અમલ કરાવ્યો હતો. હાલમાં બોરપાડ ખાતે ત્યાંના સરકલ ઇન્સ્પેક્ટર ભાઇ ભગવાનદાસના પ્રયત્નથી કોઠા, પારડી, કોઇન, દશનપોર વગેરે ગામોમાં દરવર્ષે વૈશાખ શુદ ૩ તથા માહ વદ ૩ને દિવસે માંસ મદિરાનો ઉપયોગ ન કરી શકે એવો કાયમી ઠરાવ કરવામાં આવ્યો હતો. મુનિમહારાજશ્રી ગનવિજયજીએ પણ આ બાબતમાં સહાય આપી હતી.

જીવદયા સંબંધીનું કેટલુંક સાહિત્ય વાંચી અમદાવાદ દરીયાપુર દરવાજા પાસે રહેનાર ભાઇ સુંદરભાઇ બાલીબાઇએ કેટલાંક માણસોની રુબરુમાં માંસાહાર નહિ કરવાની તથા દારૂ નહિ પીવાની પ્રતીજ્ઞા કરી છે.

આ સર્વ ખુલાસા જો કે નાના છે, તો પણ પરિણામે મોટો લાભ કરે છે. આવા પ્રયત્નોથી એવા વિચારોનો ફેલાવો થાય છે. એક માણસના સુધરવાથી પણ તેની આખી જીંદગીના આહાર જેટલાં માંસ મદિરાનો બચાવ થાય છે. આથી સમજાશે કે આવું જ્ઞાન ફેલાવવાની કેટલી બધી આવશ્યકતા છે.

### પુરૂષાર્થ પ્રમાણે આપણું સારૂં નરસું ભાગ્ય રચાય છે.

સ્વશક્તિ સામગ્રીને સંચીવટથી સદુપયોગ કરવો તે પુરૂષાર્થ અને પ્રમાદ યા બેદરકારીથી તેનો ગેરઉપયોગ કરવો તે કાયરતા કહેવાય. જીવ જેવું કરે તેવું ફળ પામે. 'ભાગ્યમાં હશે એમ બનશે' એમ માનીને નિરૂદ્યમી બેસી રહેવું જોઇએ નહિ. પોતાની શક્તિ યા સ્થિતિ સંયોગોનો જેમ બને તેમ ખંતથી સદુપયોગ કરવો જોઇએ, સદુદ્યમ વડે દુઃખ દારિદ્ર દૂર થાય છે અને સુખ સંપદા પ્રાપ્ત થાય છે તેથી સુખના અર્થી જનોએ સદુદ્યમ સદાય સેવવો જોઇએ.

પ્રમાદ-સ્વચ્છંદતા વડે સુખ સંપદાનો લોપ થાય છે અને દુઃખ દારિદ્ર વધતા જાય છે માટે પ્રમાદ યા સ્વચ્છંદતા અવશ્ય તજવા યોગ્ય છે.

મદ (Intoxication), વિષયા સક્તિ (Sensual appetite), કષાયોંધતા (Wroth, Arrogance Fraud fulness. & Avarice,) આલસ્ય Idleness) અને વિકથા (False Gossips) વિગેરે સ્વચ્છંદ વૃત્તિથી જીવની પાયમાલી થાય છે. નિર્મદતા, જિતેંદ્રિયપણું, ક્ષમા-નમ્રતા-સરલતા-સંતોષ વૃત્તિ, ચપલતા (Activity) અને સેવા પરાયણતા વડે જીવની સારી ઉન્નતિ થઇ શકે છે. પૂર્વ જન્મમાં જીવે જેવાં શુભા શુભ કૃત્યો કર્યા હોય છે. તેવાંજ શુભાશુભ ફળ આ જન્મમાં મળે છે અને આ જન્મમાં જેવાં શુભા શુભ કૃત્યો તે કરે છે તેવાંજ શુભ શુભ ફળ તેને હવે પછીનાં જન્મોમાં ભોગવવાં પડશે. તેથીજ નઠારાં કાર્યોથી નિવર્તી સારાં કાર્યોજ કરવા અને દત્તચિત્ત રહેવું અને અન્યને પણ સારીજ સલાહ દેવી. લાખો ગાયોમાં જેમ વાછડો પોતાની માતાનેજ શોધી અનુસરે છે તેમ ગમે ત્યારે કરેલાં કર્મ પણ તેના કરનારને ભૂલી જતાં નથી તેમ સમજી તન મન ધનથી સદુપયોગ કરવા લક્ષ રાખવું.

## સુબોધ.

હાંરે જેમ રામ રાખે તેમ રહેવું;
સુખ દુઃખ આવે તે સહેવું, હારે, (ટેક)
દુખ આવે ત્યારે દીલગીર ન થાવુ સુખમાં નહિ હરખાવું;
બંને સમયમાં સમચિત્ત રાખી, રામનું નામ પ્રેમે ગાવું.—હારે.
રાબ છાશ કે લુખો ટુકડો: હરી આપે તે હસે ખાવું;
ફાટયાં તુટયાં વસ્ત્ર મળે તે પહેરતાં શાને શરમાવું.—હારે.
પૂર્વનાં કર્મ પ્રમાણે મળે છે, મનને શીદ બહેકાવું,
શોક સંતાપથી કાંઇ વળે નહિ, ક્લેશ કરી મરી જાવું.—હારે.
આમ રૂપનો નાશ થવાનો, નથી હું તુંથી રહેવાવું,
એપણા ત્રયનો ત્યાગ કરીને, રામ નામચિત્ત ચહાવું.—હારે
મનુષ્ય દેહ રૂપી રત્ન મળ્યું છે, શાને તું વ્યર્થ ગુમાવું,
ઉપયોગ કરી લે ઉતાવળથી, ફરી નહિ આવે ટાણું અહાવું.—હારે
સમય સાંપડયો સુંદર તોયે, વિષય વિષે સપડાવું,
લક્ષ્મી આવી લાભ આપવા, મોં ધોવા શીદ જાવું.—હારે.
અલંકાર હરિહર ભક્તિના, નાના નહીં તજાવું,
સુવર્ણ ચાંદીમાં મોહ ધરો નહિ, શાને અરે! વસાવું.—હારે.
અનિત્યની કયમ રહે અપેક્ષા, ગાંડા થઇ ગભરાવું,
સત્-ચિદ્-આનંદ સ્વરૂપમાં, એકતાર થઇ જાવું.—હારે.
ભક્તિ સાધન સાધી સ્નેહે, જ્ઞાન ધરેણું લાવું,
મુક્તાનંદ સદ્‌ગુરૂ તુજને, સત્વર તેથી સોહાવું.—હારે.
મોતીલાલ છોટાલાલ વ્યાસ.

---

## "ન પાછળ કંઈ નિશાની છે"

—ગઝલ—

જશે ચાલી બધી આલમ, ન પાછળ કંઇ નિશાની છે
સમજ માનવ અભીમાની, જવાની આ જવાની છે
ફુલી કાયા બદનમાતો, ફરે મગરૂર અકડાતો;
પલકમાં પ્રાણ તો જાતો, ન પાછળ કંઇ નિશાની છે
ભરી દોલત બધી રહેશે, ઊપાડી એકલો લેશે;
કહો ઝટ બહાર સૈ કહેશે, ન પાછળ કંઇ નિશાની છે
ભવે ખાવા બધા ભેળા, સગા નવ હોયગા તેરા
એસી નર આપગી વેળા, ન પાછળ કંઇ નિશાની છે
નથી એ રાયને મુકતો, ન લેતા રંકને ચુકતો;
ખરો એનો અજબ તુકતો, ન પાછળ કંઇ નિશાની છે
ભલાઇ કર ભલાઇ લે, મળે તો રંકને કઇ દે;
ધરમની ગાંઠડી કર લે, ન પાછળ કંઇ નિશાની છે
ધોળકા ૭ બી. પચાર. ૭-૧૨-૧૮.

## સનમની શોધ!

તુજ દર્શને ઘેલો બન્યો, તરસાવ ના પ્રેમી સનમ!
ભેટ લે દીલદારની, ના માગનો હું કંઇ સનમ!
આકાશને પાતાળમાં, શોધી વળ્યો તુને સનમ!
સાગર તણાં ઉંડાણમાં, ગીરિકન્દરામાં ના સનમ!
મસજીદને મન્દિરમાં, શોધી સરિતામાં સનમ!
પત્તો કશો લાગ્યો નહીં, ઢુંઢી વળ્યો દુનિયાં સનમ!
આ જગતમાં અસ્તિત્વ છે, સર્વત્ર ઓ તારૂં સનમ!
મુજ ચક્ષુને દીસે નહીં, વ્હાલી ફરા ત્રિશુ ઓ સનમ!
મૃગ નાભીમાં રહી કસ્તુરી, ના ખ્યાલ તેને ઓ સનમ!
હું વ્યર્થ દોડયો આલમે, મુજ પાસ રહી છે તું સનમ!
મમ હૃદયના ધબકારમાં ને રગે રગમાં રહી સનમ!
છે ઠોકરૂં મુજ કામો, શોધ્યું નતાં ગામે સનમ!
અડવા-સુરત. } અમ્બેલાલ એસ. દેશાઇ.

## સત્સંગ.

પાષાણશાં પાપી હૃદય સત્સંગથી મૃદુ થાય છે,
સ્વાર્થે ભર્યાં મેલાં હૃદય સત્સંગથી બદલાય છે;
ઇર્ષ્યાગ્નિથી નિત સળગતાં અંતર રેવતઃ ઓલાય છે,
લક્ષ્મીમદે પાગલસમા ડાહ્યા ક્ષણે થઇ જાય છે.
સત્તાંધ જનપદ પીડતા સત્સંગથી પલટાય છે,
દ્રોહીજનો નૃપવર્યનાં શરણે જવાં પ્રેરાય છે;
લંપટ બની કુલટા કે સ્વામી હૃદયને ચીરતી,
સત્સંગ સ્પર્શમણિ મળે સૈના પરાયણ થઇ જતી.
વ્હેમી પતિ સતીશુદ્ધને સંત્રાસ સંતત આપતા,
અનુકંપહીણા રાક્ષસો અગ્નિ ઉરે રંજાડતા;
ત્યાગી દયા, માર્દવ ભર્યા, મુગ્ધા હૃદય નિત બાળતા,
સત્સંગથી સગભાવઝર રમણી હૃદય સન્માનતા.
સંમોહથી જડ સૃષ્ટિના લાખો અનર્થો આદરે,
પર દ્રવ્ય-દારા હરણમાં શક્તિ સકલને વાપરે;
શાસ્ત્રોક્ત સહુ ધર્મો તજી આશ્રય અધર્મે શોધતા,
વાલ્મીકિશા સત્સંગથી પાપી મટી જગ બોધતા.
સત્સંગ સેવનથી બન્યા લાખો વિધર્મી ધર્મીઓ,
સત્સંગના સુપ્રભાવથી લાખો તર્યા દુષ્કર્મીઓ;
તુલસી અહલ્યા પ્રથમવયના પાપીઓ એથી તર્યા,
સત્સંગ કેરા પ્રતાપના સંકીર્તનો શાસ્ત્રે કર્યા.

વિજયશંકર ત્રિભુવન
ત્રિવેદી

## "પ્રમદા પ્રત્યે પ્રિયતમનો પત્ર !"

પ્રણમી પ્રિય ! પ્રેમતણી પ્રતિમા !!
સહચારિણી ! સ્નેહ તણી સરિતા !!
ગમ્યું ના, ગમ્યું હા ! ગમ્યું જે ! પ્રિયને !!
ગમવું અતિ દુર્લભ છે જગને !!

લખવું, લખવું, લખવુંજ થતાં !
લલના ! લલિને ! ! લખું છું ! લખું શું !?
લખું હા ! લખું છું ! "ખુશી છું !!
ખુશી તુંય હશે !" મન ધારી શકે !!!
ગઇ જે ! ઘડી તું ! ઘડી તે ! ઘડી હું !!!
નવ જોઇ શક્યો ! કાંઇ ! રોઇ રહ્યો !!!
નયને નવ ચાહી રજા તુજની ? !
છતાં ક્રુર બની ! સખી ! તુ સટકી !!!
વળી જે ઘડી વાટે ! વ્હાલી ! વનિતા !!
નવ વિસરું હું હજી તે ઘડિયાં !!!
કંઇ ખેદ થયો ! ખરે ! રે ! સુજને !!
ત્યમ ધારી શકું થયેલો તુજને !!!
સહુ સાથી. સખાં, સુખે રમશે !
પણ ! આર્ય ! મન્ મદમે ભમશે !!!

—'વિહારી'—

## "ગરીબડી ગાયની સજ્જનો પ્રત્યે પ્રાર્થના."

હું છઉં ગરીબડી ગાય—બચાવો મુને—હું છઉં ગરીબડી ગાય.
ભારત પુત્રો સત્યે વિચારો તો, કરજ્યો મ્હારી સહાય—બચાવો.
ભારત જીવન છે ખેતીવાડી પર, તેની આબાદી થાય,
ચરિત્રની સંપત્તિ સુખનું સૌ કારણ, આનંદ ઓચ્છવ થાય—બચાવો;
મ્હારા પુત્રો છે અતિ બળવંતા, જેની વજ્ર સમ છે કાય;
તેના પ્રતાપે ભારત જનોને, અન્નને વસ્ત્રો પુરાય—બચાવો.
હાથી, ઉંટ, ઘોડા, ગધા છે મોટા, તે શું હળમાં જોડાય;
સિંહ, વરૂ, વાઘ ને રિંછ જોવાથી, શું ખેતીની આબાદી થાય—બચાવો.
યાંત્રીક બળ ક્યાં છેજ તમારૂં, શું, વીજળીથી ચાસ તણાય

ખાત્રી કર્યા વિના આંખો મીચીને, શું હિંદનું હિત તણાય—બચાવો.
તમોને પોષતા માત તમારાં, ત્રણ વરસ પય પાય;
જીંદગીભર પયપાન કરાવું, તો માત મોટી કે હું ગાય—બચાવો.
છાણને મુત્ર મારાં અતિ છે પવિત્ર, તે તમ ઘરમાં વપરાય,
મનુષ્યોના મળ અને મુત્ર દુર્ગંધથી, પ્લેગ કોલેરા થાય—બચાવો
દુધ, દહિં, ઘી, છાશ વિનાનાં. આપનાં શરીર સુકાય.
નિસ્તેજ થઇને ફેરા ફરો છો. શું, ઘીમા ચરબી ખવાય—બચાવો.
હું અપરાધી શી રીતે ગણુછ જે મ્હારો વધ થાય,
હિંદુ, મુસલમીન, પારસીને ખ્રિસ્તી, તમો કરજ્યો મ્હારો ન્યાય—બચાવો.
રામે પાળી શ્રી કૃષ્ણે મુને પાળી, વ્રજમાં ગાયો ચરાય,
આજે ગૌચરોનાં જંગલો માટે, તમો કરોને કાંઇક ઉપાય—બચાવો.
અકબરશાહે મુજને બચાવી. અલ્લા અકબર કહેવાય;
ખુદાના ખાતર મુજને બચાવો, હું લાગુ તમારે પાય—બચાવો.
જમાતાલા જબલપુર વાશી, તે કરતા મ્હારી સહાય;
પારશી સુપુત્રો સર્વે જાણે છે જે, ગાય હમારી માય—બચાવો,
ગાંધીજી મ્હારા છે લાડકવાયા. તે દીનમા ઘરેગ દુ ખાય.
(ગણ) સત્યાગ્રહનુ શસ્ત્ર ધરીને, મ્હારી વ્હારે કયારે ધાય—બચાવો.
તીલક ઝણ્યા એની પિસ્તન્ટને, માને છે હિંદી પ્રજાય.
મુજ અબળાને મરતી બચાવો, હું છું તમારી ગાય—બચાવો.
ગોસ્વામી ગોપાલ વિભૂતિ, ગૌલોક વાસી કહેવાય.
અલ્પ ગાયોને મળે માલ ગિંદા, ત્યાં લાખોની ભુખ શું, મંગાય—બચાવો
જય ગોપાલ, ગોપાલ વદે સો, મુખે બોલ્યે શુ થાય.
ગોપાલન જે કરી બતાવે, તે વૈકુંઠવાસી થાય—બચાવો.
તેત્રીશ કોટી હિંદના બાળો, સર્વે મુજમા સમાય.
જીવન દાતા માત છતાં હું, લળી લળી લાગુ પાય—બચાવો.
ભુખેને દુઃખથી દુંતા રીબાઇ, આંખે અંધાપો થાય,
રોતાને ઝુંતાં આ શરીર સુકાયુ, તમો જુઓ આ મ્હારી હાય—બચાવો
રક્ષણ કરો તમો ભક્ષણ તજાવો, મ્હારા શોકમાં દીવસ જાય
ભક્ષણ તજાવી જે રક્ષણ કરશે તે સિદ્ધા સ્વર્ગે જાય—બચાવો.
સદ્બુદ્ધિ અર્પે ઇશ્વર આપને, તો દુઃખને દારીદ્ર જાય,
આશિષ આપું છઉં હિંદ તનુજો. મનવાંછિત શુભ થાય—બચાવો.
દયાળુ સરકાર દયાજ કરશે, ને હિંદનો ઉદય થાય
"સવાણીસુત" ની વિનતી સુણીને, વ્હારે આવે જ દુરાય—બચાવો.

ગૌ સેવક.
કાલબાદેવી મુબઇ નં ૨ } ઠક્કર. ભાણજી ધરશી સવાણી.

## વીધીના લેખ.

શું કહું કથની મારી રાજ—એ રાગ.

વિધિના લેખ ન ટળશે રાજ. વિધિના લેખ ન ટળશે,
બીજ બોયા સમ ફળ મળશે રાજ૦ વિધિના. ટેક.

લગ્ન વશીષ્ટ મુનિ દેનારા, રામ ગ્રહણ કરનારા,
કયાં અભિષેકને ક્યાં વન[1] વલ્કલ, એક સમય ફળ ન્યારાં—રાજ. વિધિના.

કૃત્રિમ કંચન મૃગની તૃષ્ણા, પ્રતિકુળ દૈવ પ્રભાવે,
અપહરી સીતા રાવણ રાગે, રઘુવીર જંગ મચાવે—રાજ. વિધિના.

દક્ષ યુધિષ્ઠિર વિધિ એ વંચ્યો, દ્રૌપદી[3] દ્યુતમાં ગુમાવી.
કુળક્ષય પાંડવ કૌરવે કીધું, થાય ન મિથ્યા ભાવી—રાજ. વિધિના.

ધવળ શશિમાં શ્યામ કલંક કાં? વધઘટ દિવસ[4] નિશિને,
ભરતી ઓટ સદા સાગરને, અસ્તોદય રવી શશિને—રાજ વિધિના.

દિનકર ઉગ્યો દુનિયા દેખે, અગ્ર ઘુવડ કેમ થાવે?
[5]રત્નાકર જાચ્યો જળઆશે, મંથી તરસ્યો જાવે—રાજ. વિધિના.

થાય થવાનું તે કદી મિથ્યા હોય ન દેવ પ્રભાવે.
હર્ષ શોક ફોકટ શો કરવો? રહેવું સદા સમ ભાવે—રાજ. વિધિના.

સુખમાં પ્રભુને યાદ કરે નહિ, દુઃખ આવે સંભારે,
સુખમાં સમરે દુઃખ ન આવે, જન્મ મરણ ભયવારે—રાજ. વિધિના.

સુકૃત કરણી ભવ ભય હરણી, કર ઝટપાર ઉતરણી,
સાંકળચંદ નરભવ નીસરણી, ચઢી શીવ વધુ લે પરણી—રાજ વિધિના.

---

## દારૂના દુર્ગુણથી બચવા સજ્જન પ્રતિ ઉક્તિ.

મનહર છંદ.

ચિત્ત બોધ ચિત્ત ભ્રષ્ટ કરવાનો ધંધો કરે, બનીને બેભાન ફેંક પાડે ભુમો વાટમાં
[1]ઘપીના મન વિષે સત્યતણું નામ ક્યાંથી બોલે અપશબ્દ ડોલે કાંતો પડે ખાટમાં
નીશાને આધિન મર્યાદા એકે રહે નહીં ધન તન ધર્મ વેળા, નાશ એવા ઘાટમાં
પરીણામે નહીં નહીં શાસ્ત્ર ઉપદેશ કરે, છતાં માને નહીં તેવા પડે કડી પાટમાં

અંબારામ મહારાજ.

---

૧ પાંદડાં ૨ કાંટો ૩ જુગાર ૪ રાત્રી પદરાયો.
-ભાટ=૫ દારૂવાળી જગ્યા પાટ=પાણીનો મરો.

# શું તમે તમારી જીંદગીને ચાહો છો ?

વખત ચીજ ગણુજ અમૂલ્ય છે, કારણ કે જો હીરા, માણેક અને મોતી બજારમા લેવા જઇએ તો તે વસ્તુઓ લાખ બે લાખ રૂપીઆ આપીને પણ આપણે ખરીદી શકીએ છીએ, પણ વખત ચીજને આપણે ખરીદી શકતા નથી તે તો નિરંતર મોટી નદીના પ્રવાહની માફક વહ્યાજ કરે છે તે કોઇનાથી રોકાયો રોકતો નથી લાખો રૂપીઆ આપવા છતાં તે આપણે માટે તન માત્ર પણ દીર્ઘ થતો નથી અંગ્રેજીમા કહેવત છે કે —Time and tide wait for no body અર્થ — વખત અને ભરતી કોઇને માટે રાહ જોતા નથી ઘણા મનુષ્યોને વખતની કિંમત નહિ હોવાથી અમુક કાર્ય કરવાની જે તક તેમને મળેલી છે, તેને બેદરકારીથી ગુમાવે છે, અને પછી જ્યારે તે કાર્ય જ્યારે થવુ જોઇતુ હતું, ત્યારે નહિ થવાથી દીલગીરી રૂપી દરિઆમાં પોતાનુ માથુ ઝુપલાવે છે, અને જે વખત પોતે ગુમાવ્યો તેનો પાછળથી પસ્તાવો કરે છે, અને ગુમાવેલા વખતને મોઇ ભેસના મોટા ડેબા'ની માફક સભાળે છે જેમ અમુક માણસ બહુ ધનાઢ્ય હોય, અને પોતાની મિલ્કત ઉડાઉપણે ગુમાવી દે અને પાછળથી પોતાના પૈસાને માટે પસ્તાવો કરે તેમ પણ વખતને માટે કહ્યુ છે કે —ખોએલુ ધન ઉદ્યોગથી, વિસરેલું જ્ઞાન અભ્યાસથી, અને ગુમાવેલી તદુરસ્તી મિતાહારથી અગર તો ઔષધથી પુન, પ્રાપ્ત કરી શકાય છે, પણ ગએલો વખત કોઇ કાળે પાછો મેળવી શકાતો નથી, આ વાત દરેક માણસના હૃદયે હોવી જો હોય નહિ તો તે માણસ આળસમાને આળસમા પોતાનો અમુલ્ય વખત નકામી વાતો કરવામા અગર તો ખરાબ કૃત્યો કરવામાં ગુમાવી દેશે વળી અંગ્રેજીમા કહેવત છે કે —' Oportunity knocks but once at the doors ' અર્થ હમેશા મનુષ્ય માત્રને અમુક કાર્ય કરવાની તક આવે છે, પણ તે ફક્ત એકજ વખત આવે છે ' હવે જો તે મનુષ્ય પોતાની તકનો ગેર ઉપયોગ કરે તો જરૂર તે મનુષ્ય પોતાના કાર્યમા નિષ્ફળતા પ્રાપ્ત કરશે એ વાત કેટલેક અંશે સિદ્ધ છે તેની માફક હાલ હિંદુસ્તાનના લોકો હજારો રૂપીઆ આદર્શ ઉંચા સત્કાર્યો કરવા છતા, દેશ પછાત સ્થિતિમા છે, તેનું કારણ ફક્ત એજ છે કે, પોતાને મળેલી તકનો સદુપયોગ કરતા નથી, અને પાછળથી તેને માટે પસ્તાવો કરે છે મતલબ કે હજુ હિંદુસ્તાનના લોકોએ પોતાનુ જીવન નિયમિતતાના પાયા ઉપર રચ્યુ નથી, નહિ તો હું ધારું છું કે હાલ જે હિંદુસ્તાનની સ્થિતિ છે તેવી ન હોત, પણ બધા દેશોના કરતા ઉત્તમ સ્થિતિ ભોગવતો હોત એ વાત કંઇક અંશે સત્ય છે તો આ ઉપરથી વખતની કિંમત કેટલી છે તે જણાય છે, તો હું મારા વિદ્યાર્થી બન્ધુઓને કહીશ કે જો તમે નાના વયમા વખતનો સદુપયોગ કરતા રહેશો તો મોટપણે તેનો સંપૂર્ણ લાભ આનંદ જણાયા વગર રહેશેજ નહિ.

ઉપરના પેરામાં મે કહ્યું કે નિયમિત રીતે કામ કરવાથી આપણે આપણા કાર્યમા ફતેહ મેળવીએ છીએ હવે જે માણસ અમુક કાર્ય કરવા નથી માગતો તે એમ કહે છે કે મને વખત નથી મળતો તો તે એક બહાનુ બહાનુજ છે, કારણ કે તેને તે કાર્ય કરવાને વખત તો મળેલોજ પણ તેનો તેણે સદુપયોગ નહિ કરેલો એ વાત ચોક્કસ છે હવે જો આપણે નિયમિત રીતે જે આપણને કાર્ય

કરવાની તકો ગયા કરે છે. તેનો સદ્ઉપયોગ કરતાં રહીએ તો જરૂર ભવિષ્યમાં મોટા માણસ થઇ શકીએ. શું દુનિયામાં જે મોટા મનુષ્ય તરીકે પૂજાય છે, તે એકદમ મોટા મનુષ્ય થએલા! અલબત નહિજ. તેમણે પણ ધીમે ધીમે વખતનો સદ્ઉપયોગ કરી ઉંચી પદવી પ્રાપ્ત કરેલી. ગુજરાતીમાં કહેવત છે કેઃ—'કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય! હવે આ કહેવતને અંગ્રેજીમાં બીજા રૂપમાં કહીએ તો, 'A continual dropping wears the stone.' અર્થઃ—નિયમિત પડેલાં વરસાદનાં ટીપાં મોટા પત્થરને ચીરી નાખે છે. તો તેવીજ રીતે જો મનુષ્ય નિયમિત રીતે થોડુંક આ કલાકે, થોડુંક બીજા કલાકે એમ દરરોજ વર્ષોનાં વર્ષ સત્કાર્ય કરે તો આખરે સત્કાર્યોનો મુશળધાર વરસાદ વરસાવી શકે. આ બાબતમાં ઘરનો દાખલો પણ જોવા જેવો છે, કારણ કે ઘર કંઇ એકજ ઇંટથી થતું નથી પણ એક એક એવી હજારો ઇંટો નિયમાનુસાર ગોઠવાય છે, ત્યારે ઘર તૈયાર થાય છે. માણસ માત્રનામાં એવી શક્તિ છે કે જો તે થોડું કાર્ય નિયમિત રીતે કરે તો તેની મેળેજ એટલે પ્રભુ તેને પૂર્ણ કાર્ય કરવાની શક્તિ અર્પણ કરે છે ત્યાર બાદ તેને તે કાર્ય કરવામાં બહુ મુસ્કેલી નડતી નથી, જેમ થોડી ગતિએ ચાલતા ડબ્બાને જો આપણે જો થોડી ગતિ આપીએ તોપણ તે ડબો વધારે ઝડપથી ચાલી શકશે. પણ જો એક સ્થિર ડબ્બાને તેટલીજ ગતિ આપીશું તો પણ તે ચાલી શકશે નહિ. તો તે એજ બતાવે છે કે જો થોડું કાર્ય કરીએ તો કુદરતી રીતેજ તે કાર્ય પૂર્ણ કરવાની જોસ થશે.

બાલ્યાવસ્થામાંથીજ જો આપણે વખતનો નિયમિત સદ્ઉપયોગ કરતા રહીશું તોજ મોટપણે આપણે વખતનો સારો ઉપયોગ કરતા થઇશું. મનુષ્ય માત્ર મિનિટે મિનિટનો તથા સેકંડે સેકંડનો સદ્ ઉપયોગ કરશે તો તેને કલાકોનો અગર તો દિવસોનો સદ્ ઉપયોગ કરતાં આવડશે. અંગ્રેજીમાં કહેવત છે કે;—'If we take care of the minutes hours will take care themselves.' અર્થઃ—'જો આપણે મિનિટોની દરકાર રાખી તેનો સદ્ઉપયોગ કરીશું તો કલાકોની દરકાર તેની મેળેજ લેવાશે.' માટે પહેલાં તો મિનિટોનો સદ્ઉપયોગ કરતાં શિખો. આને માટે એક દાખલો છે કેઃ ટંકશાળમાં આખા દિવસનું કામ પૂર્ણ થતાં સોનાની જે રજકણો પડેલી હોય તે એકઠી કરી લેવામાં આવે છે અને તેને ફરીથી ભઠ્ઠીમાં નાખી, અમુક સોનું એ રીતે પ્રાપ્ત કરી શકાય છે. તો તેવીજ રીતે વખતનું પણ છે.

ઘણા મનુષ્યોએ વખતનો બચાવ કરી પોતાના કાર્યોમાં સફળતા મેળવી છે તે નીચેના દાખલાઓ પરથી જણાશે. (૧) જ્યોર્જ સ્ટીફનનું જીવન વૃતાંત લખનાર કહે છે કે તેણે વખતનો નાનામાં નાનો ભાગ પણ ઘણોજ અમૂલ્ય વસ્તુ તરીકે ગણેલો છે, કે જેથી તેણે આખી જીંદગી સુખચેનમાં પસાર કરી છે. (૨) બેન્જામીન ફ્રેન્કલીન પોતાના દઢ નિશ્ચયથી પોતાની કેળવણીને માટે દરેક મિનિટ જીતી શકતો (૩) લીવીન-ગસ્ટન વણાટ કામમાં જવા છતાં આખું લેટીન વ્યાકરણ શીખી શક્યો (૪) હ્યુગમીલર કે જેણે પોતાનો ધંધો ચાલુ રાખવા છતાં લખતાં વાંચતાં એટલે સુધી શીખ્યો કે તે વખતને માટે મોટા લેખક તરીકે ગણાયો,

આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે માણસ પોતાની જીંદગીને ચાહે છે, ઉત્તમ સ્થિતિ આણવા ઇચ્છા રાખે છે તેણે જરૂર પોતાનો વખત નકામો ન ગુમાવવો, કારણ કે વખત

એવો પદાર્થ છે કે જેના વડે આપણી જીદગી બંધાએલી છે, માટે અંતમાં હું કહીશ કે તમે તમારો વખત નકામી વાતો કરવામાં, અગર તો ખરાબ કૃત્યો કરવામાં ગુમાવતા નહિ, પણ વખતની કરકસર કરી તેનો લાભ તમારા જીવનમાં અર્પો

શિવાભાઈ ઘેલાભાઈ પટેલ
ચિખોદરાવાળા

---

# આત્મ-રહસ્ય.

## ૪. કાર્ય અને જ્ઞાન.

મનુષ્ય જો સારી રીતે અનુભવી લે કે તેના સંપૂર્ણ જીવનનો પ્રાદુર્ભાવ તેના મનમાંથી થાય છે અને મન તે ટેવોનો-સંસ્કારનો સમૂહ છે અને એ ટેવોમાં પ્રયોગથી પરિવર્તન કરી શકાય છે તેમજ તેની ઉપર એનો પૂરેપૂરો અધિકાર હોઇ શકે છે, આ અનુભવ પછી તેને એક એવી કુંચી હાથ લાગી જશે કે જેનાથી તેની પૂર્ણ સ્વાધીનતાના દ્વારો ખુલી જશે, જીવનની ભૂંડી ટેવો તે વાસ્તવિક રીતે જોતાં મનની ભૂલ જણાશે તેનાથી ધીરે ધીરે છુટકો થાય છે જેમ જેમ હૃદય શુદ્ધ થતું જાય છે તેમ તેમ મનુષ્યને સ્વતંત્રતા મળતી જાય છે એકદમ મોહ બંધ તુટી એકાએક સ્વતંત્રતા ઉદય થતી નથી પ્રતિદિન અને પ્રતિપળ ચિત્તને એવી રીતે હાથ કરી લેવું જોઇએ કે જે વખતે તે અધમ માર્ગે ચઢવાની ભૂલ કરતું હોય તેવી દશામાં પણ સદ્વિચારોને પોતાના મનમાં સ્થાન આપે અને પોતાની વૃત્તિઓને શુદ્ધ અને નિર્લેપ રાખે એક મૂર્તિ બનાવનાર શિલ્પી અનઘડ પત્થરમાંથી ધીમે ધીમે કોતરી પોતાની મરજી પ્રમાણે મૂર્તિ બનાવે છે તે પ્રમાણે ઉત્તમ જીવન ભોગવવાની અભિલાષાવાળા ભાઇઓએ પણ પોતાના અનઘડ ચિત્ત પર કામ કરવું જોઇએ, આથી તે પોતાના આદર્શ પ્રમાણે બનાવી શકશે

આ ઉત્તમ પદ પ્રાપ્ત કરવા માટે નીચી નીચા અને સર્વથી સહેલા પગથીઆથી આરંભ કરવામાં આવે અને ઉંચે ઉંચે ચઢતા સૌથી ઉંચી કોટી સુધી પહોંચી જવું જોઇએ, જીવનના પ્રત્યેક વિભાગમાં અને મનુષ્યના પ્રત્યેક કાર્યમાં આ એક અટલ નિયમ પાળવાની આવશ્યકતા છે કે ઉન્નતિ અને વિકાશના શિખર પર ક્રમશઃ ધીમે ધીમે ચઢવું જોઇએ જ્યાં આ નિયમનું ઉલ્લંઘન થાય છે ત્યાં સફળતા મળવી દુર્લભ છે

વિદ્યા પ્રાપ્ત કરવા, કળા શીખવામાં, વ્યાપારમાં સહુ કોઇ આ નિયમનું સંપૂર્ણ રીતે પાલન કરે છે, પણ ધર્મ અને સત્ય જ્ઞાન સંપાદન કરવામાં, જીવનનું જ્ઞાન અને વ્યવહાર શીખવામાં દરેક મોઢું આ નિયમનું ઉલ્લંઘન કરે છે, કારણ એજ છે કે સત્ય ધર્મ અને ઉત્તમ જીવન બહુ થોડા કામના ઉપયોગમાં લેવામાં આવે છે અને લાખોને તેનું જ્ઞાન સુદ્ધાં હોતું નથી થતું નથી

પુસ્તકોના અધ્યયનથી કે ધાર્મિક અને જ્ઞાનની વાતો કર્યા કરવાથીજ ઉત્તમ જીવન પ્રાપ્ત થઇ જાય છે અને આત્મિક ઉન્નતિના સિદ્ધાન્ત સમજવામાં આવી જાય છે એ કલ્પના કરવી આ એક ભૂલ છે, કેમકે એમ નથી બની શકતું નહિ ઉત્તમ વિચારો, વચન, કાર્યના સંયોગથી બનેલ છે નિશ્ચયનું આત્મિક જ્ઞાન ત્યારેજ મેળવી શકાય છે કે જ્યારે મનુષ્ય સૌ દેવતાને માટે તલવાર હાથમાં મૂકે છે અને વ્યવહાર એજ વખતે મળી શકે છે કે જ્યારે તેને ઉંડાં મર્મના જાણવાની ધૂનમાં ઘણા લાંબા કાળ સુધી ઉદ્યોગ કરવામાં આવે તો

પણ આ સર્પણી ટેવો પાડવા માટે, પ્રથમ શિક્ષાના સાધન માટે ઉત્તમ પુસ્તકો તથા જ્ઞાતિજનોના સહવાસની ખાસ જરૂર છે.

મહત્વ પૂર્ણ અને ઉત્તમ કોટીનું જ્ઞાન મેળવવા માટે પહેલા નીતિમય જીવન બનાવનારી સાધારણ ન્હાની ન્હાની વાતો જાણી લેવી જોઇએ. કદિ એમ કરવામાં ના આવે તો ઉચ્ચ જ્ઞાન કદિ સમજવામાં આવશે નહિ. કોઇ પણ સિદ્ધાન્તનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે પહેલા તેને વર્તનમાં—વ્યવહારમાં મૂકવું જોઇએ, તેને ઉપયોગમાં લાવવું જોઇએ. અધ્યાપક-પ્રારંભમાં કદિપણ ગણિતના અટપટા-ગુઢ સિદ્ધાંતો સમજાવશે નહિં, તેને બરાબર ખબર છે કે એમ કરવાથી પરિશ્રમ વ્યર્થ જશે અને વિદ્યાર્થી કઇપણ શીખી શકશે નહિં, ત્યારે તે શું કરે છે? પ્રથમ તે એક સાધારણ સવાલનું નિરાકરણ કરવા સોંપે છે, વિદ્યાર્થીઓજ જ્યારે તેનો યોગ્ય પ્રત્યુત્તર આપે છે તે પોતાની બુદ્ધિથી આંટી ઘુંટી શોધી કહાડી સમજી શકે છે ત્યારે કંઇક કઠિન સવાલો પૂછવામાં આવે છે. આ પ્રમાણે ઉત્તરોત્તર કઠિન સવાલો આપવામાં આવે છે, ન સમજ પડે તો તેને શિખવવામાં આવે છે અને જ્યાં સુધી વિદ્યાર્થીઓને કંઇ વર્ષોના શ્રમ કર્યા પછી ગણિતના ખરા નિયમો બરાબર જાણી જાય નહિં ત્યાં સુધી તે અધ્યાપક ગણિતના ગૂઢ સિદ્ધાંતો ને સમજાવવાની તકલીફ ઉઠાવનો નથી. કોઇ બાળકને એન્જીની યર બનાવવો હોય તો તેને શરૂઆતથીજ યંત્ર—વિજ્ઞાનના સિદ્ધાંતો સમજાવવામાં આવશે નહિં, પરંતુ એક સાધારણ હથિયાર હાથમાં સોંપી, ત્હેને બરાબર પકડતા વાપરતા શીખવવામાં આવશે, જ્યારે હથિયાર બરાબર વાપરતા એને આવડી જશે ત્યાર પછી બીજું કોઇ કઠીન કાર્ય કરવાને સોંપવામાં આવશે" મતલબકે કેટલાક વરસ સુધી આ પ્રમાણે કામ કરી જશે ત્યાર પછી તેને યંત્ર વિજ્ઞાનના સિદ્ધાંતો સમજાવવામાં આવશે,

સારા સંસ્કારી સદ્‌ગૃહસ્થોના ઘરમાં બાળકોને પ્રથમ શિખવવામાં આવે છે કે વડિલોની આજ્ઞાનું પાલન કરવું, અને પ્રત્યેક હાલતમાં સારી રીતે વર્તવું. તેને એમ વર્તવા કેમ કહેવામાં આવે છે? તે બાળકને સમજાવવામાં આવતું નથી તેને કેવળ એટલુંજ કહેવામાં આવે છે કે, "આમ વર્તવું. જ્યારે તેને યોગ્ય અને ઉચિત કાર્યો કરવાનો અભ્યાસ થઇ જાય છે ત્યારે તેને જણાવવામાં આવે છે કે એમ શા માટે વર્તવું જોઇએ. જ્યાં સુધી પિતા પોતાના પુત્રને ધર્મ અને સામાજીક કર્તવ્યોનું પાલન કરતો જોતો નથી ત્યાં સુધી પોતાના પુત્રને સદાચારના સિદ્ધાંત શિખવવા સાહસ કરશે નહિં. સાધારણ કામોમાં પણ પ્રથમ ક્રિયા થાય છે અને ત્હેનું જ્ઞાન પાછળથી થાય છે. આત્મિક સિદ્ધાંત અને ઉત્તમ જીવનની અભિલાષ માટે વિશેષ કરી આજ નિયમને દૃઢ રીતે વળગી રહેવું જોઇએ. ધર્મનું વાસ્તવિક જ્ઞાન કેવળ સદ્‌ગુણના અભ્યાસ વડે થાય છે અને જ્યારે મનુષ્ય ધર્માચરણમાં પારંગત થઇ જાય છે ત્યારેજ સત્યનું જ્ઞાન મેળવી શકે છે. સદ્‌ગુણોના અભ્યાસ, અને તેને ગ્રહણ કરવાની શક્તિ પ્રાપ્ત કરવાથીજ સત્યના જ્ઞાનથી નિપુણ થઇ શકાય છે, સત્યની પ્રાપ્તિ માત્ર ત્યારેજ થાય છે કે જ્યારે રાત દિવસ ત્હેની તરફ સંપૂર્ણ ધ્યાન રાખવામાં આવે. સાધારણ વાતોમાં સામાન્ય વ્યવહારોમાં પણ સત્યનુંજ લક્ષ ધરવામાં આવે તો કઠિન કાર્યો તરત ત્હેનાથી સાધી શકાશે. બાળક પાઠશાળામાં શાંતિથી આજ્ઞા પાલન કરતો પોતાના પાઠોને યાદ કરે છે અને સદા અભ્યાસ અને ઉદ્યોગ કરવા કરતાં અંતમાં સમસ્ત અસફળતાઓ, અને કઠિન કાર્યોપર વિજય પ્રાપ્ત કરી લે છે. આ પ્રકારે સત્યનો અભ્યાસ કરે છે. સત્ય

ક્ષતાથી નિરાશ થઇ બ્હીવા નથી, પરંતુ કઠિનતાથી વિશેષ દૃઢ બને છે અને જેમ જેમ ભલા કાર્યો કરવામાં, આત્મભાવ વધારવામાં પરમાર્થના કર્મો આદરવામાં સફલતા મળતી જાય છે તેમ તેમ તેનું હૃદય કમળ તેજો-રાશિમય સત્ય જ્ઞાન ઝીલવાને વિકાસ પામે છે. આ તેજ જ્ઞાન છે. આ તેજ પાત્ર, શાન્ત અને અવિચલ સુખ પ્રદાતા પ્રદેશ છે કે જ્યાં નિય-સ્વાંથી સદા માટે શાન્તિથી નિર્ભય રહી શકે છે.

M. M. JOSHINA.

## हितवाक्यो

प्रसिद्धवक्ता पन्यासजीश्री अजितसागरजीगणी
मु पाटण ( उत्तरगुजरात )

૧-(સંસાર) સંસારનો તિરસ્કાર કરીને સ્વર્ગ પ્રાપ્તિ કરવાનો માર્ગ શોધવાની પ્રવૃતિ કરવી એજ ખરૂં ડહાપણ છે.

૨-ચિરકાળ સુધી આ જગતમાં જીવવાની આશા રાખવી; પણ સારી રીતે જીવન ગાળવાની સંભાળ ન રાખવી એ મિથ્યા છે.

૩-જેને પોતાનું સારી રીતે ભાન થાય છે, સ્વાભિમાની મટીને વિનીત બને છે અને લોકોની સ્તુતિથી ફુલાઇ જતો નથી.

૪-મનુષ્ય માત્ર જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે પણ જેને પ્રભુનો ડર નથી તેનું જ્ઞાન શા કામનું છે.

૫-જેમ બહુ જોવાથી આંખને તૃપ્તિ નથી તેમ બહુ સાંભળવાથી કર્ણેન્દ્રિય પણ તૃપ્ત થવાની નથી. એ મહા વાક્યનું પુનઃ પુનઃ સ્મરણ કરવું.

૬-ઓછું બોલવું એ હમેશા માણસને માનવંત રાખે છે.

૭-આ જન્મના માટેજ સર્વ કર્તવ્ય કરવું અને ભવિષ્ય કાળમાં જે આવવાનું છે તેનો આગળથી વિચાર ન કરવો એ મૂર્ખાઇ છે.

૮-વ્યાપારમાં ઉન્નતિ મેળવવી હોય તો વચનના સાચા રહો.

૯-ધન્ય છે સામનુજ જેને શિક્ષણ મળે છે તેને આંકડા અને અક્ષરો તો નાશવંત છે, સત્ય એકજ સ્થાયી છે.

૧૦-રાજના સ્નેહી થવું હોયતો પ્રજાના હિતેચ્છુ બનો.

૧૧-આપણો મત અને આપણી લાગણીઓ ઘણીવાર આપણને છેતરે છે, અને તેનાથી થોડુંજ પારખી શકાય છે.

૧૨-તમે જેટલા કાયદાના હિમાયતી રહેશો તેટલોજ કાયદો પણ તમારો હિમાયતી રહેશે.

૧૩-સામાન્ય ન્યાય અને વૈશેષિકને લગતા નૈયાયિકોના શુષ્ક વિચારોનું આપણે શું કામ છે; ખાસ તત્વ શોધો.

૧૪-કામની શરૂઆત કરતા પહેલાં તેના પરિણામનો વિચાર કરી લેવો.

૧૫-મનુષ્ય માત્ર દોષને પાત્ર છે; પણ તું ઓછો ને ત્હારા કરતાં બીજા વધારે દોષિત છે. એમ માનવાનું નથી.

૧૬. તમારી ભુલના માટે તમે તમને પોતાનેજ સજા કરો એટલે તમારે બીજાની સજા ભોગવવી પડશે નહિ

૧૭ જે ભલો અને ધર્મનિષ્ટ માણસ છે, તે પોતાને બ્હારથી જે કામ કરવાનું હોય, તેનો મનમાંથી પહેલો નિકાલ કરી નાખે છે.

૧૮. પોતાથી વધુ બળવાનનો કદી મુકાબલો કરવો નહિ.

૧૯. પ્રભુની સેવા ભુલીને મિથ્યા વિદ્વતાનો ડોળ કરનારા આ જગતમાં કેટલા બધા નાશ પામી ચુક્યા છે તેનો વિચાર કર.

૨૦. દૈવની શક્તિ પાસે માણસ હમેશાં લાચાર છે.

૨૧ ઓ પ્રભુ ! તુંજ એક સત્ છે. તારી અક્ષય દયાથી તું મને ત્હારામાં વિલીન કર.

૨૨. પાડોશી સાથે કદી બીગાડ કરવો નહિ

૨૩. વિદ્વતાને માટે મહાશ્રમથી પ્રયાસ કરવો; તેના કરતાં હલકું પણ આત્મજ્ઞાન મેળવવું એ પ્રભુ પાસે પહોંચવાનો વધારે ખાત્રીવાળો માર્ગ છે.

૨૪. વખત એ એવો સાચો સલાહકાર છે કે તે કદી પણ ખુશામત કરતો નથી.

૨૫. સ્વેચ્છાનો ત્યાગ કરીને જે દૈવેચ્છાને અનુસરે છે, તેજ ખરેખરો પંડિત છે.

૨૬. કરજ કરતા પહેલાં તે અદા કરવાની ગોઠવણ રાખો.

૨૭. ગમે તેવો પરિપૂર્ણ અને પવિત્ર મનુષ્ય તો પણ તેને કોઇક વાર પણ કંઇક મોહ વળગવાનોજ, તેનાથી તદ્દન રહિત તો વિતરાગ વિના કોઇ નથી.

૨૮. ભલુ કામ કરવાની ઇચ્છા થતાંની સાથેજ તે તુર્ત કરો; કેમકે ધર્મના કામમાં ઢીલ કરવી નહિ.

૨૯. સર્વ ભુત ઉપર અનુકંપા રાખવી, પરંતુ સર્વ સાથે પરિચય રાખવો ઇષ્ટ નથી.

૩૦. તમારો ખર્ચ તમારી આવકથી ઓછો રાખો.

૩૧. જે પોતાને નાનો માને છે, ને કોઇ પણ ઉંચી પદવીને લેખામાં ગણતો નથી; તેજ ખરેખરો મોટો છે.

૩૨. ખરો મિત્ર તેજ છે કે જે સંકટ વખતે કામ આવે છે.

૩૩. પ્રભુની પ્રાપ્તિને અર્થે ઐહિક પદાર્થોને જે પુરીષવત માને છે તેજ ખરેખર ડાહ્યો માણસ છે.

૩૪. નકામી વાતો માણસને માન રહિત બનાવે છે.

૩૫. સ્વાત્માને વશ કરવાને જે મથે છે તેના કરતાં વધારે તુ મુશ યુદ્ધ કોને કરવાનું છે.

૩૬. દૃઢ નિશ્ચય એ હમેશાં ફતેહમંદીનું પવિત્ર સુખ બાતવે છે.

૩૭. જ્યારે કોઇ મોહ જાળ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે બનતા સુધી સત્ પુરૂષની સલાહ લેવી.

૩૮. જે વચન પાળી ન શકાય તે વચન કદી આપો નહિ.

૩૯. મનુષ્યે પ્રભુ ઉપર એવી દૃઢ આસ્થા રાખવી જોઇએ કે પોતાના જાતિ ભાઇઓ પાસેથી સુખ શોધવા જવું ન પડે.

૪૦, વધારે સુરત કપડાં શરિરને ખુબ સુરત દેખાડે છે, પણ તે જલદી ફાટી જાય છે.

૪૧. આપણે સદાકાળ શુદ્ધ મને પ્રભુને પામવા ઇચ્છતા હોઇએ તો આપણને આપણા વિષયાન્ધ મનની પ્રતીકુળતાને લઇનેજ સમજવું.

૪૨. ગુસ્સો ચઢે ત્યારે તદ્દન ચુપ રહો.

૪૩. મનુષ્યને જ્ઞાનનો કેટલો લાભ થયો છે તેની કસોટી શોભ, લાલચે, અને આપત્તિને પ્રસંગેજ કદાય છે.

૪૪. આરોગ્યતાની કિંમત આરોગ્ય સ્થિતિમાં સમઝનારને કદી રોગથી દુઃખી થવું પડતું નથી.

૪૫. જ્યારે માયાનું આવરણ ઉપસ્થિત થાય ત્યારે આપણે નિરાશ થઇ જવું નહિ, પરંતુ પ્રભુની ભક્તિ વિશેષ ઉત્સાહથી કરવી, કે તે આપણને આપણાં સર્વ સંકટના સમયમાં સહાય થવાનો અનુગ્રહ કરે.

૪૬. કરકસર એ એવો ખજાનો છે કે જેમાં દોલતનાં દર્શન થાય છે.

૪૭. જેટલુ ઓછું બોલશો તેટલો તમારા માનમાં વધારો થશે.

૪૮. જ્યારે જ્યારે મોહ માયા અને સંકટો આપણને ડુબાવે ત્યારે ત્યારે આપણે આત્માને પ્રભુનો આશ્રય લેઇને નિનમ્ર કરવો.

૪૯. સર્વ વિચાર અને સર્વ કાર્યોની એવી વ્યવસ્થા કરવી જોઇએ કે જાણે આજનો દિવસ છેલ્લોજ છે.

૫૦. કોઇનો હક નમે પાયમાલ ન કરો નહિ તો બીજા લોક તમારો હક પાયમાન કરવાની કોશેશ કરશે

૫૧. ગમે ત્યાં તું હોઇશ અને પ્રભુ વિના બીજા (લોકો તમારો) ગમે તે તરફ દરી ફેંગશે તો પણ તું દુઃખીજ રહેવાનો.

૫૨. જે વાત તમને રૂચતી નથી તે બીજાને કેમ સારી લાગશે?

૫૩. પ્રતિ દિવસ વિશેષ ધર્મ પરાયણ થવામા શ્રદ્ધા છોડી દઇશ નહિ.

૫૪. માણસે ગાણુમ થવાનો હમેશ કોશેષ કરવી જોઇએ. (અપૂર્ણ)

---

# તંબાકુનો પ્રચાર.

ઇ. સ. પૂર્વે ૧૪૯૨મા કોલમ્બસે પ્રથમ અમેરિકા ખંડ શોધી કાઢ્યો, ત્યારે તેણે ક્યુબા બેટ પગના કેટલાક લોકોના મોંઢામાંથી ધુમાડા નીકળતા જોયા. તે લોકો "ટબાબાકો" નામની નળીમાં તંબાકુ પીતા હતા. ત્યારબાદ તંબાકુની પધરામણી ત્યાંથી "સ્પેન દેશ તરફ થઇ, અને ધીમે આખા "યુરોપ ખંડમા ફેલાવો થયો. અને ત્યાર પછી તુર્કસ્થાન, અરબસ્થાનમાં ફેલાઇ ગઇ, આપણા દેશમા પ્રથમ જ્યારે પોર્તુગીઝો (ફીરંગીઓ) આવ્યા ત્યારે તેઓ સાથે લઇ આવ્યા.

(તંબાકુની દંતકથા.) વળી તંબાકુની એવી દંતકથા ચાલે છે કે, "રામાવતારના સમયમાં રાવણના પુત્ર મેઘદુતે (ઇંદ્રજીતે) લક્ષ્મણજીના હૃદયપર શક્તિ નાખી લક્ષ્મણનું હૃદય જખમી કર્યું. જેથી લક્ષ્મણજી બેશુદ્ધ થયા. તેથી શ્રી હનુમાનજીએ દ્રોણાગિરી પર્વત પરથી એક વનસ્પતિ લાવી તેનો રસ લક્ષ્મણજીના હૃદય પર લગાડી સજીવન કર્યા. અને બાકીના નપીલા પાંદડાનો ડુચો ફેંકી દીધો, તેમાંથી તંબાકુની ઉત્પત્તિ થઇ, પણ આજ 'ત્રેતાયુગ થઇ ગએ લાખો વર્ષ વીતી ગયા, અને તબાકુ જો પ્રાચીન હોય તો પ્રાચીન ભાષામા તેનો કાંઇ શબ્દ હોવોજ જોઇએ પરંતુ પ્રાચીન ભષા જે "સસ્કૃત છે" તો તેમાં તે માટે શબ્દ નથી, જેથી કરીને મારી અલ્પ બુદ્ધિની માન્યતા પ્રમાણે એમ કહું છું કે તંબાકુ આપણા દેશમાં પ્રાચીન ન હતી.

(હાલમાં તંબાકુની ઉત્પત્તિ) અમેરિકા ખંડના કાનડા, ન્યુ બ્રિસ્વિક, યુનાઇટેડ સ્ટેટસ, મેકસીકો, બ્રાઝીલ, ક્યુબા, વગેરે વગેરેમાં પુષ્કળ થય છે. અને નીગીનાપલીમાં ચીરૂટ બનાવવામા આવે છે.

(આફ્રિકા ખંડમાં) શાતા, અને ભૂમધ્ય સમુદ્રના કિનારા પર મિસર દેશમા અલજીરિયા, કેપ ઓફ ગુડ હોપ, તરફ તેમજ પશ્ચિમ વિભાગ તરફને મધ્યમાં પણ થાય છે.

(ઉત્તમ ખેતી) હગેરિ, જર્મનિ, હૉલાન્ડ ડર્સ ને ફ્રાસ, એ દેશમાનો તબાકુ એક ઉત્તમ ખેતીના સાધનરૂપ છે. આપણા દેશમાં તબાકુના છોડ અમેરિકાના તંબાકુના છોડ કરતા નાના હોય છે તેથી એમ નિર્ણય બંધાય છે કે તે અમેરિકામાંથી આવેલી છે. અને સંબધિનોએ દેશમાં તે પુષ્કળ પાકે છે.

ઉપયોગ (તંબાકુનો) ત્રણ પ્રકારનો. છે. ૧. બીડી, ચુંગી, સીગરેટ, અને ચીરૂટ, ૨. તપકીર, જેને કાઠિઆવાડમાં બજરના નામે ઓળખવામાં આવે છે. ગુજરાતમાં છીંકણી નામે ઓળખે છે. ૩ હુક્કો,

(બીડી) આપણા દેશમાં ઘણા યુવાન, તેમજ વૃદ્ધ અને વળી ૮ થી ૧૪ વર્ષની નાની ઉમરના છોકરાઓ પણ પીએ છે. કેટલાક છોકરાઓ પોતાના વડિલોથી છુપી છાની પણ પીએ છે, અને જેથી તેઓ બીડી કે બાકસ. ગજવામાં નહિં રાખતા એકાદ બીડી પોતાની કમરમાં ખુસાડી રાખે છે અને તેઓ શ્રેષ્ઠ જાતિના હોય. જેવી કે બ્રાહ્મણ વાણીઆ, સોનિ અને તેમના બાપ દાદાની આબરૂ ચોમેર પ્રસરી હોય. છતાં પણ છુપી છાની બીડી પીવા રસ્તામાં એક ભિખારી કે સાધુની માફક કાંડીની સળી વાસ્તે મોચી કુંભાર કે બીજા વ્યસનીની પાસેથી ભીખ માગી છેવટે બીડીના ધુંવાડા ફુંકે છે. વૃદ્ધો તેમજ યુવાનો દેખાદેખી વ્યસનથી દુર રહેવાનું જ્ઞાન નહિ ધરાવવાને લીધે પીએ છે. તેમજ વ્યસનથી મુક્ત થતાં પણ તેઓને બહુ મુશ્કેલી પડે છે.

(તપકીર) આપણા દેશના ઘણા વૃદ્ધો તેમજ ડોસીઓ દાંતે ઘસવાના તેમજ સુંઘવાના કામમાં લે છે, તેમજ ઘણા ઓફિસરો, રઝુકરસો, પણ પોતાના ગજવામાં તરેહ તરેહની ડબ્બીઓ રાખી ગયે છે ને વારંવાર સુંઘે છે. પોતે વ્યસની થયા, અને વળી સાથે બીજાને પણ પોતાના ફંદમાં ફસાવે છે.

(ગુડગુડીયો હુક્કો) આપણા દેશમાં, ગરાસીઆ, પટેલીઆ, સુતાર, મોચી, કુંભાર, વગેરે પીએ છે, તેઓમાંના ઘણાખરામાં તંબાકુનું માદક તત્વ ઉતરી જાય છે જેથી હુક્કો બીડી કરતાં ઓછો હાનિકારક છે.

(કાળી તંબાકુ) મોઢામાં રાખીને મોઢામાં જે અમૃત રૂપી રસ હોય છે. તેને તંબાકુની સાથે લાળ કરી કાઢે છે. જેથી પાચન ક્રિયા નબળી પડી જાય છે.

(જરદો) કળી ચુનામાં ભુકી પાનમાં ખાય છે આવા વ્યસનીઓના મોંઢમાં ચાંદી ફોલ્લા જોવામાં આવે છે. ચીરૂટ, સીગાર, અને બીડી સુધરેલા, ભણેલા, અને વળી ડીગ્રી મેળવેલા લોકો પણ પીએ છે, તો પછી અજ્ઞાન લોકો તો એમ ધારે કે જે સુધરેલા કરે તે કાંઇ ગુણકારી અવશ્ય હોતું જોઇએ એમાં નવાઇ શી ? માટે તેઓ પણ એક બીજાને દેખીને પીએ છે એથી એમ સાબીત થશે કે આ વ્યસન ગાડરીઆ પ્રવાહની માફક ફેલાયું છે.

(તંબાકુની પેદાશ) આખી પૃથ્વીમાં તે આસરે ચાર પાંચ અબજ શેર જેટલી થાય છે. ને જેની કિંમત અંદાજે ૬૦ થી ૭૦ ક્રોડ રૂપીઆ ઉપજે છે. બર્મી. જાતના ત્રણ વર્ષના બાળકો બીડી પીએ છે. અને ચીન દેશની બાળકીઓ પણ જેઓ ૭થી ૮ વર્ષની હોય છે તેઓ પણ તંબાકુ પીવાની નળીઓ પોતાની સાથે ને સાથેજ રાખે છે.

હવે વાંચકો હું વધારે વિવેચન નહિ કરતાં તંબાકુથી જે ગેર ફાયદો થાય છે. તે તમોને દર્શાવવા રજા લઉં છું.

(તમાકુમા માદક તત્વો)

૧) તંબાકુમાંથી "નીકોટીન" નામનો ભયંકર ઝેરી પ્રવાહી પદાર્થ નીકળે છે.

(૨) કડવુ તેલ, અને (૩) તીખાસવાળું તેલ નીકળે છે.

(નીકોટીન) સો રતિએ ૨ા થી બે રતી જેટલું નીકળે છે. ફક્ત નીકોટીનનું એકજ ટીપુ બીલાડી કે સસલાની જીભપર મુક્યું હોય તો ફક્ત એેજ મીનીટમાં તાણ અને આંચકીથી મરી જાય છે. હોનરાન્ડ લોકો તે વડે સાપને

મારી નાંખે છે. જો તે સાપને મારી નાંખવામાં તેવી વીજળીક શક્તિ ધરાવે છે. તો પછી માણુસોને પણ તેની અસર થાય તેમાં શું નવાઇ? પરંતુ જેમ તંબાકુ સુકાય છે ત્યારે તેમાં તે તત્વો ઓછા અંશે હોય છે. સુર્યના તાપથી પણ તેનું માદક તત્વ ઘણે અંશે ઉડી જાય છે તેથીજ લીલી તંબાકુ કરતા સુકી તંબાકુ ઓછી હાનિકારક છે. બીડી કરતાં ચીરૂટ ઓછા માદક તત્વવાળી હોય છે. બીડી પીવાથી માણસ ક્ષયઆદિક ખાંસી કે દમના પંજામાં સપડાય છે. તથા તેના મોઢામાંથી ખરાબ વાસ નીકળે છે. અને યાદશક્તિ ઓછી થાય છે.

(તંબાકુ ઉપર ડાક્ટરોના મત.)

(ડાક્ટર મારશલ,) લખે છે કે તમાકુના વ્યસનથી માથામાં ચકરી આવવી, ફેર ચડવા ઉલટી થવી ને ઉપર દર્શાવેલા રોગો થાય છે.

(ડાક્ટર હુગમાંડ) લખે છે કે ફ્રાન્સનો કવિ "સાન્ટુલ ધીકણીથી એ દદ ડાગા મરી ગયો.

(ડાક્ટર ટેલર) લખે છે કે ૧૮૭૭મા એક માણસ લાકડાની નળીમા તંબાકુ પીતો હતો. તે નળી તેણે સાફ કરી પોતાના છોકરાને રમવા આપી છોકરો તે નળીમા પાણી ભરી સાબુના ફરફોટા કરતો રમતાં રમતા મરણ પામ્યો.

ન્યુ ઇંગ્લાંડ અને ન્યુ યોર્કના સુધરેલા અને સમજુ લોકો તમાકુને ધિક્કારે છે.

ઘણા વ્યસનીઓ પ્રશ્ન કરવાની આશા રાખતા હશે કે અમે ઘણા સમયથી છીંકણી સુંઘીએ છીએ છતા અમને કંઇ નુકસાન થયુ નથી. અને જો અમારૂ માથુ દુખતુ હોય તો તે માથું ઉતારી આરામ આપે છે. તેજ કારણને લીધે કેટલીક જગ્યાએ તમાકુનો ઉપયોગ દેશી દવામાં કરવામા આવે છે.

(પ્રત્યુત્તર) જો કવચિત તે ગુણ કરે છે ને કોઇને કવચિત આરામ આપે છે. તો તેથી બધાએ તેનો ઉપયોગ હમેશા ન કરવો. ફક્ત જરૂર પડે કરે તો વાંધો નહિ નહિતર પછી તે નુકસાનકારક છે. તેમ ડાક્ટરો ના પણ મત છે. તો પછી હાલમાં તમોને જો તે વડે હાનિ થઇ નથી. પરંતુ ભાવિમાં થસે એવો સંભવ છે તો તેનાથી વેગળા રહેવું વધારે સારૂ છે.

તંબાકુના સઘળી જાતના વ્યસનીયોને આ એકજ પ્રત્યુત્તર બસ છે.

જો તમાકુનું કોઇ પ્રકારનું વ્યસન હસે તો પછી છોડવું કવચિત બનશે, માટે એવી હાનિકારક નાગણરૂપી તંબાકુથી વેગળા રહેવુ પ્રથમ જો સુધરેલા પ્રયત્ન કરે તોજ અજ્ઞાન લોકથી તે દુષ્ટ વ્યસનથી દુર રહેવાશે, માટે દરેક સુધરેલા અને શેઠીઆઓને નમ્ર અરજ કરવામા આવે છે કે દુષ્ટ વ્યસનથી દુર રહી પુર્વની દોલત પશ્ચિમ જાણી નહિ કરતા પૂર્વવાસી પયમૃત દેનારી ધેનુઓ તથા દીનજનને ઉગારવા પોતાથી બનતી મદદ કરો, જો તમે તમારી દોલત દુષ્ટ વ્યસનમાં નહિં ગુમાવતાં પરમાર્થમાં આપશો તો ઇશ્વર તમોને તેથી અધિક આપશે પોતાના દેશ ખાતર લડવું તે કરતા દુષ્ટ વ્યસનોથી દુર રાખવા તે વધારે વીર્ય ભરેલું કાર્ય ગણાય છે, માટે આશા છે કે સર્વ દુષ્ટ વ્યસનથી દુર રહીશને પરમાર્થમાં ભાગ લેવા તૈયાર થશો તો હું મારો પરિશ્રમ સફળ થયો માનીશ.

જય દા પુરે રઘુ ગારૂં અનુમાન,
ભજન "શ્રી સારંગપુર હનુમાન"

રણછોડદાસ ચાંપસી આસર
જામનગરવાલા

———

# ક્રપ ફ્રાન બોલેન.

ક્રપ ફ્રાન બોલેનનો જન્મ હોલાંડના હેગ નગરમાં થયો હતો તેમની ઉંમર આ સમયે ૪૪ વર્ષની છે. તેમના માતા પિતા બંનેનું જન્મ સ્થાન અમેરિકાના ફીલાડેલ ફીયા નગર છે. એમણે જર્મની તથા અન્ય દેશોમાં મોટા હોદ્દા પર કામ કર્યું છે તથા અમેરિકાની રાજધાની વોશિંગ્ટન તથા ચીનની રાજધાની પેકીનના જર્મન રાજ દુત-ગૃહમાં કામ કરી ચૂક્યા છે.

એમણે પોતાનો વિવાહ જર્મનીના પ્રસિદ્ધ ક્રપ કુટુંબની એક સ્ત્રી સાથે કર્યો છે ત્યારથી સમ્રાટ કેસરે તેમનું નામ સંસ્કૃરણ ક્રપ ફ્રાન બોલેન કર્યું છે, એ પહેલાં એમનું નામ ડાક્ટર ફ્રાન બોલેન હાલબેશ હતું. સમ્રાટ કયસરે પોતાના ઉત્તરાધિકારી પુત્રને પણ ક્રપ કહેવડાવવાનો અધિકાર આપ્યો છે.

જર્મનીના ક્રપ કારખાનાનું નામ જગ જાહેર છે. સો વર્ષ પહેલાં (એથી પણ અધિક) સમયથી એનું કામ ચાલી રહ્યું છે એમાં તોપ તૈયાર થાય છે. ફ્રેડરીક આલફ્રેડ ક્રપ એ કારખાનાના ત્રીજા સ્વામી છે, એમની પહેલાં બીજા બે માલીક થઇ ગયા છે એમનું મૃત્યુ ૧૯૦૨માં થયું. એમને કોઇ પુત્ર નહોતો તેથી એમની સર્વ સંપત્તિ એમની મોટી પુત્રીને મળી. એનું નામ બર્થા ક્રપ છે. આ વખત એ કન્યા સગીર હતી તેથી એની માતાને સર્વ કારભારનો પ્રબંધ કરવો પડ્યો.

ફ્રાન બોલેનનો વિવાહ સને ૧૯૦૬ માં એ પુત્રી સાથે થયો હતો. બર્થા ક્રપ એકવાર પોતાની માતા તથા બેનની સાથે ઇટાલીમાં કુદરતી રજાનો આનંદ લેવા આવ્યા હતાં એ વખતે ફ્રાન બોલેન સાથે એને મેળાપ થયો. બંને પ્રેમાસક્ત થઇ ગયાં. એમના લગ્ન પ્રસંગે સ્વયં જર્મન સમ્રાટ પણ હાજર હતા.

લગ્ન થયા પછી એઓ બહુ મોટી સંપત્તિના સ્વામી બની ગયા પોતાની પત્નીની સંપત્તિ ૧ કરોડ ૫૦ લાખ પૌંડ જેટલી છે અનુમાન થાય છે કે એની વાર્ષિક આવક જર્મન સમ્રાટની આવકથી (જે લગભગ ૧૧ લાખ પૌંડ છે) જો અધિક નહિ હોય તો એમની બરોબર તો અવશ્ય હશેજ. કેસર વિના આખા જર્મનીમાં એની પાસે સૌથી અધિક ધન છે. એનાથી ઉતરતી પંક્તિમાં એક વ્યાપારી છે જેની વાર્ષિક આવક કેવળ ૬૫૭૦૦૦ પૌંડ છે.

ક્રપ ફ્રાન બોલેન આ સમયે ક્રપ કારખાનાના નિયામક છે એમણે બહુ ખ્યાતિ મેળવી છે. રાજકીય કાર્યો છોડી સાત વર્ષની અંદર એમણે એ વિષયમાં સારો અનુભવ પ્રાપ્ત કર્યો છે એમને પોતાના બાહુબળ અને પુરુષાર્થનો ગર્વ છે. અને પોતાના પરાક્રમથી પોતાની સંપત્તિમાં બરાબર વૃદ્ધિ કરી રહ્યા છે.

ક્રપ કારખાનામાં આ સમયે ૭૫૦૦૦ કામ કરે છે દશ હજાર આદમી સિર્ફ કોયલા કાઢવામાં લાગેલા છે હજારો કુલી—મનુષ્ય જર્મની તથા સ્પેનમાં આ કારખાના માટે ખાણોમાંથી લોઢું કાઢ્યા કરે છે. હજારો મનુષ્ય વ્યાપારી જહાજ, લડાઇ જહાજ જલમગ્ન નૈકાઓ ઇત્યાદિ બનાવ્યા કરે છે. કેટલાક તોપ, બંદુક, ગોળા, ગોળી તૈયાર કરવામાં લાગી રહેલા છે. સમસ્ત કારીગર તથા મજુરોને વર્ષ ભરમાં ૫૦ લાખ પૌંડ અર્થાત ૭ કરોડ ૫૦ લાખ રૂપીઆ વહેંચાય છે.

ક્રપ કારખાનાની તોપ જર્મની સિવાય દુનીઆના અન્યદેશોમાં પણ મોકલાય છે. સને ૧૯૧૩ સુધી જર્મનીની જલ તથા સ્થલ

સેનાઓ માટે ક્રપ કારખાનાએ ૨૯ હજાર તોપો બનાવી અને બાકી અન્ય દેશોને માટે લગભગ ૨૦ હજાર તોપો બનાવી હતી

ધનાઢ્ય હોવા છતાં ક્રપ પરિવારનું વર્તન બહુ સાધારણ છે ખેલ-કૂદ નાચ-રંગ ઇત્યાદિમાં એઓ પોતાનો સમય નષ્ટ કરતા નથી એમનો મત એવો છે કે ગૃહ સુખમાં સર્વ સુખ આવી મળે છે એ પતિ પત્નીને પોતાના કારખાનામાં વાળાના સુખ દુઃખનો સારો ખ્યાલ રહે છે. લંગડા લૂલા, વયોવૃદ્ધ તથા રોગ ગ્રસ્ત મજુરોના સંકટ મોચનની એમને સદા ફીકર રહે છે કારભાર કરવામાં એ દંપતિ બહુ કાળજી રાખે છે અને એમાંજ તેઓ પોતાનો પરમધર્મ સમજે છે.

ક્રપફ્રાન ઓલેન પોતાનું કાર્ય વ્યવસ્થા પૂર્વક અને નિયમસર કરે છે. પોતાના ક્રપ કારખાનામાં કેટલીએ નવી નવી કળા કૌશલ્ય પોતાની બુદ્ધિથી દાખલ કરી છે.

એમની પત્ની પણ કારખાનાના કાર્યોમાં સારૂં સમજે છે અઠવાડીઆમાં ત્રણ ચાર વખત એ પોતે પણ દફતરોમાં આવ્યા કરે છે પોતાના નાના બાલકને પોતાની સાથે લઇ માંથી અને કારખાનામાં ફર્યા કરે છે. સમજે કે બાળકને અત્યારથી પોતે કલ કારખાનાની શિક્ષાનો અભ્યાસ કરાવે છે.

પોતે અનેક ગુણોની ખાણ છે, સંગીત ભાષા—જ્ઞાન ઇત્યાદિમાં એમને પ્રેમ છે. સર્વથી અધિક પ્રેમ એમને પોતાની પ્રજા પર છે એના પાલણ પોષણમાં પોતે સદા મગ્ન રહે છે.

એમનામાં વેઠ ચાહનારી સ્ત્રીઓના ગુણ દોષ નથી તેમજ ઠેલછબીલી માફક પોતાના તડકભડકની પરવા પણ નથી. પોતે દર વરસે પોતાના પિતાની વર્ષગાંઠ ઉત્સવ મનાવે છે, એ અવસર પર પોતે સમસ્ત કારીગરો તથા મજુરોને દાન આપે છે

એમના અનેક ગુણોને લઇને એમના કારખાનાના નોકર અને તેમનો પરિવાર પણ એમને દયાની મૂર્તિ સમજતા અને એમને હૃદયથી સહુ માન આપે છે અને ચ્હાય છે.

ક્રપફ્રાન ઓલેનનું નિવાસ સ્થાન બહુ મનોહર છે એમને ત્યાં ઘણા અતિથિ આવે છે એ સર્વનું કહેવું એવું છે કે એમનો એક પૈસો પણ વૃથા કે આડંબરમાં ખરચાતો નથી એમને ધનનો સદ્વ્યવહાર કરતા દેખી એમ કહેવું પડે છે કે આ કલિયુગમાં પણ એવા એવા પુરૂષ રત્ન છે કે જેઓ ધનવાન હોવા છતાં પણ મદ રહિત છે અને જેને લીધે ધન નરકનું દ્વાર થતું નથી

મ નિ ભટ્ટ



## જ્યોતિષ અને મુસલમાન.

પશ્ચિમના પેગમ્બરો જ્યોતિષનું ખંડન કરે છે. પ્રભુએ કહ્યું કે—"જ્યોતિષીઓ જે પ્રમાન અને પાગલ છે." મહમદે કહ્યું છે કે—

"કજ્જાબુલ મનજ્જમૂન, જરબુલ ...,"

અર્થાત્ હું કાબાના માલિક (ખુદા)ના સોગન્દ લઇને કહું છું કે જ્યોતિષી જુઠ્ઠા છે.

પરન્તુ જ્યોતિષ પણ એક એવી વિચિત્ર વિદ્યા છે કે, દરેક જમાનામાં ખ્રિસ્તીઓ તથા મુસલમાનો પાસે જ્યોતિષ સાચું ઠરેલ આવ્યું છે, જેના ઘણા પ્રસંગો ઇતિહાસોમાં મળી આવે છે જેમાંનાં બે ઉદાહરણો ત્યારિખ દરિસ્તાથી નીચે લખવામાં આવે છે.

### ૧ ગાંગુ અને હસન.

હસન નામે એક મુસલમાન દિલ્હીમાં ગાંગૂ બ્રાહ્મણની પાસે રહેતો હતો, જે ગ્યાસુદીન તઘલકના શાહજાદા મોહમ્મદ તઘલકનો મિત્ર હતો. હસન બહુજ કંગાલ હતો, અને ઘણીજ મુશ્કેલીઓથી પોતાનો જીવન નિર્વાહ નીભાવતો હતો. એક દિવસ તેણે ગાંગૂને કહ્યું કે “મને કાંઇ કામ બતાવો.” ગંગૂએ તેને બળદની જોડી હળ, અને ખેતીનાં બીજાં સાહિત્યો આપી ખેતી કરવા માટે પોતાની જમીન સોંપી. એક દિવસ હળ ખેડતાં ખેડતાં હળ અટકી ગયું. હસને બહાર કાઢી જમીન ખોદી તો એક ખજાનો તેને હાથ લાગ્યો. હસન તેને ચાદરમાં બાંધી રાત્રે ગાંગૂ પાસે લઇ આવ્યો અને સર્વ હકિકત નિવેદન કરી, ગાંગૂ તેની ઇમાનદારી ઉપર બહુજ ખુશી થઇ ગયો, અને તુરત શાહજાદાની પાસે જઇ સર્વ હકીકત કહી સંભળાવી. શાહજાદો પણ આશ્ચર્ય પામ્યો અને હસનને બોલાવ્યો, અને તેને સારી રીતે જોયા બાદ બાદશાહ પાસે લઇ ગયો. બાદશાહને પણ પસંદ પડવાથી તેને ૧૦૦ સવારોની જમાદારીની જગ્યા પોતાના લશ્કરમાં આપી.

એક દિવસ ગાંગૂએ હસનનો જન્મ પત્ર બનાવી કહ્યું કે:—“તું તો મહા ભાગ્યવાન જણાય છે. અરે ભાગ્યધારી નહીં પણ છત્રધારી પણ તું બનીશ, જ્યારે એ દિવસ આવે ત્યારે તું બે કામ કરજે.

૧ મારૂં નામ તારાં નામ જોડવું કે તારા પ્રતાપથી મારૂં નામ પણ અમર થઇ જાય.

૨ બીજું તારા રાજ્યનું દફતર સાથે મને સોંપવું. અને તે વંશપરંપરા મારા વારસો પાસે રહે.”

હસને ગાંગૂનો ઉપકાર માન્યો અને તેજ દિવસે પોતાની મહોરમાં પોતાના નામ સાથે ગાંગૂનું નામ કોતરવ્યું, અને પોતાને હસન ગાંગૂ ‘બામની’ કહેવડાવવા લાગ્યો. કારણ કે તે વખતના મુસલમાનો બ્રાહ્મણ બિરહમન ‘બામન’ અને ‘બહમન’ પણ કહેતા હતા. અને ઘણા બ્રાહ્મણોને બહુ વચનમાં ‘બિરાહમાં’ અને ‘બામના’ લખતા હતા. એ સર્વ ‘બ્રાહ્મણ’ ‘બામન’ અને ‘બમ્મન’નાં અપભ્રંશ છે. જ્યારે મહમ્મદ તઘલક બાદશાહ થયો, ત્યારે હસનને દક્ષિણમાં દોલતાબાદમાં રાખ્યો. કેટલાક વર્ષો બાદ બાદશાહની ગેરવર્તણુંકથી અમીર ઉમરાવો ફરી ગયા અને બાદશાહના સૈન્ય સાથે લડવા લાગ્યા. દક્ષિણના અમીરોએ પણ એમજ કર્યું અને હસનને કેટલીક લડાઇઓમાં આગળ પડી તલવાર મારતો જોયેલો હોવાથી તેને લાયક ગણી બાદશાહ બનાવવામાં આવ્યો. હસન ૨૪ રબીઉલ સાહની સને ૧૭૪૯ હીજરી તદનુસાર ભાદ્રપદ વદિ ૧૧ સંવત્ ૧૪૦૪ અને તા. ૩ ઓગસ્ટ ઇ. સ. ૧૩૪૭ને રોજ હસન ગુલબર્ગામાં તખ્તપર બેઠો. અને તે વખતે પોતાનાં વચનને તે ભૂલ્યો નહીં. જે વખતે તે બાદશાહ થયો ત્યારે તેણે પોતાનું નામ સુલતાન અલાઉદીન હસન રાખ્યું તે વખતે ગાંગૂનું નામ અલગ રાખ્યું નહીં. આ બાજુ ગાંગૂ પણ એ ખબર સાંભળી સુલતાન મહમદ તઘલકની નોકરી છોડી દક્ષિણમાં હસનની પાસે આવી રહ્યો. હસને તેને પોતાની બાદશાહીનું દફતર સોંપી પોતાનું બીજું વચન પણ પરિપૂર્ણ પાળ્યું. અને બાદશાહી ખતોમાં તેનું નામ પોતાના નામ સાથે જોડી રાખ્યું. હાલ તે શહેર ગુલબર્ગા હૈદ્રાબાદના રાજ્યમાં છે.

બંદે હજરત સુબાહાની
**અલાઉદીન હસન ગાંગૂય બહમની.**

અર્થાત્:—“શ્રી પરમાત્માનો ગુલામ અલાઉદ્દીન હસન ગાંગૂ બ્રાહ્મણી” જુઓ એ જ્યોતિષીએ કેવો ચમત્કાર છે? કેટલાંક વર્ષો અગાઉ એક સિપાઇને બાદશાહ થવાની

નાંખ્યા, અને મુસલમાન ઇતિહાસ વેત્તાઓને પોતાના ધર્મની વિરૂદ્ધ પોતાની સચ્ચાઇની સાક્ષી આપવા માટે મજબૂત કર્યા.

## ૨ વિજાપુરનો એક જ્યોતિષી અને મુસ્તફાખાં.

મુસ્તફાખાં વીજાપુરના બાદશાહ અલીઆદિલશાહના પરદેશી અમીરોમાંનો એક હતો. તેણે કર્નાટકના કેટલાક કિલ્લાઓ છતેલા હતા. જ્યારે વીજાપુરનો કિલ્લો હસ્તગત કર્યો ત્યારે તેને ખબર પડી કે અંહી એક જ્યોતિષી છે, અને હાલ તે વૃદ્ધાવસ્થામાં છે. જ્યોતિષ વિદ્યામાં તે એવો નિપુણ છે કે, કેટલાંક વર્ષો ઉપર થવાની વાતને તે આગળથી કહી શકે છે, અને તે ખરી પડયા સિવાય રહેતી નથી. આ કિલ્લો સર થવા પહેલાં પણ તેણે કહ્યું હતું કે "વીસ વર્ષ પછી આ કિલ્લો મુસ્તફાખાં નામના એક મુસલમાન દ્વારા કોઈ બાદશાહના અધિકારમાં ચડશે જશે."

મુસ્તફાખાં એ સાંભળીને આશ્ચર્ય પામ્યો અને તેને બોલાવ્યો, અને પોતાના ભવિષ્યની હકીકત પૂછી. પહેલાં તો તેણે સંકોચથી વાત કરી પરન્તુ મુસ્તફાખાંએ દિલ ખોલીને વાત કરવા માટે આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું કે "જ્યોતિષથી એવું માલમ પડે છે, અમુક વર્ષે વીજાપુરનો એક મોટો માણસ આજે જ્યાં તું બેઠો બેઠો મોજ કરે છે ત્યાં તને મારી નંખાવશે, અને તે પણ થોડા દિવસ બાદ અહીંથી નાશીને તેલંગ દેશમાં ચાલ્યો જશે, અને તે પણ એક માણસની તલવારથી માર્યો જશે." હવે એ જ્યોતિષીની ભવિષ્ય વાણી કેવી રીતે સત્ય નીવડી. સને ૧૫૮૮ હિજરી સંવત્ ૧૫૮૮માં અલિ આદીલશાહના મૃત્યુ બાદ તેની બેગમ ચાંદ બીબીએ મુસ્તફાખાંને હાજી કિશ્વરખાંની જગા ઉપર વજીર તરીકે નીમવા સારૂ વીજાપુરથી બોલાવવાની તજવીજ કરી, કારણ કે હાજી કિશ્વરખાં હુકમ માનતો નહોતો. કિશ્વરખાંને એ ખબર થતાંજ બાલક બાદશાહ ઇબ્રાહીમ આદીલશાહની મહોરથી મુસ્તફાખાંને મારી નાંખવાનો એક જરૂરી હુકમ લખી પોતાના એક વિશ્વાસુ માણસ મહમદ અમીનને આપ્યો, અને તેણે વીજાપુરના કિલ્લામાં જઇ દગાથી મુસ્તફાખાંને મારી નાંખ્યો. એ ખબર ચાંદબીબીને પડતાં તેણે કિશ્વરખાંને બે શબ્દો સારા નરસા કહ્યા. તે વખતે તો તે ચૂપ રહ્યો પણ પાછળથી ચાંદબીબીને તેના મહેલમાંથી કાઢી સતારાના કિલ્લામાં મોકલી દીધી. એથી મોટા મોટા અમીરો નારાજ થયા અને કિશ્વરખાંની સાથે લડવા તૈયાર થયા. તે નાશીને ગોવલકોંડામાં ગયો ત્યાં મુસ્તફાખાંના દેશના એક માણસે મુસ્તફાખાંના વૈરના બદલામાં તેને મારી નાંખ્યો.

"સેવા સદન"<br>
અડાજણ (સુરત)<br>
૨૧-૧-૧૯

અંબેલાલ સવરામ ભાઇ દેશાઇ.

## ભોળીયારાજનો ભડભડાટ.

ધડક ધૂમ! ભડકડાટ! છરર ફુસ!! બાંરસીના હાર માર્યા! બાપલીના હાર માર્યા!! વળી આ તે શું?! અરે એ તો પેલો ગાડ-ફીતરો! આફતરો! આફુધડતો!. અને ત્રીજ અરજીઓની કાયદો. રેવોલ્યુશનની એક્ટ બાપુ! એક્ટ!! એ એક્ટગોળ, બહુ ફેક્ટ સમાવેલું છે બાપુ!! એમાંજ બધો ભેદ ભરેલો છે જોયા!! સમજણીથી કો બેસા સમ-ગીરી?!! એ તો બીજું કંઇ નથી પણ બેસા પેલા રોલેટ કાકાનાં કમીશનની મ્હેરબાની ભરેલી છે! સમજ્યા કે બાપૂ! સમજ્યા કે?!! અને પેલા મોન્ટેગુ સાહેબનો હિંદુસ્તાનને અમૂલ્ય રીફોર્મ સ્કીમનો જે વારસો મળવાનો છે ને બાપૂ! તે વારસાની દોલત વખતે

હિંદવાસીઓથી જળવી ન શકાય તેને માટે સવાશેરનું સોખંડી તાળું તૈયાર થાય છે! સમજ્યા કે બાપુ! આ ભેં-ભરમ સમજ્યા કે ? ! ! !

\+ + +

વખતનાં ગીત વખતે ગવાય! તેમ વખતે હિંદવાસીઓ આ રીફોર્મ સ્કીમને જલદી અમલમાં મુકવાની ધાંધલ કરે! તેત્રીસ ટકા અમલદારીમાં દાખલ થવા તૈયાર થાય અને કદાચ જો ગવર્નર શીપને માટે ધમપછાડ કરે તો ચપ લેતો કે ડિફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટ! અને તેની સાથે ધપ લેતો કે રેવોલ્યુશનરી ફેક્ટ!! લગુ પીંડ્યો કે સબ સબ કે ઘરમેં જાકર બૈઠ જાય ઔર! ચૂપચાપ! ઔર ફંડાગાર! ખરેક પહાડ! બસ...બાફમસાઈ!! જોઇ આ રીત? આગળ લાડવો અને પાછળ ઝેર!! સમજ્યા કે બાપુ સમજ્યા કે?! જુલાબ-રેચને માટે એરંડીયું તૈયાર રાખવું પડે એમાં તો શક નથી!! પણ હવે હિંદીઓને વધારે જુલાબ લેવાની જરૂર પડે એમ નથી! કારણ કે હવે તો હિંદીઓ ઝેર પીઇ પીઇને અફીણીયાંની માફક ઝેરણીયા થઇ ગએલા છે એટલે હવે તો હિંદીઓ લાડવો ખાવાના અને ઝેરને જેરવવાના!! એ વાતમાં જરા પણ શક નથી!! એટલે હિંદીઓએ રિફોર્મ—સ્કીમ પાસ થતાં અમલમાં મૂકાવવાના અને એવા એક્ટ ફેક્ટને......લુછીને ફરવાના!! કારણ હવે તેઓ સત્યની સામે કોઇ પણ કાયદો બાથ ભીડી શકે એમ નથી એ ચોકકસ રીતે સમજી ગયા છે!!! એટલે એવા હજારો કાયદા પસાર થતા પણ જરા પણ શકોચ વીના ન્યાયની માંગણીઓ ચાલુ રાખવાના અને તે માટેના પ્રયત્નો આદરતા રહેવાના એમાં શું શક?!! સાચને આંચ કદી પણ હોઇ શકે?!!!

વાઇસરોયની કાઉનશીલમાં હિંદીઓ થોડા હોવાથી દરેક એવા કરોકટીના વખતે હિંદીઓનો પરાજય થાય છે! અને હિંદીઓનો સખત વિરોધ છતાં વોટનાં વાંધાને લઇને એવા કેટલાએ કાયદા પાસ થયા છે તે આપણી જાણ બહાર નથી!! એવા સમયે તો ફક્ત હિંદી મેમ્બરોએ એટલુંજ ડહાપણ બતાવવું જોઇએ કે એવા કાયદાઓ સામે સખ્ત વિરોધ નોંધાવી કાઉનશીલ હૉલમાંથી બધાએ એક સંપી થઇ ચાલતા થવું જોઇએ! આના જેવો સરળ માર્ગ એક નથી!! આવી રીતે બેચાર વખત બનવાથી કંઇક જૂદોજ માર્ગ નીકળશે!! યાતો કોઇ એવાં બીલો રજૂ થવાની અગમચેતી જણાય ત્યારે નોન ઓફિશીયલ મેમ્બરોએ રેલ્વેનાં ભાડાં ખરચી દીલ્હી સુધી જવાની તસ્દીજ લેવી નહી! યાતો એક બેઠકમાં બીલ રજુ થતાં બીજી બેઠક ઊપર મૂલતવી રખાવી, બીજી બેઠકમાં એબસન્ટ!! આવા બેચાર માર્ગમાંથી હિંદીઓ એક સંપ થઇ કોઇ એક માર્ગ ગ્રહણ કરે તો ઝાડી જંગલનું મેદાન થવા સંભવ છે!!!

* * *

વારૂં ત્યારે એ રેવોલ્યુશનરી એક્ટમાં કેવા પ્રકારનું ફેક્ટ સમાયલું છે. તે તરફ આપણે જરા અર્થશાસ્ત્રના સિદ્ધાંતો દોરવશું!!!

### એકટમાં સમાયલું ફેક્ટ.

(૧) હિંદીઓએ કંઇ પણ રકમના બૂમ બરાડા પાડવા નહી!

(૨) હિંદીઓએ હોમરૂલની ચળવળને તિલાંજલી આપવી! (હોમરૂલ એટલે તોફાન!)

(૩) હિંદીઓએ જાહેર કાર્યોમાં કદીપણ આગળ પડવું નહી!

(૪) હિંદીઓએ ઊદ્યોગ-કળામાં યૂરોપીઅનોની હરીફાઇ કરવી નહી! (હરીફાઇ એટલે Revolt-બળવો.)

સ્કીમમાં સુધારો વધારો કરવાની કોઇ પણ રકમની દલીલ રજુ કરવી નહીં!

(૬) હિંદીઓએ ઉપલું સ્કીમ પાસ થતાં તેને અમલમાં મુકાવવાની ઉતાવળ કરવી નહી!

(૭) હિંદીઓએ સ્વરાજના હક્કની માંગણી કરવી નહીં!!

(૮) હિંદીઓએ અમો સ્વરાજ મેળવવાને માટે ના લાયક છીએ એમ કહેવાથી એ કાયદ ને માન આપેલું ગણાશે!

(૯) હિંદીઓએ અધિકારીના અમલને માન આપવું! અને નોકર શાહીની લીલાને ગરબડ–સરબડ વિના નિરખ્યા કરવી!

(૧૦) સાચું કે જુઠાના નિર્ણયનો હક્ક હિંદીઓનો નથી! એ હંમેશા સ્મરણમાં રાખવું! કારણ કે હિંદીઓ એટલી તુલના કરવાને માટે લાયક નથી!!

\+ \+ \+

સદરહુ એકટમાં ઉપર મુજબ દેશ સમા પણું છે એ બરાબર ખ્યાલમાં રાખવું તેમાંજ હિંદીઓનો લાભ—અલાભ........સમજ્યા કે સાહેબ!!!

\+ × ×

સુનેહની શાંતીનાં પડઘમ ચોમેરથી ગગડી રહ્યા છે. નવનવી પરિષદોની બેઠક અને તેની જુદી જુદી માંગણીઓના અહેવાલ વાંચીને મગજે ચક્કર આવે છે. લડાઇના સપાટાથી હિંદને પણ અનહદ ખમવું પડયું છે, અને ભોગ આપવામાં કચાશ રાખી નથી!! તો હવે માંગવામાં શાની કચાસ રાખવી વારૂ?!

—હરિગીત.—

અવસર મળ્યો આજે અહા! તૈયાર થાઓ વીરલા;
દીધું બહુ લેવા તણો, આવ્યો સમય અતિવરા!
દેવું અને લેવું ખરૂં, લેવું અને દેવું રહ્યું;
એ ન્યાય અનાદિતણો, વળી શાસ્ત્રનું કથવુ થયું.
હિંદે ઉણપ રાખી નથી, આદિ યુદ્ધના વિકટ સમે;
આપ્યું ભરીભરી ધન અને, કંઇ લક્ષ શરરીરો ખરે
ખાવા પીવાને વસ્ત્ર આદિ, કષ્ટ વેઠીને દીધાં;
દુષ્કાળના દુઃખમય સમે, પણ ધાન્ય દેવા ના ચૂકયા.
રડતા રઝળતા હિંદીઆઓ જોઇ ધરી કંઇ લાજ ના;
થઇ રાજભક્ત હિંદીઓ, દેતા નહી કરી ના મણા.
વળી લોનમાં નાણાં ભરી ધનના મહા ઢગલા કર્યા
ઔદાર્યતા અતિ દાખવી, નહીં હિંદીઓ પાછા ફર્યા.
એવી નિપૂણતા હિંદની, જ્યાં જોઇએ ત્યાં પ્રગટી રહી
સ્વરાજ લેવા કારણે, હિંદી પ્રજા ઐક્ય થઇ,
હિંદુ મુસલમીન એક થઇને ઐક્ય કહેણ કહે અરે;
ગણશો અમોમાં ભેદ ના, એ ભેદ દૂર દેશો વસે,
એ એકતાના મંત્રનો, સહુ ઐક્યનાદ પોકારજો;
જગની દશે દિશા મહીં, ૐકાર એ સંભળાવજો.
જાગૃત રહીને સર્વદા, એ નાદ શુણી શુણાવજો;
તૈયાર થઇને હિંદીઓ, અનેરો હુંકાર હુંકારજો.

**સોળીયારાજા.**

:—():—

# મારી સાથે ના બોલો!

(પ્યારીનો બબડાટ)

## બીજી મુલાકાત-બેઠ.

### લેખક—શ્રીયુત જી. પી. શ્રીવાસ્તવ બી. એ. એલ. એલ. બી.

"જી હા, મ્હેં માન્યું, આ પણ ખરૂં, તે પણ ખરૂં, બધું સાચું, આપ સાચા, આપની વાતો સાચી, હું જુઠી, બસ? મ્હને લાવી આપવાનો વાયદો કર્યો હતો, જતી વખત મેંજ મીઠી મીઠી વાતો કરી હતી, અને...... આપ શામ છોકરી કેમ જાણો છો? આપને કહે છે કોણ? કોઇને કોઇની પડવા હોય ત્યારે તો કોઇ લાવે, એમ ભલા કોઇને શી પડી છે? ઠીક, મારા મહેરબાન! નહીંજ લાવ્યા કેની? ત્યાં દુકાન પરજ ભૂલી આવ્યા હશો! સાથે લાવવાનું ધ્યાનમાંજ ના રહ્યું, ધણી

કંઈ નહીં. 'ટહી તો દીધું', કંઇ નહીં. કેટલીવાર કહ્યું છું. ના, ના, મારૂં માથું નથી દુઃખતું. આપ શા માટે તરદી લો છો. આપને હાથ જોડું છું. મ્હને ત્રાસ ન આપો......છી હાં, મ્હારી તબીયતજ ખરાબ છે, આપ કોઇ પણ રીતે ખુશી રહો, આપની એવી મરજી છે કે હું મોદીજ રહ્યા કરૂં તો શા માટે નહીં એક દિવસ કંઇ.........હા. બીજું શું ? બધા દિવસનો ઝઘડો પતી જાય ના ર્‌હેશે વાંસ ન વાગશે વાંસળી......ઊં હું ઉંહું ! રહેવા દો ! આપનો રૂમાલ ખરાબ થઇ જશે હું મ્હારી મેળે આંસુ લુછી લઇશ ના, ના, હું રડતી નથી......મરૂં, ર્‌હું છું તો આપની બલાથી આપને શી ગરજ ? આપ કેમ આટના ભોળા બન્યા છો ? પૂછોને ના કંઇ તો ! હું આવ્યા નહીં છું, રડવું આવે છે તો રડું છું. કોઇ કંઇ હું બાળકી નથી... .....છી હાં, ના ! બોલતાં, કોઇનો કંઇ ડર છે ? આ શું કની લેતા ? ઝભાની પેઠે દિલ પણ છે તેમાંજ મારી સાથે વાતો ચલાવવા માંડી છે ? શું હું બાળું કહું છું ? ઠીક. આપજ દેખાડોની કે હમ્બાં આનું ? મન કેવા ભટકે છે ચાનો, ચાલો, જોઇ લીધું. આવ્યાને એક દિવસ તો પૂરો થયો નથી ને અત્યારથી ધાંધલ મચાવવા લગ્યા ! જવાની તૈયારીઓ થવા માંડી, ત્યારે આવ્યા કેમ ? બળવા, સતાવવા, સંતાપવા નહિં તો બીજા શાને માટે ? કેમ ! બોલતા નથી ? આખો દિવસ સાંભળી સાંભળી કાન પાકી ગયા છે કે બહેરા થઇ ગયા છે કે બીજું કંઇ છે ? માત્ર બે દિવસ રહીશ. આ કરીશ તે કરીશ, ઠીક, ભલા જે મનમાં આવે તે કરો, સંભળાવતા કોને હતા ? અરે શું મ્હને પણ ? મહેરબાન ! એટલીજ જો આપને લાગણી હોત તો મ્હારી વસ્તુ લાવવી શું ભૂલી જવાતે ! હાય !...... .ચાલો દૂર જાઓ, રહેવા દો 'હુ થયું, હવે અમારી સાથે ના બોલો, જાઓ, મ્હારો હાથ ! ' મૂકી દો. આ શું ? શું પહેરાવો છો ! શું ? ઉ શું તેજ મારી બંગડીઓ કે ? ? ! ! . . ...જોયું જોયું જોયું, સંતાડી કેમ દીધાં ? બનાવો' આંને હાથ જોડું છું, જરાકજ દેખાડો. ઠીક, હું મ્હોં ફેરવી નાખુ છું. આપજ પહેરાવી દો. લો, આ આંખો પણ બંધ કરી. અરે !... .....જાઓ, આ તો જાણે . .....ઠીક, હવે તો દેખાડો. શું ?.: ..... .. અખખાખા ! હવે આપ પણ કહેવા લાગ્યા કે ' મારી સાથે ના બોલો ! "

—•—

# ગોરક્ષક કાબુલના અમીર.

ઉત્સવાના હિતાથની અને ગોરક્ષા હિંદુ સમાજમાં એક દુ ખદ સમાચાર આનંદ ને ચીંકની લાગણી પેદા કરી રહ્યો છે, કે કાબુલના ગોરક્ષક મુસલમાન શ્રીમાન્ અમીર હબીબુલ્લખાં ' સાહેબની હત્યા ગઇ તા ૨૦ મી ફેબ્રુઆરીએ અગના રાજ્ય અફગાનિસ્તાના જલાલાબાદ નગરની નજીકમાં થઇ છે. એમના નાના ભાઇ નાસ્સુરુલ્લાખાન નસરૂલ્લખાં ગાદી પર બેઠા છે. અને પોતે તેની સૂચના હિંદી સરકારને આપી છે. તે ઉપર હિંદી સરકારે નીચે પ્રમાણે જાહેરાત પ્રકટ કરી છે.

દીલ્હી તા. ૨૪ ફેબ્રુઆરી

શ્રીમાન્ વાઇસરોયને આજ નાસ્સુરુલ્લાખાન નસરૂલ્લખાની એક ચિઠ્ઠી મળી છે. જેમાં એમના ભાઇ અફગાનીસ્તાનના અમીર હિઝ મેજેસ્ટી હબીબુલ્લખાં સિરાજુલ મિલ્લત

વકીલની હત્યાની વાત લખી છે. એ હત્યા ગઇ તા. ૨૦ મી ફેબ્રુઆરીને દિવસે જલાલાબાદની નજીક થઇ હતી. હત્યારાનો પત્તો નથી નસરૂલ્લહખાં પોતાની ચિઠ્ઠીમાં આગળ લખે છે કે આગલા અમીરના છોકરા અને પ્રજાના પ્રતિનિધિઓએ મને અફગાનીસ્તાનના અમીર તરીકે સ્વીકાર્યો છે. હું આશા રાખું છું કે અફગાન અને અંગ્રેજ સરકાર વચ્ચે અત્યાર સુધી જે મિત્રભાવ છે તે બરાબર જળવાશે અને તેમાં ઉત્તરોત્તર અધિકતા થશે.

શ્રીમાન્ વાઇસરૉયે આજ્ઞા આપી છે કે અફગાનીસ્તાનના આગલા અમીર જેમણે પોતાની સત્તાના સમયમાં અંગ્રેજ સરકાર સાથે ઘણીજ મિત્રતા રાખી છે. તેમના મૃત્યુના શોકમાં તા૦ ૨૮મી ફેબ્રુઆરી શુક્રવારે સર્વ સરકારી ઓફિસો બંધ રાખવી.

## અમીર સાહેબના જીવનની સંક્ષિપ્ત રૂપ રેખા.

તા. ૧લી અક્ટોબર ૧૯૦૧માં અફગાનીસ્તાનના અમીર અબ્દુરેહમાનનું જ્યારે મૃત્યુ થયું ત્યારે તેમના પુત્ર હબીબુલ્લહખાં રાજ સિંહાસનપર બિરાજ્યા. અફગાનીસ્તાનની સેના ત્યાંની ધાર્મિક સંસ્થાઓ તથા જુદી જુદી મુખ્ય જાતિના લોકોએ હબીબુલ્લહખાંની આજ્ઞા માની એ સમયે શ્રીમાન વાઇસરૉયની વધાઇ લઇ હિંદુસ્થાનથી મુસલમાનોનું એક ડેપ્યુટેશન ગયું હતું. હબીબુલ્લહખાંએ રાજની લગામ હાથમાં લેતાં પોતાના સર્વ કાયદાઓને વ્યવસ્થિત કરવાનું ધ્યાનમાં લીધું. ખાસ કરીને પોતાની સરકારનો સંબંધ જે બીજી અફગાન જાતિઓ સાથે હતો તે ઠીક કર્યો. એમના પિતા અબ્દુરેહમાને સેનામાં ભરતી કરવાના જે જરૂરી નિયમ બનાવ્યા હતા તેમાં એમણે કંઇક સુધારો વધારો કર્યો. તે અનુસાર પ્રત્યેક અફઘાન જાતિને સેનાને માટે કાંઇ રંગરૂટ આપવું પડતું હતું. એ ઉદ્દેશ પુરો કરવા માટે બીજી અન્ય જાતિઓ સાથે સંબંધ ઠીક રાખવા માટે સરકારથી બીજી જુદી એક કાંસિલ બનાવી હતી અને એવી વ્યવસ્થા કરી હતી કે જાતિઓના મામલાને દૂર કરવા માટે પ્રાંતિય ગવર્નરો સાથે અફગાન જાતિઓના પ્રતિનિધિઓ પણ મળીને કાર્ય કરે.

આવશ્યક વિદેશી મામલામાં હબીબુલ્લહે પોતાના પિતાની નીતિ ગ્રહણ કરી હતી, એમના પિતાને અંગ્રેજ સરકારે એવો વિશ્વાસ આપ્યો હતો કે જો અમીર વિદેશી મામલામાં અંગ્રેજોની નીતિ માનશે તો અંગ્રેજ સરકારે અફગાનીસ્તાન પર બહારનો દબાવ દૂર કરવામાં અમીરને સહાયતા આપશે. નવા અમીરે એ શરતનું ઇમાનદારીથી પાલન કર્યું હતું. એક વાર જ્યારે સીમા પરના રૂશીઆના માણસોએ અમીર સાથે વાતચીત કરી હતી, તે સર્વ વાત અમીરે અંગ્રેજ સરકારની પાસે લખીને મોકલી દીધી. અફગાનીસ્તાન અને હિંદી સરકાર વચ્ચે કંઇ મામલામાં અમીર હબીબુલ્લહે પોતાના પિતા અબ્દુરેહમાનનીજ નીતિનું અવલંબન કર્યું હતું. હબીબુલ્લહને એ મામલા પર બહસ કરવી નહિ ચાહી. અને ન એમણે અફગાનીસ્તાન અને હિંદી સરકાર વચ્ચેના સંબંધને વધાર્યો યા ન એમાં કંઇ ફેર બદલ કરવા ઇચ્છયું. બલ્કે ત્યાં સુધી થયું કે શ્રીમાન વાઇસરૉયે એમને હિંદુસ્તાનમાં બોલાવી એ મામલા પર બહસ કરવાને ઇચ્છયું. વાઇસરૉય મહોદયની ઇચ્છા હતી કે એ પર વાતચીત કરીને સમજુત કરી લેવી, પરંતુ હબીબુલ્લહે એ સમય બહાનું બતાવી ટાળી દીધો. છેવટે અમીર સાહેબ એ પર રાજી થયા અને કાબુલમાં અંગ્રેજોના રાજનૈતિક પ્રતિનિધિઓને મળવાનું સ્વીકાર્યું: અહિંથી એક પ્રતિનિધિ મંડળ ત્યાં ગયું હતું જેના પ્રધાન સર લુઇસ ડેન હિંદી સરકારના વિદેશી મંત્રી હતા. સન ૧૯૦૪॥ ડિસેંબરમાં એ મંડળ કાબુલ

પહોંચ્યું હતું, ચાર માસ સુધી ત્યાં રહ્યું. એમાં મંડળના અંગ્રેજ પ્રતિનિધિઓ અને અમીરના પ્રતિનિધિઓ દરમ્યે બરાબર વાત ચીત થઇ. અંગ્રેજ પ્રતિનિધિઓ અમીર સાહેબને પણ કેટલીકવાર મળ્યા હતા પરંતુ એનું ફળ કાંઇ થયું નહિ. સન ૧૮૮૦માં અંગ્રેજ સરકાર અને અમીરને કાબુલમાં જે કરારનામું થયું હતું તેનું ફરી સમર્થન થયું અમીર હબીબુલ્લાહ ૧૮૮૦ વાળા કરારનામાથી સંપૂર્ણ સંતુષ્ટ હતા. અને તેમણે એમાં કંઇ પણ ફેરબદલ કરવાની સંમતિ આપી નહિ પરિણામ એ થયું કે તે જુની કરારનામાની શરતો ફરી લખાઇ સન ૧૯૦૫ના માર્ચ મહી નામાં જે સમજુત થઇ તેમાં એ મર્મ વાત છે. એ સમયમાં અમીરને "હિઝ મેજીસ્ટી" નો ઇલ્કાબ મળ્યો હતો.

હિંદુસ્તાનના સૌથી વડા અમલદાર વાઇસરોય સાથે કાબુલના અમીરની મુલાકાત થઇ નહોતી પરંતુ અફગાનીસ્તાન અને હિંદી સરકારના લાભ માટે એ ઉચિત ગણાયું કે અમીરની મુલાકાત વાઇસરોય સાથે થવી જોઇએ. સન ૧૯૦૭ના જાન્યુઆરી માસમાં હઝ્રી હબીબુલ્લાહખાં હિંદુસ્થાન આવ્યા અને શ્રીમાન્ લોર્ડ મિન્ટોની મુલાકાત કરી જ્યારે અમીર સાહેબ અહીં આવ્યા હતા ત્યારે એ દિવસોમાં મુસલમાની તહેવાર (બકરીઇદ) આવ્યો. ઉદાર ચારિત્રવાળા હબીબુલ્લાહખાંએ કહ્યું કે "હું હિંદુઓના દેશમાં આવ્યો છું માટે બકરીઇદનો તહેવાર ઉજવવામાં ગાયની હત્યા કરવી નહિ"

તા. ૩૧ ઓગષ્ટ ૧૯૦૭માં જે રૂસ અને અંગ્રેજ વચ્ચે સમજુત થઇ હતી તેમાં અફગાનીસ્તાનના સંબંધમાં એક માર્કાની વાત હતી. અંગ્રેજોએ તો એ પ્રતિજ્ઞા કરી કે "અમે અફગાનીસ્તાનના ખાનગી વ્યવહારમાં હાથ ઘાલીશું નહિ અને અફગાનીસ્તાનની જમીનનો કોઇ ભાગ ખાલસા કરીશું નહિ." વળી એથી બીજી વિશેષ પ્રતીજ્ઞા કરી કે "અફગાનીસ્તાનમાં અમે લોકો કોઇ તેવી કાર્રવાઈ નહિ કરીશું યા ત્યાં કોઇ એવો પ્રસંગ નહિ પાડીશું કે જે રૂશિયા માટે હાનિકર હોય"

રૂશ પોતાની પ્રતિજ્ઞામાં "અફગાનીસ્તાનને પોતના પ્રભાવની બહાર સમજ્યા.

લડાઇ દરમ્યાન પણ તેઓ ઘણા લોકોની માગણી વિરૂદ્ધ હિન્દને વફાદાર રહ્યા હતા.

—:o:—

# વિવિધ વિષય.

## પાંદડાંની હત્યા !

સાવધાન ! વાચક આજથી કદિ કોઇ વૃક્ષનું પાંદડું તોડશો નહિ, કદિ તોડશો તો એક પ્રાણીની હત્યાનો દોષ લાગશે. અત્યાર સુધી અજ્ઞાનવશ થઇ જેટલા પાંદડાંની હત્યા કરી તે માટે ભગવાન પાસે ક્ષમા માગવા માટે પ્રાર્થના કરી લો. જગવિખ્યાત વૈજ્ઞાનિક વીસમી સદીના હિન્દના મહર્ષિ સર જગદીશ ચંદ્રબોઝે સુંદરેસી દુનિયાને પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે કે એક પદડુ તોડવું તે એક પ્રાણીના પ્રાણ હરવા બરાબર છે, વૈજ્ઞાનિક મહર્ષિ જગદીશચંદ્ર દુનિયાને ચકિત કરતાં કુદરતના નવા નવા ભેદોઓ મેળવી સાબીત કરી આપી દેખાડી આપ્યું છે કે વનસ્પતિઓમાં પણ ચેતન શક્તિ છે, જીવ છે, પ્રાણ છે, પોતે કેટલાક ઘણા નાજુક યંત્રો બનાવ્યા છે જે દ્વારા છોડનું વધવું, તેની ચેતન શક્તિ અને 'મનોભાવ' જાણવાનું પ્રત્યક્ષ પ્રમાણ મળે છે. એક છોડવાની નાડી બરાબર ચાલી રહી હતી તેનાપર પ્રયોગ કરતા જગદીશે થોડો દારૂ તેના મૂળમાં રેડયો, થોડીજ વારમાં એ છોડની નાડીની ચાલમાં ગડબડ મચી

રહી. છાસટ મનુષ્યના જેવીજ સ્થિતિ છોડની થઇ જાય છે આથી સ્પષ્ટ થાય છે કે બીજા પ્રાણીઓની પેઠે વૃક્ષને પણ ઠંડી, ગરમી અને કેફનો અનુભવ થાય છે. કેટલાક દિવસ પર જગદિસ બાબુનું એક ભાષણ 'ઘાયલ છોડવા' ના વિષયમાં થયું હતું. તે વખતે જનસમૂહ જોઇ શકયા છે કે વૃક્ષપર કુહાડીનો ઘા કરીએ યા એની ડાળ કે એક પાંદડું તોડીએ તો વૃક્ષ 'ઘાયલ' થઇ જાય છે. તે સમયે એ ઝાડની અને તોડેલા પાંદડાં ઉભયની શી દશા થાય છે ત્હેનું જે વર્ણન બોઝ મહાશયે કરી દેખાડ્યું છે તે વાંચતાં અજબ થયા વિના રહેવાતું નથી.

જગદીશચંદ્ર ભાષણ કરતાં જણાવે છે કેઃ—અમે એક છોડવાનું એક પાંદડું તોડયું, હવે તે છોડ અને તેના તોડેલા પાંદડાં ઉભયની દશા જોઇ તો એમાં ઘણો અન્તર દેખાઇ આવ્યો. પાંદડું તોડતાંજ છોડ મૂળથી ટોચ પર્યંત કંપી ઉઠયો. અને ત્હેના દૂર દૂર તંતુઓમાં ઘણો ભારી તરફડાટ મચી રહ્યો. તેના સઘળા પાંદડાંઓ જાણે બેશુદ્ધ થઇ ગયા. ચૈતન્ય શક્તિ કુંઠિત થઇ ગઇ, કેટલાક કલાક સુધી આજ દશા રહી, અન્તમાં ધીરે ધીરે છોડને શુદ્ધિ આવી અને તે પોતાની અસલ હાલત પર આવી ગયો. પાંદડાઓને પણ પુનઃ ચૈતન્ય પ્રાપ્ત થયું પરંતુ ક્રુરતાથી વિખૂટું પડેલું પેલું પાંદડું ?—આહ ! તેણે કેટલોક વખત સુધી ઉત્કટના 'શ્વાસ' લીધા, પછી શાન્ત થઇ ગયું ! બોઝે તે પાંદડાંને એક વિશેષ પ્રકારની ઔષધ મિશ્રિત જળમાં મુકી દીધું, આવી રીતે રાખી મૂકવાથી તૂટેલા પાંદડાંનો પ્રાણ ચોવીસ કલાક સુધી રહ્યો. પ્રયોગની વચમાં જગદીશ બાબુએ પોતાના એક યન્ત્ર દ્વારા પરિક્ષા કરી તો આ પાંદડું વૃક્ષની સાથે સંબંધ ધરાવી રહેલા પાંદડાં કરતાં અધિક ચૈતન્યવાળું માલમ પડયું. આ ચૈતન્યનો આવિર્ભાવ કેવળ ૨૪ કલાક સુધીજ રહ્યો, પછી ઘણીજ ઝડપથી આ શક્તિનો હ્રાસ થવા લાગ્યો અને તે બિચારૂં પાંદડું મરી ગયું. તેનો જીવન વ્યાપાર હંમેશ માટે વિરામ પામ્યો ! વૈજ્ઞાનિક મહર્ષિ આટલા પ્રયોગથી અટકયા નથી. તેઓ કહે છે કે હવે હું એક એવો પ્રયોગ સિદ્ધ કરવા પ્રયાસ કરૂં છું કે જેમાં સફળતા પ્રાપ્ત થતાં આ વિખૂટાં પડેલાં પાંદડાંને એક અઠવાડિયા સુધી 'જીવિત' રાખી શકાશે.

<u>ચમત્કારી ગૌમાતા</u>

ભાટગાંવ "પૈસા અખબાર" લખે છે કે ચમ્પામાં એક અદ્ભુત ગાય છે. જે ત્રણ ફુટ ઉંચી અને પહાડી જાતિની લાલ રંગની છે. ત્હેને અત્યાર સુધીમાં એક પણ વાછરડો જન્મ્યો નથી છતાં તે ચૌદ વરસથી એક સરખું દૂધ આપતી રહી છે. મેં પોતે જઇને જોયું અને દૂધ દોહી તપાસ કરતાં બીના સત્ય માલમ પડી, ત્હેના માલીકને પૂછયું કે પહેલા આ વિચાર આપને શી રીતે ઉત્પન્ન થયો કે વાછરડા વિના દૂધ દઇ શકશે ! ત્યારે તેણે કહ્યું કે એક સાધુ આ પ્રાન્તમાં રહેતો હતો તેની પાસે આવાજ પ્રકારની ગાય હતી અને એજ પ્રમાણે દૂધ દેતી હતી. મેં પણ જોયું કે ગાય મ્હોટી થઇ ગઇ છે. દોહવું શરૂ કર્યું. તો દૂધ બરાબર દેવા લાગી. ચૌદ વર્ષ થયા આ ગાય દૂધ આપતી આવી છે અને સામાન્ય દૂધ કરતાં આમાં કોઇ જાતનો તફાવત નથી, વર્ષા ઋતુમાં દૂધનું પ્રમાણ વધી જાય છે. હમણાં તો આ ચમત્કારી ગૌમાતા વૃદ્ધ થઇ ગયા છે. જ્યારે રોટલી આપવામાં આવી ત્યારે ઘણી મુશ્કેલીથી તે ખાઇ શકી તેનું પેટ હંમેશ ફુલેલું રહે છે.

# મારી પરીક્ષા.

આત્મ સુંદર હૃદય સુંદર, સુમન સુન્દર, સુન્દરી!
સૃષ્ટિ તણા સૌંદર્યનો, શૃંગાર બનતી સુન્દરી!
ચાતુર્ય સુંદર, સ્નેહ સુન્દર, કુલમણિ ગૃહ-સુન્દરી!
સુંદર બની સુંદર બનાવે, એજ એ ગુણ સુન્દરી!

(લલિત)

(૧)

આઠ માસ થયાં મારા પિતાજી બીમાર હતા. ઘણા ડોકટર, વૈદ્ય, હકીમ વીગેરેનાં ઔષધો આપ્યાં પણ કોઇનાથી આરામ થયો નહી. અને તે સાથે ગૃહની ગરીબી એવી હતી કે પુછવાની વાતજ નહી ઔષધ અને ગૃહ-ખર્ચ કરવાને માટે પણ પૈસા ન્હોતા. મારે એક બન્ધુને બે બ્હેનો હતી. મારા વડિલ બન્ધુનું શિક્ષણ મૂળથીજ ગરીબાવસ્થા હોવાથી જેમ તેમ કરીને મેટ્રીક પર્યંત પહોચ્યું હતુ. મારા પિતાજીનુ સર્વ આયુષ્ય ખાનગી નોકરી કરવામા વ્યતિત થયું હતું. આજે આ શેઠ તો વળી આવતી કાલે બીજા શેઠ અને "મોટા વાસણમાં મોટું પોલાણ" એ નિયમ પ્રમાણે મારા પિતાજીનો આ મહિનાનો પગાર પેલા મહિના ઉપર અને પેલા મહિનાનો પગાર આવતા મહિના ઉપર મુલતવી રહે! આવી વિપદવસ્થામા મારો બન્ધુ પોતાના અભ્યાસમા મેટ્રીક સુધી પહોચ્યો, કર્મ સંયોગે મેટ્રીકની પરીક્ષા પસાર કરવામા તો ફત્તેહ મળી નહી, એટલે તેણે નિશાળ છોડી દીધી અને રેલ્વે કમ્પનીની નોકરી સ્વીકારી. એવી ઘરની પરિસ્થિતિ હોવાથી મારા અભ્યાસમા નડતર થતી, પણ મારા વડિલ બન્ધુ મારી પાછળ પડેલા હોવાથી મારો અભ્યાસ મેટ્રીક પર્યંત પહોચ્યો, અને ઇશ્વર કૃપાથી પહેલેજ વર્ષે મેં તે પરીક્ષા ઘણી સારી રીતે પસાર કરી.

મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા બાદ મારો મનોભાવ તુર્તજ નોકરી લેવાનો હતો, કિન્તુ વડિલ બન્ધુના અત્યાગ્રહથી હું કૉલેજમાં દાખલ થયો. મારાં દુર્દૈવે પહેલી બે પરીક્ષા પસાર કરતાં મને ચાર વર્ષ લાગ્યા.

સીનિયર બી. એ. ના કલાસમાં ગયા પછી બે ત્રણ મહિનામા મારા પિતાજી વધુ બીમાર પડયા મેટ્રીક થયો કે મારા મિત્રો તરફથી તેમજ અન્ય જગ્યાએથી મારાં લગ્ન માટે માંગણીઓ થવા લાગી પણ ગ્રેજ્યુએટ થયા સિવાય લગ્ન કરવું એ મારું કર્તવ્ય નથી, એમ મે મારા વડિલ બન્ધુને જણાવ્યું એટલે કોઇએ મને એ બાબત વધુ ત્રાસ આપ્યો નહીં, પણ હવે હું બી. એના કલાસમાં હતો. પિતાજી પણ એકદમ બીમાર પડવાથી તેને તેના આયુષ્યનો ભરોસો નહોતો, તેથી તેમની નજર આગળ હું 'ચતુર્ભુજ' થાઉં એવી તેમની ઇચ્છા હોવાથી મેં વિવાહ કરવા હા કહી, અને હું એક ગૃહસ્થનો 'જમાઇરાજ' થયો લગ્નની ધામધુમમા કેટલાક દિવસો ગયા, અને તેજ પ્રમાણે પિતાજીની સેવા સુશ્રુષામાં મારો ઘણો સમય ગયો, તેથી મારાથી જોઇએ તેટલી પરીક્ષાની તૈયારી થઇ શકી નહીં, તો પણ 'આશા અમર છે' એ નિયમ પ્રમાણે મને લાગ્યું કે હું પાસ થઇશ

(૨)

પ્રારમ્ભમાં લખ્યા પ્રમાણે મારા પિતાજી માંદા હોવાથી ડોકટર આવી ગયા બાદ મારા વડિલ બન્ધુએ મને પૂછ્યું.—"શું પરીક્ષાના પેપરો ઘણા સખત છે?" મે કહ્યું "ના; ઇંગ્લિશ, સંસ્કૃત, ઇતિહાસ એ પેપરો તો મેં સારા લખ્યા છે, પણ ઐચ્છિક વિષયના પેપર માટે મને થોડીક ભીતિ લાગે છે; પણ જોઇએ તેટલા માર્કસ હું મેળવી શકીશ એવી

મને આશા છે.' 'મારું એ કહેવું' સાંભળી મારા પિતાજીને ઘણું ખરાબ લાગ્યું હોય એમ મને માલમ પડ્યું; કારણ કે તેમની અંતિમ ઈચ્છા એ હતી કે હું બી. એ. થઉં અને એક પદવીધર ગણાઉં. મારા પિતાજી બોલી ઉઠ્યા કે:—'પરમેશ્વર તને તારાં કાર્યમાં મદદ કરો, તને આશીર્વાદ છે બાપ! કદાચ તું નાપાસ થાય, તો પણ ના હિંમત થઈશ નહીં. **મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તો કદી ધૈર્યનો ત્યાગ કરવો નહીં.** એક વખત, બે વખત, અરે! દશ વખત તું તારાં કાર્યમાં પાછો પડે, તો પણ અગીયારમી વખતે ખાત્રીથી તું તારો ઇચ્છિત હેતુ પૂર્ણ કરીશ. આજ આપણી હીન સ્થિતિ છે, પણ આવતી કાલે તુંજ તેને ઉત્તમ પ્રકારની બનાવશે, એવી મારા મનોદેવતા સાક્ષી આપે છે.'

૨૧ મી ડીસેમ્બરનો દિવસ. એજ દિવસ મારાં ભાગ્યનો ઉદય કિંવા અસ્ત થવાનો હતો. એ દિવસ આવવા અગાઉ એક અઠવાડિયાંથી મારું તેના તરફ પૂરતું લક્ષ હતું. દિવસ પાછળ દિવસો આવ્યા ગયા, અને એ દિવસનો (Doomsday) ઉદય થયો. તે દિવસે હું મારા ઓરડામાં તારની રાહ જોતો બેઠો, બે વાગ્યા. રીઝલ્ટ સાડા ચાર વાગે બહાર પડવાનું હતું; તારને આવતાં એક કલાક લાગે, એવો વિચાર કરતો હું આરામ ખુરશી ઉપર પડેલો હતો. આજ બી. એનું રીઝલ્ટ બહાર પડનાર છે. એવી મારા મગજમાં ચારે બાજુ ગર્જના થઈ રહી હતી. ત્રણ વાગ્યા, ચાર વાગ્યા, અને આખરે આઠનો સુમાર થયો, પણ મારા તારનું ઠેકાણું નહીં. પોષ્ટમાં તપાસ કરું, એવો વિચાર થયો; પણ જરા ઘડીમાં તાર આવશેજ એમ ધારી વિચાર બંધ રાખ્યો. પાંચ વાગતાં સાથેજ પરીક્ષાના મુકુન્દનો તાર આવ્યો. મને માલુમ પડ્યું કે તે પાસ થયો, પણ મારા તારનું ઠેકાણું નહીં. અતિશય વિષણ્ણ મને હું મારા ઓરડામાંજ બેસી રહ્યો! એટલું એક સારું હતું કે મારી ગૃહિણી મારી પાસે નહોતી. તે મુંબઈમાં તેને પીયરજ હતી. હું નાપાસ થયો એ નક્કી થઈ ગયું! આ વખતે મારી ગૃહ-સ્થિતિ મારાં ચક્ષુ સમક્ષ આવીને ઉભી રહી! મારા પિતાજીનો ઉદાસ અને ખિન્ન ચહેરો મારી દૃષ્ટિ સમક્ષથી ખસતો નહોતો!! તેનાં હૃદયને ભયંકર આંચકો લાગ્યો અને તેનું પરિણામ એ આવ્યું કે તેમણે આ લોકનો ત્યાગ કરી પરલોકમાં વાસ કર્યો!!!

(૩)

મિનિટ પછી મિનિટ, કલાક પછી કલાક, અને દિવસ પછી દિવસો જતાં આ વાતને છ માસ વીતી ગયા. કાળનો મહિમા અગાધ છે; આજે જે બાબત આપણને અત્યંત તાપદાયક અને દુઃખ દાયક લાગે છે તેજ બાબત કાળાંતરે આપણે ભૂલી જઈએ છીએ. માયાની મોહક જાળમાં આપણે ફસી ગયેલા હોવાથી એક વખત સ્મશાનવત્ લાગનાર આ જગત્ આપણને બીજી વખતે નયનાનંદકારી લાગે છે. આ પરીક્ષા બાદ મેં એવો ઠરાવ કર્યો હતો કે હવે બંધનમાં ન પડતાં એકાદ સ્કૂલમાં શિક્ષક તરીકે રહેવું કિંવા કોઈ બીજી નોકરીનો સ્વીકાર કરી લેવો, પણ એ વિચાર ઝાઝા દિવસ ટકી શક્યો નહીં. મારા મિત્રોએ મને પુનઃ અભ્યાસ કરવા ઉત્તેજીત કર્યો, અને મારી ઇચ્છા પુનઃ પરીક્ષામાં બેસવાની થઈ, પરીક્ષાને દિવસને એક અઠવાડિયું બાકી હતું. મારો અભ્યાસ પરિપૂર્ણ છે એવી મને ખાત્રી હોવાથી બે દિવસ અગાઉ હું મુંબઈ ગયો. પાંચ દિવસમાં પરીક્ષા પૂર્ણ થઈ, અને મેં પેપરો પણ ઉત્તમ પ્રકારે લખ્યા.

વિઘ્ન થઈને ગઈ પરીક્ષામાં યશ મળ્યો નહીં એટલે પોતાની બુદ્ધિ ત્યજી, વાંચન વિગેરે તેનાં :

મનમાં શંકા ઉપસ્થિત થાય છે; જો તેનું વખત નાકામ થાય છે, તો તેનો આત્મવિશ્વાસ તેના ઉપરથી ઉઠી જાય છે. મારૂં મન પણ એવાજ પ્રકારનું બન્યું હતું, મારૂં મન-મેં પેપરો ઉત્તમ પ્રકારે લખ્યા હતા પણ એવીજ રીતે સંશય ચક્રમાં ભમી રહ્યું હતું "**ખરી મહત્તા હમેશાં જય મેળવવામાંજ દેખાઇ આવતી નથી, પણ વારંવાર અપયશ આવ્યા છતાં પ્રત્યેક વખતે હિમ્મતથી યશ પ્રાપ્તિ અર્થે વધુ પ્રયત્ન કરવાથી તે દેખાઈ આવે છે.**" એ ગોલ્ડસ્મિથના કહેવા પ્રમાણે હું મારા મનમાં ધૈર્ય ધારણ કરી અભ્યાસ કરતો હતો; તોપણ કોઇ કોઇ વખતે હું નાઉમેદ થતો ખરો!

(૪)

પરીક્ષાનું પરિણામ બહાર પડે ત્યાં સુધી મુંબાઇમાં મારાં મધુર ગૃહેજ રહેવાનો મેં ઠરાવ કર્યો. રીઝલ્ટનો દિવસ આવી પહોંચ્યો. યુનિવર્સિટી હૉલમાં રહ્યાક બાર વાગે રીઝલ્ટ બહાર પડવાનું હતું. બાર વાગવાની સાથે વિદ્યાર્થીઓ તેમજ તેમના ઇષ્ટ મિત્રોના ટોળે ટોળાં હૉલ પાસે એકત્ર થવા લાગ્યાં. હું પણ રીઝલ્ટ જોવા જવા તૈયાર થયો. એક મન થાય કે 'ન જાઉં' અને બીજું મન થાય કે 'શું હરકત છે! હું પાસ તો થવાનોજ છું.' હું રહ્યાક બાર વાગે હૉલના દરવાજા પાસે આવ્યો. યુનિવર્સિટીનો ક્લાર્ક રીઝલ્ટશીટ હાથમાં લઇને ઉભો રહ્યો, અને તેની મધ્યેજ સર્વ શાંતતા પ્રસરી. તે ક્લાર્ક સાફલ્યવન્ત નંબરો બોલવા લાગ્યો. ફર્સ્ટ ક્લાસ ખલાસ થયો. સેકન્ડ ક્લાસના નંબરો બોલવા લાગ્યો, તે પણ પૂર્ણ થયો. હવે થર્ડ ક્લાસ શરૂ થયો. હવે મારૂં મન અને દૃષ્ટિ તે ક્લાર્કના શબ્દો તરફજ ચોંટયાં. મારો નંબર ૩૫૦ હતો. સો સુધી તેણે નંબરો વાંચ્યા. જોતજોતામાં બસો સુધી, ત્રણસો સુધી, અને હવે તે ત્રણસો ચાળીશ સુધી આવી પહોંચ્યો. હવે કયો નંબર બોલે છે તે સાંભળવાને મેં મારા કાનો સતેજ કર્યા. તે બોલવા લાગ્યો:—"ત્રણસો ચાળીશ, ત્રેંતાલીશ, ચુંમાલીશ, અડતાલીશ, ઓગણ પચાસ," આ વખતે મારા કાનો ઘણા તીક્ષ્ણ બન્યા. પણ...પણ...મેં આગળ શું સાંભળ્યું? "બાવન!!"

થયું! મારા વિચારો બન્ધ થયા અને તે વખતે હું ક્યાં ઉભો છું તે મારા સમજવામાં આવ્યું નહીં. મારી આંખો આગળ અન્ધકારજ વ્યાપવા લાગ્યો. આ બાજુ તો ક્લાર્ક સાફલ્યવન્ત નંબરો બોલેજ જતો હતો. કેટલોક વખત પછી નંબરો પૂરા થયા અને ક્લાર્ક અંદર ચાલ્યો ગયો. પ્રિય વાંચક! મારી શોચનીય સ્થિતિની તુંજ કલ્પના કરી લે. વારંવાર અપયશથી જેનું ચિત્ત દગ્ધ થયું હશે તેનેજ મારી આ સ્થિતિનું ચિત્ર આબેહુબ દેખાશે. હવે હું ત્યાંથી જાઉં કે નહિ? ગમે તેટલું પણ મન વિલક્ષણ છે! હજી પણ મને આશા હતી કે કદાચ ૩૫૦ નંબર મેં સાંભળ્યો પણ નહીં હોય!

મારો વિચાર મારા મનમાં આવતાં પરિણામનું બોર્ડ બહાર પડે ત્યાં સુધી મારે થોભવું એવો ઠરાવ કર્યો. સુમારે દશ મિનિટ બાદ બોર્ડ બહાર પડ્યું. હું ધક્કા મૂકી કરી બોર્ડ નજીક ગયો, અને થર્ડ ક્લાસમાં નજર જોવા લાગ્યો, પણ બોર્ડમાં મારો નંબરજ નહોતો. ત્રીજી મારી નજર આવતાં "ફેલ"માં. હું એક બાજુ એગી મરેલ ત્યાં જોઉં ત્યાં મને શું દેખાય! ગોઝારા! મારો નંબર!!

હું પાછો કેવી રીતે ઘેર આવ્યો તે હું સમજી શક્યો નહીં. મારા ચ્હેરાનો રંગ જોતાંજ મારી માતુશ્રી તથા પત્ની ઘણુંજ ગભરાયાં. તેઓ કાંઇપણ ન બોલ્યાં પણ પોતાને કામે વળગ્યાં. હું પણ સાંજના ચાર વાગ્યા સુધી મારા ઓરડામાંજ ભરાઈ રહ્યો. બરાબર ચાર

પાછે ધ્હીતી ધ્હીતી મારી ધ્હની દ્વાર ઉઘાડી મારા ઓરડામાં આવી. મારી એવી ઇચ્છા હતી કે આ વખતે કોઇએ મારી પાસે આવવું નહીં. સુશીલા અન્દર આવી તે વખતેમેં મારૂં મુખ બીજી બાજુએ ફેરવ્યું. તે મારી નજીક આવી અને કેટલોક સમય ઉભી રહી. અમે બન્ને મૌનજ રહ્યાં'તાં! આખર સુશીલાએ કહ્યું:–"આમ ક્યાં સુધી બેસી રહેશો? ચાલો! આપણે ચોપાટી તરફ ફરવા જઇએ. સમુદ્રના ઠંડા પવનથી તમારૂં મન શાન્ત થશે. આવો ને! ઉઠો ને! હું કપડાં બદલીને આવું છું." હું મારી શૂન્ય દ્રષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો'તો, તે શું બોલે છે! કોને કહે છે! વિગેરે હું કંઇપણ"સમજી શક્યો નહીં. એવી મારી સ્થિતિ જોઇ સુશીલા ગભરાઇ; પણ ત્યાં કાંઇ પણ ન બોલતાં મને ઉઠાડી કપડાં પહેરાવવા લાગી. હું પણ તે જે પ્રમાણે કહેતી તે પ્રમાણે ચુપચુપ કર્યા કરતો હતો. હું કપડાં પહેરી રહ્યો એટલે તે કપડાં બદલવા ગઇ, અને ત્યાંથી આવ્યા બાદ અમો બન્ને સમુદ્રપર ફરવા ગયાં.

(૫)

આ સમયે રહાડા સાત વાગ્યા હતા. તરૂણ સ્ત્રી-પુરૂષોને આ સમય ઘેર જવાનો હતો. અમે ચર્નીરોડના બાગમાં ગયાં. સુશીલાએ મારો હાથ પકડેલો હતો, અને મારો ભાર પોતાના અંગ પર રાખેલો હતો. અંધારી રાત્રિ હોવાથી અમારી બાજુએથી કોણ ગયું અને કોણ આવ્યું એ અમો જાણી શકતાં નહોતાં. એવી રીતે ચાલતાં ચાલતાં અમે મરીનલાઇન્સ સ્ટેશનની જરા આગળની બાજુએ સમુદ્ર કાંઠે તદન શાંત અને એકાંત એવી એક જગ્યાએ એક બેન્ચપર બેઠાં.

મનને જોઇએ તેવું એકાન્ત મળતાંજ અને વ્હાલું પ્રેમી પાત્ર મારી પાસે હોવાથી મારૂં અંતઃકરણ ઉભરાઇ આવ્યું. સુશીલાનાં વક્ષઃ સ્થળ ઉપર મારૂં શીર મુકી, હું એક ન્હાનાં બાળક પ્રમાણે ડુસકે ડુસકે રડવા લાગ્યો. મારાં આંસુઓથી સુશીલાનો સાળુ ભીંજાઇ ગયો. મારાં મસ્તકને પોતાના ખોળામાં લઇ તે અત્યંત પ્રેમથી મારાં મુખપર તેના કોમળ હસ્તને ફેરવવા લાગી. પછી શું? મારાં સર્વ દુઃખોનું પાણી થઇ તે અશ્રુરૂપે બહાર પડવા લાગ્યું. મનુષ્યને જ્યારે દુઃખનો ફટકો લાગે છે, ત્યારે તેનું અંતઃકરણ ઘણું મૃદુ બને છે. એવે સમયે પ્રેમીમનુષ્ય પાસે હોય તો તે દુઃખથી તેનો જીવ ગભરાતો નથી. પુરૂષ કરતાં સ્ત્રીનું હૃદય વધુ કોમળ હોય છે, તોમ દુઃખો પુરૂષ સહન કરી શકે છે, સ્ત્રી તે સહન કરવાને અશક્ત છે. પણ કેટલીક વેળાએ સ્ત્રીની સહન શક્તિ પુરૂષ કરતાં પણું અજબ હોય છે. પતિની ભયંકર માંદગીમાં તેજ સ્ત્રીની સહન શક્તિ પુરૂષનું દુઃખ કમી કરે છે. એવી વખતે તે પોતાનાં પ્રકૃતિ સ્વાસ્થ્ય તરફ લેશ પણ લક્ષ આપતી નથી. રાત્રિની રાત્રિઓ જાગરણ કરી સ્ત્રી-પુરૂષની સેવા સુશ્રુષા કરે છે. પતિ જે ઉપાયથી સારા થાય તે ઉપાય કરવાને તે ચૂકતી નથી. સુશીલાએ તે વખતે મારૂં જે શાન્તવન કર્યું તે કોઇનાથી થઇ શકત નહીં.

"પરીક્ષા આપણાં આયુષ્યનું ધ્યેય નથી. "Examination is not a question of life and death" પરીક્ષા પસાર કરી એટલે જીવનની સફળતા થઇ, અને નાપાસ થવાય તો જીવન વ્યર્થ ગયું, એવું મારૂં સમજવું નથી. પણ એ પણ કહ્યા સિવાય રહી શકાતું નથી કે આ વીસમી સદીમાં પરીક્ષા પસાર કર્યા સિવાયનો મનુષ્ય આગળ આવી શકતો નથી. વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ વિનાનો મનુષ્ય ગમે તેટલો વિદ્વાન હશે તો પણ તેની વિદ્વતા તરફ કોઇ જોતું નથી." સુશીલાએ પ્રેમાળ સ્વરે કહ્યું.

પંદર વીસ મિનિટ સુધી મેં એક સરખાં આંસુ ખેરવ્યાં. "અરે! આ શું!" સુશીલા બોલી ઉઠી. "કેટલું દુઃખ તમે માની લેશો? આવી રીતે તો તમારું માથું દુઃખશે! તમે જ્યારે આમ કરશો ત્યારે હું શું કરીશ? પરીક્ષામાં તમે નાપાસ થયા પણ તમારું નસીબ કંઇ નાપાસ થયું નથી. તમારાં સુખે હું સુખી અને તમારા દુઃખે દુઃખી. ક્યાંય પણ આપણે સૂખી સૂકી રોટલી ખાઇ અત્યંત સુખ સંતોષથી કાળ નિર્ગમન કરીશું. શું પુનઃ પરીક્ષા આપી શકાતી નથી? સર્વ વાત પડતી મુકી નિશાળમાં નોકરી લેવી અને નોકરી સિવાયનો ટાઇમ અભ્યાસમાં ગાળવો. ઘરનું સર્વ કાર્ય હું માની લઇને કરીશ. એટલે થોડા ખર્ચમાં આપણે સારી રીતે આપણો ગૃહ સંસાર ચલાવી શકીશું. જુઓ આ શું? પુનઃ આપની ચક્ષુઓમાં પાણી ભરાઇ આવ્યું. તમને મારા સમ છે જો તમે જરા પણ દુઃખ તમારાં અંતઃકરણમાં લાવો તો!!"

સુશીલા જેમ જેમ બોલવા લાગી, તેમ તેમ મારું હૃદય વધારે ભરાઇ આવવા લાગ્યું. અહા! પણ તેના કેવા પ્રેમાળ શબ્દો! પણ તેજ શબ્દો મારાં હૃદયને વિંધતા હતા. મારાં ઘરની સ્થિતિ મારા ચક્ષુ સમક્ષ આવીને ખડી થઇ! ઘેર મારો તાર ન ગયો એટલે મારાં બ્હેન, ભાઇ અને માતુશ્રીને કેટલું દુઃખ થયું હશે! તેનું કલ્પના ચિત્ર મારી દૃષ્ટિ સમક્ષ મેં જોયું!-પુત્ર પાસ થશે એટલે આપણી ગૃહ-સ્થિતિ સુધરશે, અને આપણે સુખી થઇશું એવી આશામાં રહેલી મારી માતુશ્રીને એકદમ નિરાશા થશે. વિગેરે વિગેરે વિચારોથી મારાં હૃદયના બન્ધો તડાતડ તૂટવા લાગ્યાં. સુશીલાના પ્રેમાળ શબ્દોથી મારી આંખમાં પુનઃ અશ્રુનું પૂર આવ્યું!!

"આ જુઓ! માથું કેટલું ગરમ થઇ ગયું છે!" પુનઃ પુનઃ મારી આંખો લુછતાં સુશીલા બોલી, "આવી રીતે તો આપની પ્રકૃતિ બગડશે. આ વખતે નહીં તો આવતાં વર્ષે આપ જરૂર પાસ થશોજ, એવી મને ખાત્રી છે. નાપાસ થવું એ શું શરમની વાત છે? ચડે તેજ પડે. તમેજ મને કાલે કહેતા હતા કે 'હું કદાચ નાપાસ થાઉં તો તું જરા પણ ખેદ લગાડીશ નહી. તો પછી તમેજ શા માટે આમ કરો છો? તમારાં મંદિર પર આશ્રયી રહેનારી છું, તો પછી તમારું દુઃખ જોઇને મને કેટલું કષ્ટ થતું હશે તેનો તમારે વિચાર કરવો જોઇએ; ઘરના કરતા કારવતા તમે, તમને દુઃખી જોઇને અમારાં સર્વના અંતઃકરણમાં કષ્ટ થયા સિવાય રહે? ઉલટું તમારે તો સાસુજીને ધીરજ આપવી જોઇએ. આવી વૃદ્ધાવસ્થામાં તમારા સિવાય તેમની નજીક બીજું કોઇ છે કે? તમે નાપાસ થયા, અને તમારું સર્વસ્વ ધૂળમાં મળ્યું, અને આપનું કષ્ટમય જીવન પૂર્ણ થયું નથી એવું જ્યારે છે, ત્યારે તમારે તે કષ્ટમય જીવનની સામે થવું જોઇએ અને તોજ તમને સમાધાન થશે."

સુશીલ સુશીલાનાં આ ભાષણથી મારાં હૃદયને શાન્તિ થઇ, હું ઉઠીને બેઠો થયો. સુશીલાએ પોતાના પાલવથી મારું મુખ લુછી નાખ્યું, અને પવન નાંખવા લાગી. કેટલોક વખત બાદ મારું મગજ શાન્ત થયું, અને શક્તિ જાગ્રત થઇ. સુશીલાનાં તે શાન્ત, રમણીય અને આનંદી મુખકમળ તરફ હું જોઇ રહ્યો, અને આવી સુવિચારી સદ્ધર્મચારિણી મને ઇશ્વરે આપી છે તે બદલ મેં તેને સેંકડો ધન્યવાદ આપ્યા અને તેનો આભાર માન્યો. આ સંકટથી અત્યંત મૃદુ થયેલાં મારાં હૃદયને કઠોર બનાવી પુનઃ પરીક્ષા પાસ કરવા મને સુશીલ સુશીલાએ ઉત્તેજીત કર્યો.

"સુશીલા!" મેં ગેમથી ઉભરાઇ જતી છુપે કહ્યું. "આ તુંજ બોલે છે કે કોઇ સ્વર્ગ દેવતા? ખરેખર હું ભાગ્યવાન છું કે તારા સરખો મને જન્મનો સાથી મળ્યો છે. ચાલ, ઉઠ! હવે આપણે ઘેર જઇએ.", તે વખતે રાત્રિના દશ વાગી ગયા હતા, અને સમુદ્રપર ફરવા આવનારાં સર્વે પોતપોતાને ઘેર ચાલી ગયાં હતાં. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય હતું ધીમે ધીમે ભપ ભપ કરનારી લોકલ ટ્રેઇનોજ માત્ર આ શાંતતાનો ભંગ કરતી હતી

પ્રિય વાંચક! હાલ હું પદવીધર થયો છું અને મુંબાઇમાં એક સારા પગારની નોકરી ઉપર છું. મારી પ્રિય પત્નીની પ્રેમાળ અને ઉત્સાહજનક વાણીથી અને યુક્તિથી હું યુનિવર્સિટીની યાત્રા પૂર્ણ કરી શક્યો.

દુર્ઘટ પરિસ્થિતિની જાળમાં પૂર્ણપણે કોઇ પણ માણસ ગુંથાયો એટલે તેની સદ્વિવેક બુદ્ધિ ઠેકાણે રહેતી નથી. એવે વખતે તેની તે બુદ્ધિને ઠેકાણે લાવનાર કોઇ પણ પ્રેમાળ અને વિચારી માણસની જરૂર હોય છે. એવા વખતે એવાં મનુષ્યના અભાવે વખતે દુઃખી મનુષ્ય આત્મહત્યા કરી બેસે છે, અને એવાં પુષ્કળ ઉદાહરણો આપણે જોયાં છે અને સાંભળ્યાં છે. હમ્મેશાં દુર્ઘટ પરિસ્થિતિમાં સદ્વિવેક બુદ્ધિ જાગ્રત રાખવી અને સંકટની સામા થઇ 'ફીર લડેંગે' એ સૂત્રને ધ્યાનમાં રાખી પુનઃ પુનઃ પ્રયત્ન કરી યશસ્વી બનવું.

"સેવા સદન" સુરત. (આવા.) — અમ્બેલાલ સવરામભાઇ દેશાઇ.

"અજ્ઞાન"એ તો રાત્રિ છે, પણ કેવી રાત્રિ? ચન્દ્રમા અને તારકગણ વિનાની!

Confucius.

# બોલતી ગાય.

## કતલ ખાનામાંથી પાછી જીવતી નીકળી.

બંગાળી પત્ર તા. ૧૬ મી માર્ચના અંકમાં જણાવે છે કે ફોર્ટ વીલીઅમ લગતા ધરી બજારના કતલખાનામાંથી ગયા શનીવારે સવારના લોકોનું એક મોટું ટોળું એકઠું થએલું જોવામાં આવતું હતું અને 'બોલની ગાય' વાળો શું બનાવ હતો તે સંબંધી તેઓ નીહાળતા હતા. એમ કહેવાય છે કે એક ધરડા ખાટકીએ ત્રણ ગાયોની કતલ કરી હતી અને ચોથી ગાયને બ્લોક પર ગોઠવી હતી. જેવો તે ખાટકી તેની ઉપર છરી મુકવા જતો હતો તેવુંજ ગાયે તેની તરફ જોયું અને નીચે પ્રમાણે ખુદા શબ્દો બોલાતા સાંભળ્યા હતા કેઃ—"મને મારતો નહીં" ખાટકી અને તેના મદદનીશ આ સાંભળીને સ્તબ્ધ બની ગયા હતા. તેઓએ ગાયનો વધ કરવાની ના પાડી અને આ વાત ત્યાં ફેલાઇ તેથી લશ્કરી સરજંટ જે તે વખતે ડયુટીપર હતો તેને ત્યાં આવવું પડયું હતું, અને શું બન્યું હતું તે સંબંધી તેણે તપાસ કરી હતી. ખાટકીએ બનાવનું વર્ણન કહી સંભળાવ્યું હતું, પણ તે વાત જુઠી છે એમ કરીને તેને પોતાનું કામ બજાવવા હુકમ કર્યો હતો. ખાટકીને હુકમને તાબે થવું પડયું. પણ જેવો તેણે ગાયની ગરદન આગળ છરો ધર્યો કે નીચે પ્રમાણેનો મોટો અવાજ સંભળાયોઃ—"ખોદાકી કસમ નહીં મારના." (ખુદાની કસમ છે તું મારતો ના) જેઓ હાજર હતા તેઓને ઘણીજ અજાયબી લાગી હતી અને એવી લોકવાયકા સંભળાય છે કે તે ગાયનો વધ કરવાને બદલે તે ફોર્ટ વીલીઅમના કિલ્લામાં પાછી લાવવામાં આવી હતી.

ચાલુ અંકનો ફેલાવો નકલ ૨૮૫૦

અહિંસા પરમો ધર્મ ॐ રજીસ્ટર્ડ No B 910

# सत्संग

શ્રી દુર્વ્યસન નિષેધક ઉપદેશક મંડળ અને
નીતિવર્ધક મંડળ તરફથી
પ્રકટ થતું માસિક પત્ર

પુસ્તક ૧૮મું.
અંક ૯મો

ચૈત્ર
સં. ૧૯૭૫

વાર્ષિક લવાજમ—અગાઉથી રૂ ૫-૦-૦

→ વિષયાનુક્રમ ←



તંત્રી અને પ્રકાશક —
દોલતરાય દાજીભાઈ દેસાઈ.
રૂવાલીઆ—સુરત.

પુસ્તક ૧૦મું. અંક ૯મો.

# સત્સંગ.

ચૈત્ર સં. ૧૯૭૫.

## પ્રાસંગિક નોંધ.

**અમારૂં હૃદય.**

આ સંસ્થા પ્રતિ દિવસે દિવસે લોકોનો પ્રેમ વધતો જાય છે. એ અમે અમારા પર આવતા પત્રો તથા કાર્યમાં મદદગાર થતા બન્ધુઓથી જોઇ શકીએ છીએ. અગાઉ ઘણીવાર કહી ગયા છીએ તેમ આ કાર્ય અમારૂં એકલાનું નથી સર્વ બાઇઓએ પોતાનું કાર્ય સમજી લાગણીથી ઉપાડી લેવું જોઇએ છે અમને જણાવતાં આનંદ થાય છે કે બાઇ વલ્લભગરજી મહાદેવ ગરજી (સુરેન્દ્ર) જેઓ કાઠિયાવાડમાં અમારા વતી જીવદયાના કાર્ય માટે પ્રયાસ કરે છે તેઓ અમારાં તરફથી મોકલાતાં સાહિત્યનો પ્રચાર કરે છે અને સંસ્થાના ઉદ્દેશો પાર પાડવા બનતો શ્રમ કરે છે તેમણે હાલમાં કાંધાસરમાં ગોરક્ષા માટે એક સંસ્થા ત્યાંના દરબારશ્રી હાથીભાઇ સાહેબ તથા વહીવટદાર સાહેબ સોમલ્લ ભાઇના પ્રમુખપણા નીચે સ્થાપી છે. અમે એમના પ્રયાસની સફળતા ઇચ્છી એમને ધન્યવાદ આપીએ છીએ.

**તા. ૬ ઠ્ઠી એપ્રીલ સત્યાગ્રહની લડતનો શરૂઆતનો દિવસ હતો.**

તા. ૬ ઠ્ઠી એપ્રીલ એ દિવસ મહાત્મા ગાંધીજીની સરદારી નીચે મહાત્માજીએ આ પવિત્ર ધાર્મિક લડાઇની શરૂઆત પણ ઘણી પવિત્રતાથી શરૂ કરી હતી. એ દિવસે સમસ્ત હિંદમાં સર્વ કામકાજ બંધ રાખવામાં આવ્યું હતું. અને તે સાથે શરીર મનની શુદ્ધિ માટે ઉપવાસ પાળવામાં આવ્યો હતો. ઉપવાસની મહત્તા એટલા ઉપરથી સમજાશે કે મહાન્ જગદ્વિખ્યાત કવિ રવીન્દ્રનાથ ટાગોરના વૃદ્ધ ભ્રાતા શ્રીયુત દ્વિજેન્દ્રનાથ ટાગોર કે જેમને ઉપવાસ પ્રતે બીલકૂલ શ્રદ્ધા નથી તેમણે પણ ગાંધીજીની સૂચનાથી કોઇ અલૌકિક દૈવી બળની પ્રેરણા વશ થઇ ઉપવાસની મહત્તા સ્વીકારી હતી,

આ પવિત્ર દિવસે જે એક મહત્વની વાત બની તે એ છે જે એ દિવસે સર્વ પ્રજાએ અંતઃકરણના ઉલટથી સર્વ કામકાજ બંધ કર્યું હતું, તે સાથે કસાઇઓએ પણ કતલખાના બંધ રાખ્યા હતા. સુરતમાં જીવદયા પ્રબોધક મંડળ તરફથી બાઇ છોટુબાઇ તથા બાઇ મગનબાઇ તથા સંસ્થાનો વફાદાર નોકર મિ. દાદાભાઇ સાથે શહેરના કતલખાનાના ઓફીસરોની મુલાકાત લીધી તેમને વિવેકથી સર્વ સમજાવતાં તેઓએ રાત્રે પોતાની પંચ બોલાવવા કબુલ કર્યું. અને એક મતીથી બીજે દિવસે સર્વ કતલખાના બંધ રાખ્યા. આ સમજુતીની અસર એવી થઇ હતી કે ત્યાર પછીથી બીજી વખતે મહાત્મા ગાંધીજી દીલ્હી જતાં પકડાયા ત્યારે તેમના મનમાં સુરતના

મહાજન એકઠી આગ્રાથી શહેરમાં હડતાલ પાડી ત્યારે તેમણે પણ કોઇ પણ પ્રકારના ક્લેશ વગર કતલખાના બંધ રાખ્યા હતાં.

આજ પ્રમાણે ઘણાં શહેરોમાં કતલખાના બંધ રહેવા પામ્યાં છે. જ્યારે ઉત્તર હિંદમાં ચંદોસી, ચુનાર, વગેરે કેટલેક સ્થળે ગાયોની કુરબાની હિંદુ મુસલમાનોની એક સંપી સારૂ મુસલમાનોએ મસજીદમાંજ જઇ સદાને માટે બંધ કરવા પ્રતિજ્ઞા લીધી છે.

આવો શુભ પરિણામો પ્રભુ વધુને વધુ દેખાડે. અને આ કાળનો ભોગ થઇ પડેલા ભારતથી ગોવધ સદાનો દૂર કરે!

**ગોવધ અને વડોદરા રાજ્ય**

તા. ૧૭ મી એપ્રીલને રોજ વડોદરામાં વડોદરા રાજ્યની ધારા સભાની બેઠક મળી હતી એ બેઠકમાં રા. રા. મહા સુખભાઇ તરફથી એવો ઠરાવ રજુ થયો હતો કે વડોદરા રાજ્યમાં ગોવધ બંધ તથા વડોદરા રાજ્યમાંથી ખેતી ઉપયોગી ઢોરોની નિકાશ અટકાવવા કાયદો ઘડવા સંબંધનો ઠરાવ રજુ થયો હતો. આ ઠરાવ સંબંધે અગાઉ પ્રકટ થયેલું જાહેરનામું વાંચી સંભળાવ્યું હતું જેથી દરખાસ્તનો પૂર્વ ભાગ રદ કર્યો હતો, બીજા ભાગ માટે એવી ગોઠવણ કરી હતી કે મહાલ પંચાયતો તરફથી માગણી થયાથી વિચાર થઇ શકશે.

અમારા નમ્ર મત મુજબ આ ઠરાવ જલદી અમલમાં મૂકવા ગોઠવણ થવી જોઇએ છે વડોદરા રાજ્યમાં ગોવધ નિષેધક કાનૂન હોય પરંતુ રાજ્યના ઉપયોગી ઢોરો નિકાશ થઇ થઇ જવાથી ઢોરોની છતથી જે લાભ રાજ્યને અને રાજ્યની પ્રજાને થવો જોઇએ તે થતો નથી. ઉલટું બ્રિટિશ મુલકના જેટલીજ હાડમારી પ્રજાને ભોગવવી પડે છે. અમે આશા રાખીએ છીએ કે આ બાબત નામદાર દીવાન સાહેબ પોતાના ધ્યાનમાં લે અને રાજ્યના ખેડુતોના આશીર્વાદ મેળવે.

**થાણા જીલ્લાની કોન્ફરન્સ અને દારૂ**

દારૂની બદી દૂર કરવા સંબંધી હિંદુ મુસલમાનોએ કરેલા કેટલાક ઠરાવો ગયા અંકમાં અમે જણાવી ગયા છીએ. તે ઉપરથી જોઇ શકીશું કે આ બદી દૂર કરવા લોકો કેટલા બધા આતુર છે. ગઇ તા. ૨૦ મી એપ્રીલે થએલી થાણા જીલ્લાની કોન્ફરન્સમાં નીચે મુજબનો ઠરાવ એકમતીથી પસાર થયો છે.

" દારૂના ખર્ચથી દેશમાં દરિદ્રતા ફેલાય છે અને અનીતિનો ફેલાવો થાય છે. અને દેશમાં દારૂ સદંતર બંધ કરવાના ઉપાયો સરકારે લેવા."

આપણે આશા રાખીશું કે નામદાર સરકાર પ્રજાની દારૂની બદી દૂર કરવાની તીવ્ર આકાંક્ષા તરફ લક્ષ આપે.

**દારૂ અને ભાવનગર રાજ્ય.**

જો રાજ્ય સત્તા ધારે તો એક કલમના ઝટકાથી દુર્વ્યસનો તથા બીજી અનિષ્ટ બદીઓ દૂર કરી શકે આ વાત અમે અનેક વાર જણાવી ગયા છીએ. થોડાક સમય ઉપર કાઠીઆવાડના ભાવનગર રાજ્યે પોતાની પ્રજાની વિનંતિ ઉપરથી પોતાના રાજ્યમાંથી દારૂ ક્રમે ક્રમે તદ્દન બંધ કરવાનો ઠરાવ કર્યો છે. આપણે જોયું છે કે યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાંસ વગેરે દેશો એ સત્તાના બળથી એકદમ દારૂનો વાપર ઓછો કરી દીધો છે. અને એ દેશોમાંથી થોડા સમયમાં એ બદી નાબુદ થયલી જોઇશું. ચીને પણ અફીણની બદી એકદમ દૂર કરી છે. આ પ્રમાણે દરેક રાજ્યાધિકારીઓ આ વિષય મન પર લે તો આ દુષ્ટ બદી તુરત દૂર થઇ જાય. ભાવનગરના દયાળુ મહારાજા સાહેબે આ વસ્તુ સ્થિતિ ધ્યાનમાં લઇ જે અત્યુત્તમ પગલું ભર્યું છે તે માટે તેમના આપણે આભારી થઇશું.

# વિવિધ વિષય.



## પ્રકીર્ણ.

અમેરિકામાં આવેલા ટ્રિનીડાડ નામના એક ટાપુમાં ૧૧૦ એકરનું ડામરનું સરોવર છે.

ફિન્લેન્ડમાં સ્ત્રીઓને પાર્લામેંટમાં બેસવાનો અધિકાર છે, ઇંગ્લાંડ, સ્કોટલાંડ, અને આયર-લાંડમાં ૭૦૦૦૦૦ પુરૂષો કસાઇ છે. યુનાઇટેડ કિંગ્ડમમાં ૩૦૦૦૦ ઉત્તમ વૈદું જાણનારાં માણસો છે. જાપાનમાં જવમાંથી દુધ બના-વવામાં આવે છે.

૨૬ વર્ષનો થતાં સુધી એક રશિયન બાળક્જ ગણાય છે.

ઘેટાંનું ઉન ઉતારતાં યંત્રથી સ્વાડાચાર મિનિટ અને હાથથી પન્દર મિનિટ લાગે છે.

મદ્રાસમાં ઝુંજરૂઓને બારણાં હોતા નથી.

જાપાનમાં દરવર્ષે આશરે ૫૦૦ ધરતી કમ્પના ધક્કા લાગે છે.

યુરોપમાં હેમર ફેસ્ટ નામે નોર્વેમા આવેલાં શહેરમાં બે માસ સુધી સૂર્ય આથમતો નથી.

બીજા કોઇ પણ દેશ કરતાં ઇટાલીમા વધારે થીએટરો છે.

"સેવક"

ગીલીટ કરેલી ફ્રેમપર માખીઓ બેસીને ખરાબ કરી નાંખે છે, એક કાંદો પાણીમા ઉકાળીને પછી ઠંડુ કરીને પછી ફ્રેમ તે પાણીથી સાફ કરશો એટલે માખી ખરાબ કરશે નહીં.

સરચ જો બાટલીમાં સુકઇ ગયો હોય તો તેમા થોડો સરકો નાંખવાથી તે પછો પ્રવાહી થશે.

ફ્રેન્ચ ચાકનો ભૂકો ગરમ કપડાં પરથી ડાઘ કઢાડવાના કામમાં આવે છે. જો કપડાં પર ડાઘ પડયો હોય તો ડાઘ પર થોડોક ભૂકો ભભરાવવો અને થોડાક કલાક પછી ખંખેરી કઢાડવો.

માથુ ઘણું દુઃખતું હોય તો એક ચપટી મીઠું જીભ ઉપર મુકી અને ઉપરથી દશ ક ચાદ પી જવી કે તુરત આરામ થશે.

કચરો કઢાડવની સાવરણી જો લાંબો વખત ચલાવવી હોય તો પહેલાં મીઠાનાં ગરમ પાણીમાં પલાળી રાખવી.

જો રબરને કાપતી વખતે છરાનાં પાના ઉપર પાણીની ઝીણી ધાર પાડયા કરશો તો રબર ઘણીજ સ્હેલાઇથી કાપી શકાશે.

ચીની કામ ભાંગી ગયુ હોય તો નીચેની ! ગમથી તેને પાછુ સાંધી શકાય છે. એક ચાહના ચમચા જેટલી પાણીમા ફટકડીને મેળવવી અને ભઠ્ઠીનાં જ્યાં સુધી પારદર્શક થાય ત્યાં સુધી મુકી રાખવી પછી જે ભાગેલા ટુકડા નથવાના હોય તેને ગરમા ગરમ પાણીએ ધોઇ કઢવા અને તે ગરમ ગરમ હોય તેટલામાં પાતળુ પ્લાસ્ટર જલદીથી લગાડવું જેથી તુરત તે વળગી જશે

## અન્નના પહાડ અને દુધની નદીઓ.

મનુષ્ય જ્યારે ઘણો તૃષાતુર થાય છે તો તેને સ્વપ્નમાં પણ પાણી દેખાય છે અને જન-મન અવસ્થામાં બરફ અને શીતળ પાણીના ઘડા યાદ આવે છે, જ્યારે ભૂખ્યા થઇએ ત્યારે મુંબઇનો હલવો, સુરતની ઘારી બરફી, વડોદરાનો ચેવડો, અમદાવાદની મરકી અને ભાવનગરી ગાંઠીયા તેમજ મથુરાના પેંડા યાદ આવે છે. આ પ્રમાણે વર્તમાન મોંઘવારીના સમયમા કે જ્યારે સારા પૈસાદાર કુટુંબોને પણ નિત્ય પેટભર રોટલી મેળવવા કઠણ થઇ પડયું છે ત્યારે આપણા દાદા, પરદાદા તથા તેના પણ પૂર્વજોના સમયને યાદ કર્યા વિના

રહી શકાતું નથી આ તેજ સમય હતો, જ્યારે ભારતવર્ષમાં અન્નના ડુંગરના ડુંગર ખડકી રાખવામાં આવ્યા હતા તેમજ દૂધ ઘીના તળાવો ભરાઇ રહેતા હતા કહો કે, નદીઓ વ્હેતી હતી, ગરીબથી ગરીબ, અરે, અતિકંગાળ કુદરતના કાળચક્રમાં બરાબર સપડાયેલા મનુષ્ય પણ પોતાના સ્ત્રી બાળકો સાથે આનંદથી દિવસ નિર્ગમન કરતા અને મોજ ઉડાવતા. ભારતવર્ષની આ ઝળકતી દશા કંઇ હજાર દોઢ હજાર વર્ષ પૂર્વે હતી એમ નથી પરંતુ માત્ર બસેં ત્રણસેં વરસ પહેલાં પણ હતી. અકબર બાદશાહના શાસનકાળમાં કેટલીક નિત્ય ઉપયોગમાં આવતી ચીજોના ભાવ આ પ્રમાણે હતા:—

ઘઉં–પોણા પાંચ આને મણ

ચોખા–આઠ આને મણ

મગની દાળ–પોણા આઠ આને મણ

અડદની દાળ–પોણા પાંચ આને મણ

બાજરી–સાડા પાંચ આને મણ

મીઠું–સવા છ આને મણ

સાકર એક રૂપિયો સવાછઆને મણ

ઘી બે રૂપિએ દશ આને મણ

તેલ–દશ આને મણ

અળવ–ચાર આને મણ

પાંચસો વર્ષ પુર્વે અલાઉદ્દીન ખીલજીના સમયમાં ૧) રૂપીઆનું ૨૪ શેર ઘી અને ૬ મણ દૂધ મળતું હતું ! અંગ્રેજી રાજ્ય કાલના આરંભમાં પણ અન્ન ઘી ઘણું સસ્તું મળી શકતું હતું, વિશેષ લાંબા કાળની સમાલોચના કરીએ તોપણ આજથી પચાસ સાઠ વર્ષ પૂર્વે સન ૧૮૫૭માં કેટલીક ચીજોના ભાવ નીચે પ્રમાણે હતા:—

| | | |
|---|---|---|
| ઘઉં | ૧ રૂપિઆના | ૩૫ શેર |
| ચણા | „ „ | ૧૭॥ શેર |
| ચોખા | „ „ | ૧૮ શેર |
| ઘી | „ „ | ૪ શેર |
| દૂધ | „ „ | ૪ મણ |

૨૫ વર્ષ પૂર્વે સન ૧૮૯૦માં આ પ્રમાણે ભા હતા.

| | | |
|---|---|---|
| ઘઉં | ૧ રૂપિઆના | ૨૫ શેર |
| ચણા | „ „ | ૧૮ શેર |
| ચોખા | „ „ | ૧૨ શેર |
| ઘી | „ „ | ૨ શેર |

દૂધ ત્રણ પૈસે શેર

પુરાણના માખણના પહાડો અને દૂધના તળાવોના વર્ણનો આ અટપટા જમાનાના બંદ બુદ્ધિમાન પુરૂષો (!) કેમ ? સાચા માને ? પરંતુ આજે ભારત વર્ષની શી દશા છે કંગાળ ચિત્ર સર્વની સ્હામે પ્રત્યક્ષ છે.

## દીર્ઘાયુષી કાચબો.

ઇગ્લાંડના મુંગા પ્રાણીઓને સંગ્રહવાના બગીચામાં જ્યોરજીના નામનો કાચબો ૨૬૦ વરસ સુધી ઇગ્લાંડમાં રહી મૃત્યુ પામ્યો છે ત્હેનું આયુષ્ય લાંબુ કરવાને ગાજર અને કોબીચ ખવડાવવામાં આવતા હતા પરંતુ તેની અસર તેને જીવાડવા માટે કાર્ય સાધક નીવડી નથી ત્હેનો મંદવાડ ઘણા દિવસ સુધી લંબાણો હતો અને મરતાં કેટલાક અઠવાડિયાં લાગ્યા હતાં ત્હેની લાશ એટલી મ્હોટી અને વજનદાર હતી કે તે બહાર કહાડવા માટે ચાર ઘણા મજબૂત માણસોને રોકવામાં આવ્યા હતા. ડાકટરોએ તેની લાશને ચીરી તપાસી જોતાં માલમ પડયું કે તે દેહસાંના દરદથી મરણ પામ્યો છે. મનુષ્ય કુદરતને આધીન રહી ચાલે તો ૨૬૦ તો નહિં પણ સો વર્ષનું આયુષ્ય જરૂર ભોગવી શકે ?

# બસ ! ! ! એક પ્યાલો.

દિલ્દાર. પાલણપુર.

જલાવી દે ! જલાવી દે ! બદન જિગર બધું હાજર
અગન આતમ લગાવી દે ! ઉંડું મોહ સિનામાં કર
ખતમ કરવા.પકડ ખંજર ! બહેતર છે ખતમ થાવું
કહે ટક જામ ભરી પાને ! ઉભો છું હઝરતઆદમનું
અર્જુનને જંગમાં પાયો, ભર્યો મોજે બની સાકી
સિતાબી કર ભરી પાને ! બદનમાં આગ હા લગી
રગે રગ હડ્ડીમાં ઉઠજો લોહી મમ પાક પૂર્વજનું
ઉઠે અંગાર આ આંખે; બદન બેહાલ ભારતનું
ગુલાબનું ખૂન બદન ખાલી, લૂટઇ ગયું જે હતી લાલી
હાય એ હાસરે વ્હાલી છતાં પાપક થયું ખાલી
ઉભો થા આસના મ્હારા ! જૂએ શું આંખ ફેરીને !
બનીસના બાપસો પ્યારા જુલ્મ જંજીર તોડી દે !
ગભેલાને નથી રોવું ચૂસે તેને ચૂસી લેવું !
શીશામાં છે કર્યું તેવું ડરીશના પી ભરી પ્યાલું !
રિબાતાં ટાંટીયા ઘસતાં, નથી નથી ખાટમાં મરવૂં
હવે મમ ભારતી માટે જીવન બધ આ ખતમ કરવૂ

## અરે ! ઇશ્કે ખુવારી છે.

(દિવાઇ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા)

અરે ખુલબુલ બની બેફામ, ઉડે આકાશમાં શા કામ;
જાણે ના ભેદ જો ઉંડા, અરે ઇશ્કે ખુવારી છે.
પૂછી જો મીનને પ્રેમે, વશાઇ વારીના કેવી,
પરસ્પર એવાઇમાં, અરે ઇશ્કે ખુવારી છે.
પતંગી પ્રાણને અર્પે, જીગર જ્યોતિ ન તે જાણે,
કરે પરવા બેપરવાથી, અરે ઇશ્કે ખુવારી છે.
નહીં લેલાં નહીં મજનું, સમા આવો જીગરના જ્યાં;
નહીં ત્યાં પ્રેમની જ્યોતિ, અરે ઇશ્કે ખુવારી છે.
જીગરના પ્રેમનું પ્યાલું, પીયે રસ પ્રેમી કો પૂરા;
અપુર્ણો પ્રાણને ત્યાગે, અરે ઇશ્કે ખુવારી છે.

## એક વિનય.

રહીલી અગ પટિ પરદો તજી દે દર્શ નો યરંગાક છે ?
દિલમાં વહ્યા કે ના નહિં શું દૂરથી તે પરખાય છે ?
મારી ઉમરમાં થા કરી છાંટી નિમક ઉરે રહ્યાં,—
પંખો હલાવી હાસ્ય કરવામાં શું મન મલકાય છે ?
દૃષ્ટ ન દેખે દર્શ વા કોઇ સ્વપ્ન સૃષ્ટિમાં છતાં
પેલા બન્યા છું જગત જોગી સહુ લખાય છે !
ફરૂં કંઇ મંદિર યા કંઇ બાગ જંગલમાં ફરે;
આલેખી મૂર્ત્તિ અંતરે અંદર ન પણ અપકાય છે !
રજ્જુરથી તૂં દૂર કર પરદો હવે એ નિત્યનો
હં લારો હું તૂ મ્હારી થઇ રે' છો સહુ ભરમાય છે
સંજુર.

## રહ્યું તો શું?

લીધી છે ભારી સરદારી, બજાવાને અમલદારી!
પીડ્યાં પુષ્કળ ગરીબ પ્રાણી, તમારૂં નામ રહ્યું તો શું?
દીનોની દુઃખમય વાણી, સુણી ના અંતરે આણી!
સકળ તમ સાહ્યથી ખોટી, પછી જો સુખ રહ્યું તો શું?
ગણાઇને યુગ વિદ્વાન, ભલે હો કૂળનું અભિમાન!
નથી નિજ દેશનું આભિમાન, પછી ડહાપણ રહ્યું તો શું?
પૂરા પ્રપંચમાં રહીને, ગરીબોના ગળાં લઇને!
અનેરી મોજ બહુ માણી, પછી એ ધન રહ્યું તો શું?
રઝળતાં દેશ બાન્ધુઓ, તીમિર અજ્ઞાનની માંહી!
ન નીકળ્યાં એ તીમરેથી, તમારૂં જ્ઞાન રહ્યું તો શું?
સુધારાનાં મુખે બણગાં, ફુંક્યાં બહુ જોરથી હમ્મેશ!
કુધારો જો રહ્યો ઘરમાં પછી ભાષણ કર્યું તો શું?
પ્રિયાની સંગ ગાડીમાં, પૂર્યાં કંઇ બાગ વાડીમાં!
મરે ભૂખે દુકાળે લોક, પછી ફરવું રહ્યું તો શું?
ભલે હો સુન્દરી શાણી, નથી રૂપમાં જરા પ્રામી!
પતિ સેવા દિલે નહિં તો, સ્વરૂપ સુંદર રહ્યું તો શું?
દઇને દુઃખ માતાને, લીધો અવતાર આ જગતે!
પ્રભુને જો ભજ્યાં નહીં તો, પછી જીવન રહ્યું તો શું?
સકળ સંસારને છોડી, જશે આત્મા અમર ઉડી!
પછી સર્વાંગ રાખોડી, જગત પાછળ રહ્યું તો શું?

અંબેલાલ સાવરામભાઈ દેશાઇ

---

## જુગારની દુષ્ટલતથી બચવા સુજનપ્રતિ ઉક્તિ.

મનહર.

દુર્ગુણો પીવાની નીજ વીતને વેળાની દેવું,
સદા અવગુણ વિદ્વાન શોક ગાય છે;
જુવાવાળા થાનમાં, નિવાસ કરનાર થવું,
કપટના કારાગાર રૂપ મન થાય છે.
જડમૂળ સહી સત્ય ભાગે રમનારા દેખી,
કોટ અપકીર્તિનો જન્મ હારી જાય છે;
અનેક આફતને આમંત્રણ કર્યું જાણો,
અનીતિનો સાગર જ્યાં સદા ઉભરાય છે.

અંબારામ મંગળજી ઠક્કર.

## ગાયોનું--પૂર્વ સ્મરણ!

ગયા ક્યાં તે શુરવીરો, અમા કંઇ બાળ લેતા'તા.
ગણી તે ધર્મ પોતાનો, બની રખવાળ રે'તા થા;
અમારા જાનને અહો, સકળ પ્રાણી મહીં ગણતા.
સદા વેદ મંત્રશાળામાં, અમારા મંત્ર જપતા'તા;
સકળ પ્રાણી મહીં શ્રેષ્ઠ, અમો ગાયો હતી જ્યારે.
જગન્નારાયણ ઋષિઓ, પૂજન કરતા હતા ત્યારે;
અમારો કૂળને માટે કર્યો દ્વેષ રાક્ષસી કૂળને;
નથી કો વીર અહીં આજે, અરે તે સૂર્યના કૂળનો
ગયું ગૌરવ અમારૂં ને, તમારૂં પણ ગયું સાથે.
ગયું ભારતતણું ગૌરવ, જતાં ગૌરવ અમારૂં તે.
અમે જિહ્વા મૂકી છીએ, અને ભારત થયું શાન્ત.
ગયું સઘળું પૂણ્ય પરવારી, જગે જન પામતા કષ્ટ.

નિક્ષમણી.

રોગગ્રસ્ત થયો એટલે શા કામનો? તે તું સમજી શકતો નથી.

૮૦ તમે ગમે તેટલા વધારે જ્ઞાની હો છતાં તમારું જ્ઞાન સંપૂર્ણ નથી.

૮૧. જો તું ત્હારા કાર્યમાં અનુરક્ત અને ઉત્સાહી રહીશ તો પ્રભુ તને તેનો બદલો આપવામાં નક્કી અનુરક્ત અને ઉદાર થશેજ.

૮૨. તમારી તંદુરસ્તી સાચવવા માટે ફક્કડપણાને દરોગો બનાવો.

૮૩. અરે મૂર્ખા એક દિવસની ખાત્રી નથી તો પછી લાંબુ આયુષ્ય ગાળવાની શાને માટે આશા રાખે છે?

૮૪. સૂર્ય ઉપર ધૂળ ફેંકવાથી તે ઢાંકી શકતો નથી.

૮૫. પ્રભુમાં આસ્થા રાખો અને સત્કર્મ કરો; વસુંધરા ઉપર વસો અને તમને તેની ઋજુપનાથી આહાર મળશે.

૮૬. તમારા ગુણની પરિક્ષા સહનશિલતાથી થઇ શકે છે.

૮૭. જો ત્હારે પોતાને માટે તું જ હમણાં સંભાળ નહિ રાખે તો પછીથી ત્હારે માટે બીજું કોણ સંભાળ રાખનાર છે!

૮૮. સાચા દિલથી સત્ય મહેનત કર્યા સિવાય શાન્તિ મળશે નહિ.

૮૯. ગમે તેવા પ્રસંગોમાં પણ તમે તમારા આત્માને સમતોલ રાખશો.

૯૦. તમે બાવળ વાવીને પાકા આમ્ર ફળ ખાવાની આશા રાખશો નહિ.

૯૧. તમને પોતાને શાન્તિ પ્રિય હોય તો તમે કોઇના વૈરી બનના નહિ.

૯૨. તમારે સારા બનવું હોય તો ખોટા માર્ગે ગમન કરવા નહિ.

૯૩. તમારી દૃષ્ટિ પવિત્ર રાખવા માગતા હો તો સકામબુદ્ધિથી પરસ્ત્રીના સામું પ્રાણાંતે પણ જોતા નહિ.

૯૪. પવિત્ર જીંદગી ગાળવાની ભાવના હોય તો પારકું ધન ધૂળ સમાન ગણો અને પવિત્ર પુરૂષોનો સમાગમ કરી પવિત્ર શાસ્ત્રો સાંભળો.

૯૫. તમારી તપશ્ચર્યા સફળ કરવા ચાહતા હો તો ક્રોધ કરતા નહિ.

૯૬. તમને અમૃતાસ્વાદની ઇચ્છા થતી હોય તો પરિપક્વ ભૂખ લાગ્યા બાદ ખોરાક લેવા ધ્યાન રાખશો.

૯૭. તમારે બોલતાં શીખવું હોય તો પ્રથમ તમે પરનિંદા અગર અન્યના અવર્ણવાદ બોલવાની પ્રતિજ્ઞા કરશો.

૯૮. તમારે ક્રોધરૂપી અગ્નિને શાંત કરવો હોય તો તમો નિરંતર સમતા જળનું સેવન કરો.

૯૯. માયા અગર કપટથી અળગા રહેવા માગતા હો તો ઋજુતા યાને સરલતા પાસમાં રાખતા શીખો.

૧૦૦, લોભ યાને તૃષ્ણાને દૂર કરવા ઇચ્છતા હો તો નિરંતર સંતોષ વૃત્તિનું સેવન કરો

૧૦૧. ખરો ભાગ્યશાળી પુરૂષ તેજ છે કે જે સર્વાત્માઓને સમ ગણે છે.

૧૦૨. સમગ્ર દુનિયામાં નિર્ભયતાનું સ્થાન ફક્ત પરમ પદજ છે.

૧૦૩. તું સર્વે જીવાત્માઓને અભયદાન કર કે જેથી તું નિર્ભય થાય.

૧૦૪. સુખને ઇચ્છનારાઓ પ્રત્યે દુઃખની પ્રવૃત્તિ કરવી એજ મહા પાપ છે.

૧૦૫. જગત્ એક અરીસો છે તેમાં તું જેવો ચહેરો ચિતરીશ તેવુંજ દેખાશે.

૧૦૬. રૂદન કરવા છતાં પણ બચ્ચાના હાથમાંથી પડાવી લીધેલું ઝેર જેમ પિતા પુત્ર ઉભયને સુખાવહ છે, તેમજ દિલગીર થવા છતાં પણ અજ્ઞાની જીવાત્માઓને કઠીણ શબ્દોથી બોધ કરવો તે હિતાવહ છે.

૧૦૭ મરણ આવવાથી તો સર્વે કોઇ મરે છેજ પણ બધે મર્યો કોણ જાણવો કે જે જીવતાંજ મરી જાય છે.

૧૦૮. વીતરાગ પ્રભુની આજ્ઞાનું પાલન કર્યું. તેને શું મગાવવાનું બાકી રહ્યું!

ૐ શાન્તિઃ

# हितवाक्यो

पसिव्रयक्ता पन्यासजी श्री अजितसागरजीगणी
मु. पाटण ( उत्तरगुजरात )

( ગતાંકથી શેષ. )

૫૫. મનુષ્યનું સુખ પાર્થિવ પદાર્થો પુષ્કળ હોવામાં સમાવેલું નથી.

૫૬. તમારી હિમ્મત પર્વતને પાડી શકે છે, માટે હિમ્મત રાખો.

૫૭. જેનું અંતઃકરણ શુદ્ધ હોય તેને મૃત્યુનો ભય બહુ રહે નહિ.

૫૮. નાણાનું કામ નાણાથી ચાલે છે, પણ વાતોથી ચાલતું નથી.

૫૯. મૃત્યુથી નાસવું તેના કરતાં પાપથી દૂર રહેવું એ વધારે સારૂં છે.

૬૦. જેને થોડાં મિત્રો હોય છે તેને નુકસાન પણ થોડુંજ થાય છે.

૬૧. આ જગતમાં આપણે એક પણ દિવસ પરિપૂર્ણ રીતે સારો કહેવાય એમ ગાળ્યો હોત તો કેવું સારૂં થાત ?

૬૨. લગ્ન તેનુંજ નામ કે પતિ પત્નિમાં પ્રેમ રહે.

૬૩. આપણા આચાર વિચારોમાં કંઇ સુધારો ન થાય તો પછી બહુ જીવ્યામાં શું ફળ છે ?

૬૪. ધંધાની શોધ એટલી કરો કે જેટલી કોઇ રોગી માણસ આરોગ્યતાને શોધે છે.

૬૫. મૃત્યુને વશ થવું એ જો ભયંકર ગણાતું હોય તો દીર્ઘ કાળ જીવન ગાળવું એ કદાચ વધારે ભયંકર નિવડશે.

૬૬. તમારો દુશ્મન કોઇ અન્ય નથી પણ તમે પોતેજ છો.

૬૭. મનુષ્ય જે જે વિષયમાં પાપાચરણ કરશે તે તે વિષયમાંજ તેને શિક્ષા પણ સખ્ત મળશે.

૬૮ માન્યવર શખ્સ તેજ લેખાય છે કે જે સહનશીલ હોય છે.

૬૯. પ્રભુનો ભય જે તજી દે છે તે સારી સ્થિતિમાં ટકી શકવાનોજ નથી. એતો સત્વર સેતાનની જાળમાં ફસાઇ જવાનોજ.

૭૦. પડછાયાને પકડવાનો પરિશ્રમ નિષ્ફળ છે.

૭૧. ખરો સુખી તો તેજ છે કે જેના ચક્ષુ સમીપ સદા મૃત્યુની ક્ષણ ઉભીજ રહેલી હોય છે. અને જે પ્રતિ દિવસ મૃત્યુને માટે તત્પર રહે છે.

૭૨. કોઇપણ સલાહને માટે એકાંત એ સર્વોત્તમ સલાહકારક છે.

૭૩. હમણાં તું જરાક શ્રમ કરીશ તો પછી તને પુષ્કળ વિશ્રામ અખંડ આનંદ પ્રાપ્ત થશે.

૭૪. અદેખાને કદી આનંદી જોશો નહિ.

૭૫. સદાકાળ તત્પર રહેજો અને એવી રીતનું વર્તન રાખજો કે મૃત્યુ આવીને તમને અણચિંતવ્યે પકડે નહિ.

૭૬. બિન જરૂરી બોલવું એ માણસનું માન ઘટાડનાર છે.

૭૭. જો કદી કોઇવાર ત્હેં કોઇ મનુષ્યને મરણ પામતો જોયો હોય તો ત્હારે પણ એજ રીતે જવાનું છે એજ વિચાર કરી રાખજે.

૭૮. ગરીબાઇમાં મહેનત કરશો તો શ્રીમંત થઇ જશો.

૭૯. જ્યાં સુધી તું શરીરે કુશળ છે, ત્યાં સુધી ઘણું ભલું કરી શકીશ. પણ તું

# અલ્કોહોલ.

મદ્ય અનેક પ્રકારનાં છે અને તેનાં નામ પણ અનેક રીતે ભિન્ન ભિન્ન તરેહનાં છે; પરંતુ તે સર્વમાં કેફ ઉત્પન્ન કરનારું સર્વ સાધારણ એવું એકજ દ્રવ્ય છે. એ દ્રવ્યનું 'અલ્કોહોલ' એવું નામ ઇંગ્રેજીમાં છે. એ અલ્કોહોલના જુદા જુદા પ્રમાણ ઉપર મદ્યનો કેફ અવલંબી રહે છે, તેના ઘટકાવયવ જોઇએ તો કાર્બન, ઑક્સિજન અને હૈડ્રોજન છે. અને તેના એકી-કરણથી તે આ તરફ ઉત્પન્ન થવા લાગ્યું છે. પ્રાચીન કાળથી તે પ્રચારમાં શર્કરાયુક્ત પાતળા પદાર્થમાંની સાકરમાં કેટલાક રસાયનિક ફેરફાર થતાં તેનાથી અલ્કોહોલ ઉત્પન્ન થાય છે અને તે પદાર્થનું મદ્ય બને છે. વેદકાળનો સોમરસ એ સોમવલ્લીમાંથી નીચોવી કાઢેલો રસ હશે એમ કેટલાક લોકોનું મત છે. આજ કેટલાએક સૈકાથી દ્રાક્ષના રસનો ઉપયોગ એવી રીતે કરવામાં આવે છે અને જુદા જુદા પ્રકારની 'બ્રાંડી' તૈયાર કર-વામાં દ્રાક્ષરસ વાપરવામાં આવે છે આ તરફ અનેક પ્રકારના દારૂ ઘઉં, મકાઇ, ચોખા, બટાકા, ગોળ, ફળો, પુષ્પો, મધ, દુધ વગેરે પદાર્થોમાંથી તૈયાર કરવામાં આવે છે. દારૂ તૈયાર કરવાની રીત જુદા જુદા દેશોમાં જુદી જુદી છે; પરંતુ તેમાં મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) ધાન્ય, ફુલ, ફળ વગેરેને બીજીરીતે શર્કરાયુક્ત દ્રવ તૈયાર કરવું (૨) તે દ્રવનું મન્થન કરી સત્ત્વ કાઢવું, અને (૩) ભઠ્ઠી લગાવી તે દ્રવમાંથી દારૂ તૈયાર કરવો. આ રીતે કૃત્રિમ અલ્કોહોલ ઉત્પન્ન થતાં તેની સાથે 'ફ્યુઝેલ' તેલ અને ફર્ફ્યુરોલ જેવાં બે અપાયકારક દ્રવ્યપણ જણાઇ આવે છે અને તે દારૂમાંથી તદ્દન કાઢી નાંખવા જોઇએ છે.

મદ્યમાં કેફ લાવનારું જે મુખ્ય દ્રવ્ય છે તેને અલ્કોહોલ કહે છે, તે ઉપર જણાવેલું છે, એ સિવાય રસાયનિક ઘટનાની દૃષ્ટિએ તેની સાથે કેટલાંક બીજાં દ્રવ્યો રહેલાં છે; પરંતુ તેમને પણ અલ્કોહોલ એવું સામાન્ય નામ આપેલું છે. માત્ર જુદા જુદા અલ્કોહોલને ભેદ દર્શક એવા શબ્દો પ્રથમારંભે લગાડવામાં આવે છે. મદ્યમાંના દ્રવ્યને 'એથિલ અલ્કોહોલ' કહે છે અને તેનો બીજો એક અત્યંત અપાય કારક પ્રકાર છે તેને 'મેથિલ અલ્કોહોલ' કહે છે. આ બીજા પ્રકારનો અલ્કોહોલ પહેલા પ્રકારમાં મળી જાય તો પીવામાં તદ્દન નિરૂપયોગી થાય છે. દાખલ 'મેથિલેટેડ સ્પિરિટ' જે બજારમાં વેચાય છે, તે એજ મિશ્રણથી તૈયાર કરેલો અલ્કોહોલ છે.

અલ્કોહોલને અને પાણીને અત્યંત સ્નેહ હોવાને લીધે અલ્કોહોલ અત્યંત શુદ્ધ સ્થિતિમાં નિર્જળ તૈયાર કરવો બહુ મુશ્કેલ છે. અલ્કો-હોલ અને પાણી પરસ્પર મળી જતાં ઉષ્ણતા ઉત્પન્ન થાય છે, અને તે મિશ્રણનું પ્રમાણ તેથી કાંઇક ઘટે છે. દાખલા તરીકે બે ગ્યાલન અલ્કોહોલમાં એક ગ્યાલન પાણી મેળવીએ તો ત્રણ ગ્યાલન ન થતાં મિશ્રણ કાંઇક ઓછું થશે. ઉષ્ણતાથી થોડા પાણીનું બાષ્પીભવન થઈ જાય છે.

અલ્કોહોલ આરોગ્યની દૃષ્ટિએ જો કે અપાયકારક છે, તો પણ પુષ્કળ ઉપયોગી પદાર્થો તૈયાર કરવાના કામમાં તેનો ઉપયોગ થાય છે અને તેથી ઉદ્યોગ-ધંધાની દૃષ્ટિએ તેને મોટા મહત્ત્વનો પદાર્થ ગણવામાં આવે છે. ક્લોરોફૉર્મ, ઇથર વગેરે રસાયનિક દ્રવ્યો તેની મદદથીજ તૈયાર કરવામાં આવે છે.

અલ્કોહોલનું શરીર પ્રકૃતિ ઉપર અને નીતિ ઉપર થનારું અપાયકારક પરિણામ લ-ક્ષમાં આણીનેજ હિન્દુ અને મુસલમાન ધર્મમાં દારૂ પીવાનો પૂર્ણ નિષેધ કરેલો છે. દારૂ પીવાથી પ્રથમ દૃષ્ટિએ શરીરમાં ગરમી ઉત્પન્ન

નૈતિક શિક્ષણ ઉપર સૌથી અધિક ધ્યાન રાખવામાં આવે છે, અને વિશ્વ વિદ્યાલયના દરેક વિભાગમાં નૈતિક શિક્ષણ અપાય છે તે એવી રીતે કેઃ—(૧) જાતિ સાહિત્ય. (૨) અંગ્રેજી સાહિત્ય. (૩) ફારસી સાહિત્ય. (૪) ગૃહકર્મ વિજ્ઞાન. (૫) વ્યાયામ. (૬) ગન્ધર્વ વિદ્યા. (૭) ચાઇનીઝ સાહિત્ય. (૮) શિક્ષણ શૈલી. (૯) બાગ બનાવવો. (૧૦) ઇતિહાસ. (૧૧) રસોઇનું શિક્ષણ અને બીજો ઇચ્છીત વિષય હોય તેનું શિક્ષણ.

શિક્ષણ શૈલી એવી રાખવામાં આવી છે કે, વિદ્યાર્થીનીઓને પોતાની મેળે પોતાના ઉપર વિશ્વાસ રાખતાં આવડે શિક્ષક, શિક્ષિકા ઓનું માત્ર એજ કામ છે કે તેના રસ્તામાંની મુશ્કેલીઓને દૂર કરી તેઓના માર્ગ દર્શક બને. ધાર્મિક શિક્ષણ પણ આપવામા આવે છે પરન્તુ તે એવું નથી હોતું કે ભિન્ન ભિન્ન ધર્માવલંબીઓમાં પરસ્પર વિરોધ ઉત્પન્ન થાય. ત્યાં શીખવવામાં આવે છે કે, "જે પરમપૂજ્ય **પરમ પવિત્ર શક્તિને ઇસુપ્રભુના નામથી, બૌધ્ધ મતાવલંબી બુદ્ધના નામની, કનફ્યુશસના માનવાવાળા સ્વર્ગના નામથી પૂજે છે તેઓ સર્વ એકજ છે."** મનુષ્યના સર્વ શારીરિક, માનસિક, અને ધાર્મિક કર્મોનો ઉદ્દેશ એવી એક પરમ સુન્દર સર્વગુણ સમ્પન્ન શક્તિની સાથે મળી જવો જોઇએ. આજ જાપાનીસ સ્ત્રીઓને નૈતિક અને ધાર્મિક શિક્ષણ એજ સિદ્ધાંત આપવામાં આવે છે.

સ્કુલ કોલેજનાં આવા શિક્ષણ માટે એ વિદ્યાપીઠમાં વિદ્યાર્થીનીઓની ૧૨ સભાઓ છે, જે સર્વે ભિન્ન ભિન્ન ઉદ્દેશથી કામ કરે છે. એ સભાઓ અધિપાનત્ વિદ્યાર્થીનીઓથીજ ચાલે છે. એનાં સંચાલનથી કન્યાઓને સ્વાવલમ્બનનો પાઠ શીખવાનો મળે છે. તે એક બીજાથી હળીમળીને કામ કરતાં શીખે છે. મતભેદ થતાં સર્વના વોટ લેવામાં આવે છે અને જે બાજુ અધિક મત થાય છે તે અનુસાર કાર્ય થાય છે.

એ પ્રમાણે કન્યાઓ બહુ મતનો આદર કરતાં શીખે છે. બોર્ડિંગમાં પણ સર્વ પ્રબન્ધ કન્યાઓજ કરે છે. એવું કરવાથી ગૃહકાર્ય શીખે છે, મોટી મોટી કન્યાઓ ન્હાનાં બાળકોની દેખરેખ રાખે છે. ભોજન કન્યાઓ પોતેજ વારા ફરતી બનાવે છે.

"પબ્લિક જીમનાસ્ટીક એક્સરસાઇઝીસ એક્ઝીબીશન" નામની એક સંસ્થા છે, જેનો ઉદ્દેશ કન્યાઓને શારીરિક વ્યાયામમાં ઉત્સાહિત કરવાનો છે, અને સર્વ મળીને કામ કરવાની ટેવ પાડવાનો છે. એ સંસ્થાનાં અધિક વર્ષમાં બે મોટી મોટી સભાઓ થાય છે. તેમાં કન્યાઓનાં માતા પિતા અને વિશ્વ વિદ્યાલયનાં હિતચિન્તકોને પણ આમંત્રણ કરવામાં આવે છે. એ વખતે હજારો સ્ત્રી પુરૂષો એકત્ર થાય છે. સને ૧૯૧૨માં જે સભા થઇ'તી તેમાં ૧૦,૦૦૦ સ્ત્રી પુરૂષો આવ્યાં હતાં એ ઉત્સવનો સમ્પૂર્ણ પ્રબન્ધ વિદ્યાર્થીઓનાં હાથમાજ હોય છે. એ વખતે વિદ્યાર્થીનીની ભોજન બનાવવાવાળી કમિટીએ બે દિવસનો શ્રમ કરીને ૬૧૦૦ મ્હેમાનોને સારૂ ભોજન તૈયાર કર્યું હતું.

એ લખવું આવશ્યક છે કે એ સંસ્થામાં શિષ્યવૃતિમાં (સ્કોલરશીપો) આપવાનો રિવાજ નથી અને તેનું કારણ એ બતાવવામાં આવે છે કે એના સંચાલકો કોઇ પણ બાહ્ય વસ્તુથી અગર બાહ્ય દેખાવથી વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારવા માગતા નથી તેઓની માન્યતા એવી છે કે, શિક્ષણ લેનારાંની અંતરની જ્ઞાન પિપાસા એવી તીક્ષ્ણ હોવી જોઇએ કે, તેને વધારવાને માટે શિષ્યવૃતિ આદિ કોઇ પણ લાલચની વસ્તુની આવશ્યકતા રહે નહીં. એ વિવરણથી સ્પષ્ટ માલુમ પડે છે કે, શિક્ષિત બનવા માટે જાપાનમાં માત્ર પુસ્તકોનું અવલમ્બન કરવામાં

# જાપાનનું મહાન મહિલા વિદ્યાલય.

જે મહાપુરૂષના સદુદ્યોગથી આ પવિત્ર સંસ્થાની સ્થાપના થઈ છે તેમનું શુભ નામ મિસ્ટર જિન્ઝો નારૂસે છે. તે આજકાલ જાપાન સ્ત્રી વિશ્વ વિદ્યાલયના સભાપતિ છે. ૪૧ વર્ષ થયાં સન્ ૧૮૭૫માં જ્યારે એમની ઉમ્મર ફક્ત ૧૭ વર્ષની હતી ત્યારે મિ૦ નારૂસેના મનમાં પોતાના દેશની સેવા કરવાની ઊત્કંઠા ઉત્પન્ન થઇ. ૧૮૯૦ માં એ ઉદ્દેશથી તે અમેરિકાના સંયુક્ત પ્રદેશમાં ગયા, કે જ્યાં સ્ત્રી-શિક્ષણનો પ્રચાર સમસ્ત જગત કરતાં વધારે છે. ત્યાં તેઓ ત્રણ વરસ સુધી રહ્યા, અને ત્યાંની સ્ત્રી—શિક્ષણ સંબંધી સર્વ સંસ્થાઓનું પોતે પૂર્ણ રૂપે નિરીક્ષણ કર્યું. ત્યાંથી પાછા ફર્યા બાદ ૧૮૯૫માં પોતે એક "સ્ત્રી-શિક્ષણ" નામનું પુસ્તક લખ્યું, તેમાં સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવાને પરિપક્વ વિચારો દર્શાવ્યા છે. એ પુસ્તકના પ્રકટ થયા ને બીજેજ વરસે પોતે સ્ત્રી વિશ્વવિદ્યાલયનો પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો. એપ્રીલ ૧૮૯૫માં એ બાબતની પહેલી સભા થઇ, અને યુનિવર્સિટીની સ્થાપનાનાં કાર્યનો આરંભ થયો. મિ. નારૂસે અને તેના એક સહાયક મિ. આસોએ રાત દિન કાર્ય કરવું શરૂ કર્યું. અને એ કાર્ય માટે આખાં જાપાનમાં મુસાફરી કરી દરેક જગ્યાએ "સ્ત્રી શિક્ષણની આવશ્યકતા" અને "યુનિવર્સિટીના લાભો" એ વિષય ઉપર વ્યાખ્યાન કરવા લાગ્યા.

મિસ્ટર નારૂસેએ જે સિદ્ધાન્તથી સ્ત્રીઓને શિક્ષણ આપવાનો નિશ્ચય કર્યો હતો તે ત્રણ છે (૧) સ્ત્રીઓ 'મનુષ્ય' થાય એવી રીતે, (૨) સ્ત્રીઓ ખરી સ્ત્રી બને એવી રીતે. (૩) અને સ્ત્રીઓને પોતાની સમાજની સદસ્ય થાય એવી રીતે, શિક્ષણ આપી શકે એવું શિક્ષણ આપવું.

છેવટે ૧૯૧૨માં વિશ્વવિદ્યાલયની સ્થાપના થઇ ગઇ. પ્રારમ્ભમાં ભુવન, ભૂમિ અધ્યાપક આદિ સર્વ કમી હતાં, પરન્તુ ૧૯૧૨માં જેનું વિવરણ અમારી સન્મુખ છે તે યુનિવર્સિટીની જે દશા હતી તે નિમ્ન લિખિત આંકડાં ઉપરથી માલુમ પડશે.

સ્કૂલાદિ મળીને ૫૨ છે. અધ્યાપક અને અધ્યાપિકાઓ મળીને ૧૦૭ છે. યુનિવર્સિટીમ ભણનારી સ્ત્રીઓ—૩૨૬. ઉચ્ચ શિક્ષણની પાઠશાળામાં ભણનારી કન્યાઓ—૮૨.

હાઇસ્કૂલ પ્રાથમિક સ્કૂલ અને શિશુશાળામાં ભણનારી ૧૦૭૬.

બોર્ડિંગહાઉસમાં રહેનારી વિદ્યાર્થીનીઓ ૪૨૧.

અત્યાર સુધીમાં વિશ્વ વિદ્યાલયની મોટી પરીક્ષાઓ પસાર કરીને જે કન્યાઓ નીકળી તેમની સંખ્યા ૧,૨૩૪ની છે.

ઉચ્ચ શિક્ષણનાં વિદ્યાલયમાંથી જે કન્યાઓ નીકળી છે તેની સંખ્યા ૮૯૬ની છે.

જે વિષયો ભણાવવામાં આવે છે તે ત્રણ ભાગોમાં વિભક્ત છે.

(૧) આવશ્યક વિષય. (૨) વિદ્યાર્થીનીઓ પોતપોતાની મરજી મુજબ પસન્દ કરે તે વિષય. (૩) એવો વિષય કે તે વિષય શીખવો ન શીખવો ને વિદ્યાર્થીનીઓની મુન્સફી ઉપર હોય છે, એવું એટલા માટે કરવામાં આવ્યું છે કે પોતાની ઇચ્છા વિરૂદ્ધ વિદ્યાર્થીનીને કાંઇ પણ વિષય શીખવો ન પડે.

ઉડાવતા હતા. દેશની સામાજિક પ્રથા પ્રમાણે આ ગુલામો પ્રત્યે કરવામાં આવતા અત્યાચાર નું કંઇ ઠેકાણું રહ્યું ન્હોતું. એક દિવસે કોઇ એક નોકરને એક સામાન્ય ન્હાના ગુનાહથી ચાબુકના સો ફટકા ખાવા પડયા. આ કરૂણાજનક દર્દ હૃદય જોઇને બાલક ક્રોપાટકિનનું હૃદય પિગળી ગયું, અંતઃકરણમાં ભારી ગડમથલ થવા લાગી. એક બાજુ સમાજની દુષ્ટ રૂઢી અને બીજી બાજુ દયા ધર્મ–આ પરસ્પર વિરોધી ગુણોનો જઘડો જામ્યો. ક્રોપાટકિન મુંઝાવા લાગ્યો. અંતે વિજય દયા ધર્મનો થયો. તેમના દુઃખ નિવારણ માટે યથા શક્તિ સહાય કરવા એમણે પ્રતિજ્ઞા કરી લીધી. એમણે પોતાના પણનો કેવી દ્રઢતા અને નિડરતાથી નીભાવ કર્યો છે એ એમનું શેષ જીવન સાક્ષી પૂરે છે. આ સમયે રૂશિયામાં એક એવા આંદોલનનુ ભખારણ રાખ્યું હતું કે જેનું ફલ આજ આટલા વર્ષો વીત્યા પછી ત્યાંની રાજક્રાન્તિના રૂપમા દ્રષ્ટિ-ગોચર થાય છે. ક્રોપાટકિન પહેલાથીજ ગુલામો તથા મજુરોની અધમદશા જોઇને વ્યથિત થયો હતો. આ નવા આન્દોલને તેના હૃદય અને મસ્તક પર એક ઘણોજ પ્રબળ અને સ્થાયી પ્રભાવ પાડયો.

શિક્ષા સમાપ્ત થયા પછી ક્રોપાટકિન કેટલોક દિવસો ઝાર એલેકઝાન્ડર બીજા સાથે રહ્યો, મીર એને બહુ માનતો હતો, રૂશિયાની સેનામાં એક ઉંચુ પદ એને આપવામાં આવ્યું અને કદિએ ચાહને તો ઝારની કૃપાથી ઉંચામાં ઉંચું પદ તેને વાત વાતમાં સહેલાઇથી મળી શકે તેમ હતું. પરંતુ એને તો કંઇ જુદાજ ગૌરવશાળી પદ પ્રાપ્ત કરવાની ચિન્તા હતી, રાજદરબારમાં રહેતો હતો તો પણ રાત દિવસ લાખો રંગી પુરૂષોના દયામણા આક્રંદ એના કાનોમાં ગુંજી રહ્યા હતા. એક તરફથી દરબાર, ના એશઆરામ તથા બેપરવાઇ અને બીજી પ્રજાના દુઃખ ધીરે ધીરે આ એમને અસહ્ય લાગવા માંડયુ. છેવટે પોતાને સાઇબીરિયામાં મોકલી આપવા ઇચ્છા દર્શાવી. એથી એમને આશા રહેતી હતી કે એ ત્યાં રહીને સાઇબીરિયાન દુષ્પ્રબંધ કાપી નાંખી દૂર કરી ત્યાંની પ્રજાને કંઇપણ સુખી કરી શકીશ. પહેલાં તો એમને મોકલવા ઝાર રાજી ન્હોતા પરંતુ છેવટે એ ઝારે એમની પ્રબળ જિજ્ઞાસા તથા હઠ જોઇ એમણે રજા આપી જતી વખત કહ્યું "ખેર! જાઓ, મનુષ્ય પોતે પોતાને ગમે ત્યા પણ ઉપયોગી બનાવી શકે છે."

તે સમયે રશિયન સરકાર સાઇબીરિયા પ્રાન્તની ભૌગોલિક 'સરવે' કરાવવા ચ્હાતી હતી, ક્રોપાટકિને આ કાર્યનો બોજો સહર્ષ ઉપાડી લીધો આ પ્રકારે એમણે મનચૂરિયાની બે વાર–ફરી, અને ત્યાંના ભૂપૃષ્ઠ, ભૂગર્ભ તથા ઉદ્‌ભિજ–પ્રાણી–જીવન સંબંધી નવા તત્વોનો આવિષ્કાર કરી પાશ્ચાત્ય વૈજ્ઞાનિક મંડળમાં ઘણી નામના મેળવી.

સાઇબીરિયાની શાસન પ્રણાલીમાં કોઇપણ જાતનો સુધારો કરવો અસંભવ જોઇ. ક્રોપટકિને નોકરીપરથી રાજીનામુ આપી દીધું, અને ભૌગોલિક અનુસન્ધાનમાંજ પોતાનું શેષ જીવન વ્યતીત કરવા નિશ્ચય કરી લીધો, એની સાથેજ પોતાના દેશની ભૂગોળ–સમિતિ (રાજ)ની પ્રાકૃતિક શાખાના મંત્રીનું કામ પોતે બજાવતા રહ્યા. ૧૮૭૩માં એમણે એશિયા મહાદ્વીપના એક સશોધિત માનચિત્ર પ્રકાશ કર્યું. અને આની વચમા ફિનલેન્ડમાં પણ ઘણા મહત્વનું ભૂગોળવિષયક અનુસંધાન કર્યું. આ સમય દરમ્યાન એમના વિચારોમા ઘણું ભારી પરિવર્તન થયું.

હવે એમને નિત્ય નવા નવા ભૂગોળવિષયક તત્વોની શોધ કરવા તરફ મન ના રહ્યું.

આવતું નથી; ફક્ત પુસ્તકો વાંચવાથી અગર શીખવાથી મનુષ્ય શિક્ષિત કહેવાને યોગ્ય નથી.

હિન્દુસ્થાનમાં કેટલાં વિશ્વવિદ્યાલયની જરૂર છે તે કહેવાની આવશ્યકતા નથી. પુરૂષો કરતાં સ્ત્રીઓને વિશ્વવિદ્યાલયની વધુ જરૂર છે. પુરૂષોને માટે સારી યા નરસી સ્કુલ અને કોલેજો દરેક ઠેકાણે છે. પરન્તુ કોઇ પણ ઉત્તમ સંસ્થા ન હોવાથી કેટલીએ કન્યાઓ શિક્ષણ જેવાં અમૂલ્ય રત્નથી વંચિત રહી જાય છે.

"સેવા સદન" સુરત (અઠવા) મહાશિવરાત્રી. — અમ્બેલાલ સવરામભાઇ. દેસાઇ.

* હિન્દી માસિક 'લલિતા' ઉપરથી.

# પ્રિન્સ પી૦ એમ૦ ક્રોપાટકિન.

## (રૂશિયાના એક દેશભક્તનું ચરિત્રદર્શન)

જાન્યુઆરીમાં વિલાયતથી એક શોકજનક સમાચાર મળ્યો કે પ્રસિદ્ધ સાહિત્ય સેવક અને મુસાફર પ્રિન્સ પી૦ એમ૦ ક્રોપાટકિનનું રશિયામાં કોઇએ ખુન કર્યું ? એમ સંભળાય છે કે ખૂન કરનાર એ વિભાગ પક્ષનો હતો કે જે આ સમયે રૂશિયામાં ભારી અનાજ ગાજી રહયો છે. પરંતુ ત્યાં હાલ અનાજહતાનો મામલો હોવાથી હાલ રશિયાની વર્તમાન પરિસ્થિતિની કશી સારી હકીકત જાણવા મળી શકતી નથી. આ વાત પણ કોઇ વિશ્વાસ ભર્યા સુત્રથી જણાઇ નથી. કહેવાય છે કે એ દેશમાં ન્હાસી છુટેલા એક અંગ્રેજ વેપારીનું આ માત્ર કથન છે. પરંતુ જો ખબર ખરી છે તો ઘણા દુઃખની છે. આ મનુષ્યના મૃત્યુથી જગતે પોતાનો એક ખરો વીર નર રત્ન ગુમાવ્યો છે સાચું પુછીએ તો જ્ઞાન અને સ્વતંત્રતાનો ખરો ઉપાસક ક્રોપાટકિન સ્વયં પોતાના દેશ પ્રેમની પ્રબલ જ્વાળામાં બળી મુઓ:-કારણકે ૩૦ વરસના ક્હોર પ્રવાસ પછી તે ગયા વર્ષમાં ઝારના સંહારથી રશિયાને નિરાપદના ઘણા આનન્દ અને ઉત્સાહથી પોતાની માતૃભૂમિમાં આવી રહયો હતો તેમણે ધાર્યું હતું કે પંજાતંત્ર જે ત્યાં વિકાસ મન્દિરની યોજના થનાર છે. ત્હેના નવા બંધારણમાં મ્હારી માતૃ ભક્તિ દેશભક્તિના ચિન્હસ્વરૂપ એક બે ઇંટો હું પણ મુકી દઇશ અને એ પવિત્ર દેવીની પ્રતિષ્ઠા થઇ ગયા પછી ત્હેમની આર્તી ઉતારી મ્હારૂં જીવન સફલ કરી લઇશ. તેમને શી ખબર હતી કે ત્યાં ખૂનીઆનું ખંજર ત્હેમના પ્રાણની પ્રતિષ્ઠા કરી રહયું હતું !

પ્રિન્સ ક્રોપાટકિનનો જન્મ ઇ. સ. ૧૮૪૨ માં રૂશિયાના માસ્કો નગરમાં થયો હતો. એમના પિતા ત્યાંના એક જુના રહીશ હતા. પંદર વરસની ઉમરે એ એક મીલિટરી સ્કુલમાં દાખલ થયા અને પાંચ વર્ષ સુધી ત્યાં તાલીમ લીધી પરંતુ એમના માતુશ્રીએ એમને સાહિત્યનું વ્યસન લગાડી દીધું હતું આથી પોતાની જ્ઞાન-પિપાસા શાન્ત કરવા તે લાગલાગટ જુદા જુદા વિષયોના પુસ્તકો વાંચતા રહેતા હતા. ફ્રાન્સના સાહિત્ય અને ઇતિહાસનું એમણે ખાસ લક્ષ પુર્વક અધ્યયન કર્યું.

બીજી બાજુ રૂશિયાના દીન હીન પુરૂષોની દશાએ ક્રોપાટકિનના હૃદયને ન્હાનપણથીજ દયા મન્દિર બનાવવાનો આરંભ કર્યો એમના પિતા એક મ્હોટા ધનાઢય ગૃહસ્થ હતા બારસો ચાકરો ત્હેની રાત-દિવસ ગુલામી

દિમ્ વગાડી સિદ્ધ કરવા માટે જરા પણ સંકોચ રાખતા નથી. પ્રસિદ્ધ વિકાસવાદી હક્સલે લખ્યું હતું:—

"અન્ય પ્રાણિઓની પેઠે મનુષ્યોમાં પણ જે સર્વથી નિર્બલ અને બેવકુફ હતા તે સઘળા કુળો નષ્ટ થયા છે, અને જે સર્વથી વધારે બળવાન અને ચાલાક, હોશિયાર હતા તે સંગ્રામમાં રહી ગયા. તે લોકોને જીવન નિરંતર એક સંગ્રામ હતું, અને—એક સંકોચિત કુટુંબ પરિવારની મર્યાદા બહાર એક મનુષ્ય બીજાના પ્રાણનો નાશ કરવા હરહમેશ આતુર રહેતો હતો." ક્રોપાટકિને પોતાના "પરસ્પર સહાય" નામના પુસ્તકમાં એવાજ લોકોના મ્હોં બંધ કરવા જવાબ આપ્યા છે, કહે છે કેઃ—ભાઇ! મ્હોટાની વાતોનો માત્ર બકવાટ કરી જમાખર્ચનો હિસાબ ના આપો, કોઇ પણ પહાડ, જંગલ અથવા રણમાં પ્રવાસ કરી મ્હને દેખાડો કે કોઇપણ પ્રાણી કે કોઇ ખાસ શ્રેણીના લોકો, એક બીજાની સાથે આ ભીષણ જીવન સંગ્રામ કેમ અને કેવી રીતે કરે છે, મ્હને એ જણાવશો કે સહુથી મજબુત અને ચંચળ ચાલાક જીવ પોતાના દુર્બલ અને મન્દ બુદ્ધિ વાનભાઇઓના ગળા, રહેંસવા ક્યારે અને ક્યાં તૈયાર રહે છે. ચકલી, મધમાખી, ઉંદર, ખિસકોલી, માછલી, બાજ, ગીધ, પોપટ, હરણ, વાંદરા અથવા જંગલી મનુષ્ય આમાંથી કોઇ એકનું પ્રત્યક્ષ ઉદાહરણ આપી પોતાનું વર્ણન પોતાના વર્તન સહિત સાબિત કરી આપો. ક્રોપાટકિનનું કહેવું છે કે શ્રેણીની અંદર જીવન સંગ્રામનો અર્થ છે, પ્રતિકુલ અવસ્થાઓની સાથે સંગ્રામ, એક જીવનો બીજા જીવની સાથે કરવામાં નહીં નિરંતર પરસ્પરના સંઘર્ષણથી ઉન્નતિ અથવા વિકાશ થતો નથી. હા, પ્રકૃતિમાં સર્વત્ર શાન્તિ, મૈત્રી તથા બન્ધુભાવ પણ થતો નથી પછી પણ એમાં આપણેજ 'એકતા' 'સહકારિતા' ના ઉદાહરણ નજર પડે છે તેની સ્હામે વેર વિરોધનું ઉદાહરણ દાળમાં મીઠાની બરાબર છે વિકાસ માટે સર્વથી શ્રેષ્ટ સાધન પરસ્પરિક સહાય છે. માર, ફાડ઼કે લડાઇના ઝગડા નહીં. વિકાસ વાદીઓએ લખેલાના પુસ્તકો પ્રાણિઓની પરસ્પર વિરોધ પ્રકૃતિની ચર્ચા કરી કલ્પના ચતુરાઇ તથા અતિશયોક્તિઓથી ભરી દીધેલી હોય છે.

ક્રોપાટકિને પોતાના એક પુસ્તકમાં જણાવ્યું છે કે કોઇ પણ વસ્તુ બનવાનો કે બનાવવાનો ઇજારો કોઇ ખાસ દેશ અથવા નગર માટે મર્યાદિત થઇ શકતો નથી, મ્હોટા પ્રબલ દેશોની આ માનિનતા ભૂલભરેલી છે. પરમાત્મા અથવા પ્રકૃતિએ અમુકજ દેશોને કેવળ કાચો માલ ઉપજાવવા અને કેટલાકને કેવલ તેને કારખાનાઓ દ્વારા રૂપાન્તર આપી તૈયાર કરવા યોગ્ય બનાવ્યા છે. ક્રોપાટકિન લખે છે કે આમનની ભૂલમા સર્વથી પ્રબળ કુહાડા આ ભારતવર્ષે કર્યો છે લેન્કેશાયરનો વેપાર અને કારખાનાને જોતાં મુંબાઇમા કાપડ તૈયાર કરવા સંખ્યાબધ કારખાનાઓ ખુલી ગયા અને કલકત્તાના રેસાના કારખાનાઓએ ડંડીના વ્યાપારને ગંદ પાડી નાખ્યો છે, આખા વિશ્વમાં એજ પદ્ધતિએ કામ શરૂ થઇ ગયા છે કોઇ પણ દેશ કોઇ બીજાની આશાપર અવલમ્બી રહેવા મ્હાતો નથી, પ્રત્યેક પોતાની આવશ્યકતાઓની પૂર્તિ પોતેજ કરી લેવા મ્હાયે છે, અને એમજ થવું પણ જોઇએ. કોઇપણ દેશની સર્વ અંગોની આર્થિક ઉન્નતિ કરવા માટે ખેતીના ધંધા સાથે કારખાનાઓ પણ ખોલવા તેટલાજ ખાસ જરૂરના છે, આદર્શ સમાજ તેજ છે કે જ્યાંના મનુષ્ય હળ વડે ખેડી જાણના હોય અને યાંત્રિક વિષયનું પણ જ્ઞાન ધરાવતા હોય, ખેતર અને કારખાનાં એ એક બીજાનું પોષણ કરે છે અને એક વિના બીજું કશા કામનું ગણાતું નથી પરંતુ વધારે

એમણે હવે પોતે પ્રાપ્ત કરેલું વિવિધ જ્ઞાન જનસમાજમાં ફેલાવવાના પ્રશંસનિય કાર્યમાં અગ્રેસર થયા. જનસમાજના દુઃખ અને આપત્તિઓનો અનુભવ કરતા કરતા રૂશિયાની રાજધાનીમાં જઈ વિપ્લવકારીઓના જુથમાં શામેલ થઈ ગયા, ૧૮૭૨માં સ્વિટ્ઝરલેન્ડ ગયા, અને આખા યુરોપના 'મજૂરોની અન્તર્જાતીય મહાસભા'ના સભાસદ થયા, પાછા પોતાને દેશ આવ્યા અને પ્રજાતંત્ર અને સામ્યવાદ સંબંધી વિચાર ફેલાવવા લાગ્યા. સરકારે આ વખતે એમને ગિરફતાર કરી નાંખ્યા. જેલમાં પૂર્યા પણ એ જેલમાંથીએ ન્હાસી છૂટયા, ઇંગ્લાંડ ચાલ્યા ગયા, ત્યાર પછી ફ્રાન્સમાં આવ્યા અને ત્યાં કેટલાક સમય સુધી સમાનતાના મંત્રોની ગર્જના કરી સામ્યવાદનો પ્રચાર કરતા રહ્યા, એમણે સ્વિટ્ઝરલેન્ડમાંથી 'ગદર' નામનું એક વર્તમાનપત્ર કહાડવા માંડયું. આ દરમ્યાન રૂશિયાના તત્કાલીન ઝાર એલેક્ઝાન્ડર બીજાનું કોઇ વિપ્લવકારીએ ખૂન કર્યું. ક્રોપાટકિનને સ્વિટ્ઝરલેન્ડમાંથી કહાડી મૂકવામાં આવ્યો, એક વર્ષ ઇંગ્લાંડમાં વિતાવ્યા પછી પાછા ફ્રાન્સમાં આવી પહોંચ્યા, પરંતુ ત્યાં પણ એમને ગિરફતાર કરવામાં આવ્યા, એમના પર મુકર્દમો ચલાવવામાં આવ્યો, પરિણામ એ આવ્યું કે એમને પાંચ વર્ષ કારાગારવાસની સેજા ખમવી પડી. અનેક લોકોની દ્રષ્ટિમાં હજી પણ એ નિર્દોષ જણાતા હતા, એમને છોડાવવા માટે એક પ્રબલ ચળવળ શરૂ કરી હતી. છેવટે ફ્રેન્ચ સરકારે વિવશ થઇ ૧૮૮૬માં એમને અન્યત્ર મુક્ત કરી છોડી દેવા પડયા, ત્યાં સુધી ત્રણ વર્ષ જેલમાં વીતી ગયા હતા. ત્યાંથી છુટકારો થયો એટલે પાછા એમણે ઇંગ્લાંડ જવું નિરાપદ જાણી ત્યાં ચાલ્યા ગયા અને લંડનની પાસ રહેવા લાગ્યા.

એમણે પોતાની જીન્દગીનો મ્હોટો ભાગ ઇંગ્લાંડમાંજ વ્યતિત કર્યો પરંતુ એટલું તો સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ સઘળા કામમાં એમના જીર્ણ થયેલા હાડકાં માતૃભૂમિની પવિત્ર ખાક-રજ સંગરા ઉત્કંઠિત રહેલા અને છેવટે ૭૭ વર્ષની વૃદ્ધાવસ્થામાં યમદેવે એમને ફરીથી રૂશિયામાં બોલાવી લીધો ! ! !

ક્રોપાટકિને વિવિધ વિષયો પર ઘણાંક પુસ્તકો લખ્યા છે ત્હેનાથી એમની વિદ્વતા અને માર્મિકતાનો પૂરો પરિચય થઇ શકે એમ છે, એમાં વિજ્ઞાન, સાહિત્ય, રાજનીતિ, અર્થનીતિ, સમાજ તત્વ, ઇતિહાસ વગેરે કેટલીક ઉપયોગી વિષયોની આલોચના કરી છે. ક્રોપાટકિને કોઇ પણ સ્થળે આંખો મીંચી પુરાની પદ્ધતિ પુરાની રેખાનું સમર્થન કર્યું નથી– જે કોઇ લખાયું છે તે સ્વયં અધ્યયન મનન અને સંસારનો અનુભવ કર્યા પછીજ આ લેખમાં એમના વિવિધ વિષય સંબંધી વિચારોનું દિગદર્શન કરી જવું સર્વથા અશક્ય છે, માત્ર એક બે મ્હોટી મ્હોટી વાતોનો ઉલ્લેખ અમે વાંચકોની સન્મુખ કરીએ છીએ.

ક્રોપાટકિન આખા જન્મ સુધી આજ વાતની શિક્ષા આપતો હતો કે સર્વ ભાઇઓ એક બીજા સાથે હળીને ચાલો, પરસ્પર ઇર્ષાનો ત્યાગ કરો ! કેમકે પરસ્પર સહાય અને પ્રેમ ભાવજ આપણા સર્વ દુઃખોનું માત્ર એકજ રામબાણ ઔષધ છે, અને કીટ-પતંગથી માંડી મનુષ્ય સુધીનું અસ્તિત્વ અને બુદ્ધિ-વિકાસ એની ઉપરજ અવલંબી રહે છે," આ સૂત્ર બહુ સીધું, સાફ અને જુનું માલમ પડે છે, પણ યાદ કરો ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં વિકાશવાદે નિર્દયતા ક્રુરતા 'અત્યાચાર,' આદિ નૃશંસ કર્મોને એક એવું વૈજ્ઞાનિક આચ્છાદન દઇ દીધું હતું કે લોકો ત્હેને પ્રકૃતિ વિહિત' તથા પ્રાણિ સ્વભાવ સિદ્ધ સમજવા અને સાબિત કરવા લાગ્યા હતા. આજે પણ એજ હાલત છે. ઘણાંક વિદ્વાનો 'જીવન સંગ્રામ'ની આણ ફેરવી–દઇ પ્રલયકારી મહાન યુદ્ધોની આવશ્યક્તા સિદ્ધ

# ભોળીયા રાજનો ભડભડાટ

સત્સંગ સત્સંગી થવા
અર્જ કરે તમને સદા,
સત્સંગ સતમાર્ગ તણા,
ખુલ્લાં કરે સઘળાં દ્વાર હા !
સત્સંગ દુર્ગુણ દુર્બુદ્ધિ,
કાપવા નિત ચ્હાય છે;
સત્સંગના દ્વારે સદા,
દુર્વ્યસન ફિટકારાય છે

જગતની લીલી અને સુકી કદી નિરખી નહી, દુ ખી અવસ્થાના સહી તો ભાન ના આ વ્યુ કઇ, કાળા કાયદા ! કાળા કાયદા ! જ્યા જુઓ ત્યાં એ કુટ્યા કાળા કાયદાનીજ કર્મ કથા ! એનોજ પોકાર અને એનોજ હોકાર ! હાહાકાર ! લોકો કહે છે અને પોકાર કરી પુછે છે કે હવે શુ કરવુ ? મહાત્મા શ્રી ગાંધીજી વાનપ્રસ્થ ગુજારતા પરન્તુ એ ન સહન થવાથી તથા દેશસેવા બજાવવા બહાર પડેલા સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી તેવાજ શાંતીમય પોકારથી લોકોને શાંતી દેતા કહેછે કે ભાઇયો ડરો ના આવો અમારી સાથે તન મન ધન અર્પી સત્યાગ્રહમા જોડાવ ! અસહ્ય કષ્ટોને સહન કરવાનુ આત્મબળ ધરાવી સત્યાગ્રહની પ્રતિજ્ઞા લ્યો ! સત્યને માટે સર્વસ્વ તજો ! ઘર તજો ! ગામ તજો ! સુખ તજો ! ભોગવિલાસ તજો ! વિષયવાસનાનુ ઉચ્છેદન કરો બ્રહ્મચર્ય ધારણ કરો ! અને બસ સત્યના નામની સાથે સત્ય કાર્યો બજાવવા તત્પર થાઓ ! અમે ઇશ્વર સાક્ષીભુત તમોને સત્યના માર્ગે દોરવીશુ ! સત્ય આચરવું તમારા હાથમાં છે ! બસ સત્યાગ્રહજ તમારાં સર્વ દુ ખનો સદંતર નાશ કરી શકશે !! આવો ! આવો ! આપણે જગતને સાબિત કરી બતાવીએ કે દુનિયામા સત્ય શુ કરી શકે ? હિંદીઓ સત્ય પ્રેમી હતા એ તો જગ જાહેર છે ! પરંતુ અદ્યાપિ પર્યંત હિંદીઓનુ તે સત્ય ભુસાઇ ગયુ નથી, એની સાચી કસોટીએ ચડો તમારા સત્ય સામે અસત્ય ઝાંખુ પડી જશે ! અને તમારો સત્યમેવ જયતેનો સિધ્ધાંત જગતને વધુ અને વધુ અચળીતતાની ઝાંખી કરી બતાવશે ! આવો ભાઇઓ, આવો સત્યાગ્રહમા જોડાવ ! નિશ્ચય તમો વિજયવંત નિવડશો ! તે સાથે તમો કેટલા સત્યપ્રેમી છો તે જગ જોઇ લેશે ! એટલે બસ, તમારે વધારે સહન કરવાનુ રહેશે નહી !!



# સાંભળો તો !

(પ્યારીની પ્રાર્થના)
ત્રીજી મુલાકાત–વિયોગણ

લેખક–શ્રીયુત જી પી વાસ્તવ બી, એ

"અરે ! ક્યાં જવાની તૈયારી કરી નાંખી શુ ખરેખર જાઓ છો ? તમને મ્હારા સમ છે, સાચુ કહો, ના ના એમ નહિ અને, ત્હમે મ્હને છેતરવા આવ્યા છો, હા એતો હુ જાણું છુ, ત્હમે મ્હને એમજ સંતાપ્યા કરો છો, આજે આ કઇ નવી વાત થોડીક છે ? હુ તો ત્હમારી રહેણી કરણી બરાબર સમજુ છુ, સ્વપ્નામા પણ ત્હમે મ્હને એવી તો કઇ કેટલીકો વાર ગભરાવી દીધી હતી .. . .. તાર કેમ બતાવો છો ? શુ એથી હુ એમ સમજીશ કે

શોચનિય વાત તો એ છે કે ઘણાક દેશો ખેતીના ધંધાને તુચ્છ સમજી તે ધંધો ખીલવવા બીલકુલ પરવા કરતા નથી અને જ્યારે દેશની જન સંખ્યા વધતી જાય છે ત્યારે ઉપનિવેશો માટે વ્યગ્ર થઈ જાય છે પૃથ્વીની ઉત્પાદન શક્તિ અપરિમિત છે એ તેઓ ભુલી જાય છે. ખેતીની ઉન્નતિનો વિષય છેડતા ક્રોપાટકિને જે વિચારો જણાવ્યા છે. એ વિષય પર જે કંઇ લખ્યું છે તે આપણા સમાજને ઘણું ઉપયોગી થઇ પડે એમ છે.

પોતાના સામ્યવાદ સંબંધી વિચારો એક સ્થાનપર જણાવતા લખે છે કે 'જેમ જેમ હું આ વિષયનું અધ્યયન કરતો ગયો તો મ્હને જણાતું ગયું કે મ્હારે રસ્તામે એક તદ્દન નવી દુનીયા પડી હતી તેનું સાચું ઓળખાણ પ્રથમ મ્હને પણ ના હતું તેમજ બીજા સામ્યવાદના ધુરન્ધર લોકોને પણ નતિ. જેનું સાચું જ્ઞાન મ્હેં મજૂરોની સભામાં રહી, તેમના દૈનિક જીવનમાં તેમની સાથે સહવાસમાં આવવાથીજ પ્રાપ્ત કરી શકતો હતો.

ક્રોપાટકિનને પોતાના જીવનમાં ઘણા દુઃખોની સામેજ ઝુમવું પડ્યું હતું. બેવાર જેલ જાત્રા કરી આવ્યા પછી એમણે પોતાની જીન્દગીનો ઘણો લાંબો કાળ પોતાની પ્યારી માતૃભૂમિથી કેટલાકો ગાઉ દૂર પ્રવાસ કરવામાં વીતાડવો પડયો તોપણ આ સઘળા વખતમાં ત્હેને એક ભારી દુઃખ હતું, અને તે દ્રવ્યનો અભાવ! એમના પિતા શરૂઆતથીજ એમણે છોડી દીધેલી સરકારી નોકરીને લીધે એમની ઉપર ઘણા નાખુશ રહેતા હતા આથી જ્યાં એ જીવતા રહ્યા ત્યાં સુધી પુત્રને એક પૈસો પણ આપ્યો નહિં, ત્હેના મત્યુ પછી સરકારે રાજદ્રોહના આરોપ નીચે એમની સમસ્ત પૈતૃક સમ્પતિ જપ્ત કરી લીધી. હવે એકમાત્ર સાહિત્ય સેવાજ એમની આ જીવિકા હતી, [illegible] કષ્ટોથી કાપી રહ્યા છતાં પણ એ બરાબર પોતાનો ઉદ્દેશ સાધવા રાત્રિ દિવસ મચ્યા રહેતા. આ મહા પુરૂષનું જીવન ભર્તૃહરિના આ શ્લોકનું એક મૂર્તિમાન ઉદાહરણ હતું:—

निन्दन्तु नीति निपुणाः यदि वा स्तुवन्तु;
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं धीराः ॥

ક્રોપાટકિનને પીરિને-મુસાફરી કરવાને ઘણો શોખ હતો, પોતે એકલાજ સાઇબીરિયામાં પચાસ હજાર માઇલની મુસાફરી કરી, સ્વભાવ ઘણોજ સરળ હતો, ચિત્રકળા અને સંગીત વિદ્યા તરફ એમનો અતિશય પ્રેમ હતો ગણિતજ્ઞ તો એ ઘણા ઉંચા પ્રકારના હતા, આ સિવાય પંદર ભાષાનું એમને જ્ઞાન હતું. ૧૯૧૨માં એમની સીત્તેરમી વર્ષગાંઠ સમાપ્ત થતા એમને એક સન્માન પત્ર આપવામાં આવ્યું હતું, જેની ઉપર વિલાયતના સાહિત્ય કળા તથા રાજનીતિ સાથે સંબંધ રાખનારા મ્હોટા મ્હોટા વિદ્વાનોના હસ્તાક્ષર હતા આવા બહુ મુલ્ય તથા વિભિન્નતામય જીવનની સમાપ્તિ થતાં વિશ્વમાં કંઇ આન્તરિક વ્યથા થશે નહિ? અભિમન્યુના વધ ઉપર એક કવિ શોકોદ્ગાર કહાડે છે કે:—

"હે વીર અભિમન્યુ! હવે ત્હમે છો યદ્યપિ સુરલોકમાં પણ અન્ત સુધી રોતા રહીશું અમે તમારા શોકમાં દિન દિન ત્હમારી કીર્તિનો વિસ્તાર બહુ વધતો જશે ત્હમારા શત્રુઓના નામપર ધિક્કાર પણ વધતો જશે.

ભવિષ્યમાં એવો એક વખત આવનાર છે કે ક્રોપાટકિનના દેશ-વાસિઓને પણ એમના સમાધિ-સ્તમ્ભપર કંઇક એવાજ ગ્રન્થ લખવા પડશે!

અહિં આટલા દિવસો સુધી રોકાઇજ શક્યા કેમ ?...કેમ હવે ક્યાં જવાની ઉમેદ છે ? જાઓ, જાઓ, અહિં મના કોણ કરે છે ! હું ત્હમને શામાટે રોકું ભલા ? ખુશીથી પધારો, પણ હા,-કોઇની પ્રેમ જાળમાં ફસાઇ આ અભાગણીને એકદમ વિસરી નહિં જતા. ઠીક, પ્રણામ......

અરે ! આ શું ? શું થયું શું ? ત્હમે આમ સુસ્ત કેમ થઇ ગયા ? સાચું કહો ત્હમને મ્હારી વાતો ખરાબ લાગી ? મ્હને માફ કરો મ્હારી ભૂલ થઇ. માત્ર હું તો હાસ્ય-મશ્કરી કરતી હતી. હાં હા, ! હાથ શા માટે જોડો છો, આ શું કરી રહ્યા છો ? હું ત્હમને પગે લાગું છું, મ્હને શરમમાં ના નાખો, મ્હને ખીસિયાણી ના પાડો, ખરેખર મ્હેં ઘણો ભાર ગુનેહ કર્યો છે. હું જાણતી ન્હોતી કે ત્હમે...ક્ષમા કરો હાથ જોડું છું, ત્હમારા ચરણ પર માથું મૂકું છુ. હું ઘણી ઉચ્છૃંકળ છું. શું થયુ ? શા માટે ઉઠી જાઓ છો ? અરે ક્યાં જાઓ છો ? બેસોની જરા વધારે હજી બેસો. હમણાં તો આવ્યા એટલામાં મોડું સુદ્ધાં થઇ ગયું ? ખરેખર જાઓ છો ? 'નહિં જી નહિ. ક્યારે પણ આવો ચમકાટ કરશો નહિં. સાચું કહો કેમ સંતાપો છો ? એવી તે શી જરૂર જણાય છે ? હા, હા, તાર તો જોઉં છું. હાજી, એના કંઇ કેટલાએ તાર આવ્યાજ કરે છે. ત્યારે શુ ત્હમે જાઓ છોજ ? હાય ! હાય ! હું તો અત્યાર સુધી વ્હાલમરી મીઠીમશ્કરીજ સમજ્યા કરતી હતી. બસ્સ, રોષજનક હાસ્ય પણ પ્રેમ બાજી જમાવતા ભયંકર કાળ સ્વરૂપ-જીવલેણ નીવડે છે. હું ક્યાં જાણતી હતી કે ત્હમે જાઓછો ? ના ના આજે નહિ જાઓ. આ સુગન ખાતર રોકાઇ જાઓ કોઇ બ્હાનું કહાડો. જો એવી બહુ ઉતાવળ હોય તો કાલે જજો, આજે હું જવા ના દઉં, ગમે તે થાઓ, પગપર વીંટળાઇ રહીશ, બારણું રોકી ઉભી રહીશ, પણ જવા ના દઉં. ટોપી ઝુંટવી લઇશ, ઘડિયાળ સંતાડી દઇશ, કોટ પકડી રાખીશ, 'ખમીસ ચીરી નાંખીશ પણ જવા તો ના દઉં. મ્હારા પાસ, વથી હાથ બાંધી બન્દીવાન કરી લઇશ, માથાના વાળને વિખેરી નાંખીશ, ગાલોપર છાનામાના લાંછન લગાડીશ, પાણી પીવા આપી પ્યાલું શરીરપર ઢોળી દઇશ, અને ના-જવા ના દઉં. પછી ગમે તેમ હોય, હાય, હાય ! કેમ છોડાવો છો ? હું છેડો છોડીશ નહિ, તોડી નાંખો, આંગળીઓ મરડી નાખો, હું ક્યુંએ કહેતી નથી, હા ! કેટલીકવાર કહ્યું 'હું નહિં માનીશ, ના ના ત્હમે નહિં જાઓ, ત્હમારી વાતોથી આજે ભોળવાઈ છેતરાઇ જવાશે નહિં, જુઓ ઠીક......જાઓ જાઓ, આંગણાં બ્હાર પગ મૂકયો કે અહિં મ્હારૂં માથું ફોડીજ નાંખીશ જાણજો, પછી જે થાય તે બલાત્કારથી, પણ નહિં, આજ ત્હમે નહિં જાઓ, શું ત્હમે કોઇ રીતે રોકાઇ નહિં શકો ? હા ! ! હું શું કરૂં ? ત્હમને કઇ રીતે રોકું ? કઇ રીતે સમજાઉં, કેમ વિનવું ? ખરેખર ત્હમે ઘણાજ કઠોર છો. લો બસ, ખુશામદ કરાવી ચૂક્યા. હવે તો રહી જાઓ. રોકાઇ નહિં શકો ? તો મ્હારૂં શું રહ્યું બસ ? મારું'...ફરી ક્યારે પધારશો ? હાય ! જાઓ છો ? જરાવાર તો થોભો. અરે મ્હારા પ્રભુ ! હે રામ !... ત્હમે આખરે ચાલ્યા જાઓ છો !...ચાલ્યાજ જશો ? શું પાછું ફરીને એકવાર કૃપા મધુર આંખોથી જોવા કસમ પણ નહિં પાડો ?........કેમ ? જાઓ છો '...બસ ! ખરેખર ?...ઠીક સાંભળો તો......ધન્ય ભાગ્ય !"

ત્હમે જવાને તૈયાર થયા છો ! ચાલો રહેવા-દો, એવા ઝાંસા કોઇ બીજાનેજ કરો, ત્હમારી પાસે એવા તો કેટલાએ તાર આવ્યા કરે છે. રજા પૂરી થવાને હજી દશ દિવસ બાકી છે પછી અત્યારથી જઇને શું કરશો ? શું કોઇની સાથે મુલાકાત કરવી છે ? કોને મળવું છે ? જરા હું તો સાંભળું, તે કેવીક સુન્દર છે ? ગોરવર્ણી છે કે શ્યામવર્ણી ? ગોરીએના હશે શ્યામળીએ ના હશે ઘઉં રંગી તો હોવીજ જોઇએ કેમ ? એમજ છે કેની ? હા હા મ્હને ત્હેના દર્શન ના કરાવો ? અરે માત્ર એકજ જાંખી ! હા હા જરૂર ત્હમારો ઘણો આભાર માનીશ,.........નેત્ર કટાક્ષ ખુબ મારતી હશે, આમ નાકપર આંગળી મૂકી વાત કરતી હશે, આમ હાથપર ગાલ ટેકવીને બેસતી હશે. ઉંહુ મ્હારાથી તો બન્યું એમ થતું પણ નથી, હા જી, ઠીક યાદ આવ્યું, ઉમર કેટલી છે એની ? એજ નવ ત્રણ બાર અને એક તેર, તેર વરસ અને થોડાક મહિના ઉપર કેમ ?..... અરે ! .........જાઓ, આ તો સારૂં લાગતું નથી, ઘડઘડી હાથમાં ચળવળાટજ થયા કરે છે, જરા સબુરાઇ આણો, આટલા જોરથી હોઠ મૂકાય ? જુઓ ! બંબેરી રહ્યા છો જુઓ જુઓ સોદી નીકળ્યું કે નહિં મુસ્કેરાઓ છો શું આ પાનની લાલી છે ? ત્હમેજ બતાવોની કે પાનની સુર્ખી કંઇ આવી હોય છે કે ? અરે !.........આ શું કર્યું ત્હમે ઘણા ખરાબ માણસ છો. આ બધા ચાળા ચસ્કા મ્હને તો જરાયે ગમતા નથી, જાઓ જાઓ ત્હમને અહિં કોણે બોલાવ્યા ? મ્હેં કંઇ કહ્યું હોતું કે તમે મ્હારી પાસે આવો, પછી શા માટે આવ્યા ? આવ્યા છે સાહેબ કોટ પાટલુન પહેરી તૈયાર થઇને મ્હને બહીવડાવવા આવ્યા છે કે જાણે હું જાઉં છું, પછી જતા કેમ નથી, શા માટે ઉભા રહ્યા છો ?

અરે !.........મરી ગઇ મરી,...હાય ! હા હા હા...છોડો છોડો...બાપરે બાપ, તમે તો જીવ લો છો મ્હને શા માટે એટલી બધી સંતાવો છો ? અરે, ત્હમે કેવા આદમી છો ત્હમને તાપ લાગતો નથી ! બે હાથ જોડું છું મ્હને છોડવા દો. ઠીક તો ત્હમે જરા ખસીને દુર બેસો, જુઓ કેટલી બધી ગર્મી પડે છે ?. ઉંહું...બલાથી, મ્હારે શું મ્હારે શું ત્હમારાજ કોટ પર કરચલી પડી છે ક્યાં, જવા માંડયું હતું ક્યાં, અહિં 'આ છો આરામથી બેસવાને જાઓ જાઓ, નહિં નહિં ગાડી ચૂકી જશો. વાયદા પ્રમાણે પહોંચશો નહિં તો.........હુંઉઉ. કેમ ખેંચી લીધા આવો આવો મ્હોં બંધ કરો. વાંકો છો શું ? નજર લગાડવાના છો કે શું ? હવે ઉઠો, બહુ થયું જુઓ લોકો શું કહેતા હશે કે હજી સુધી આવ્યા નહિં. જરા છાના તો રહો...જુઓ આ સાંભળ્યું ? ત્હમને કોઇ બૂમ મારે છે તે પાછાં વળી જુઓ...ગાડીવાળો છે. હા તેજ છે. ખાલી મોડું કરી રહ્યા છો. તો મ્હને ચોકખે ચોકખું જણાવી દ્યો કે ચાહે છો શું કરવા ? અહિંથી કંઇ લઇ જવાનો ઇરાદો રાખ્યો છે ? કહો તો અહિંથી ઉઠી જાઉં. આ મ્હને જુઠી રીતે તાવવા આવ્યા છો આ ત્હમારૂં પોકળ માલમ પડી ગયું છે ત્હમે ક્યાંએ જતા આવતા નથી માત્ર મ્હારી પાસે ખુશામદ કરાવવા આવ્યા છો. રાત્રે પણ તેથી હું ત્હમારા ચક્રમાં ક્યાં આવનાર હતી રાત જેમ તેમ કરી વીતાવી પણ આવ્યા છે આ વખતે કસર કહાડવા. વાહરે, મહેરબાન વાહ ! જરા આયનામાં મ્હોડું તો જોઇ લો. તેજ ક્યાં છે આ સુરતથી ત્હમે મુલાકાત લેવા જાઓ છો ? અને તેની સાથે ? હા હા કોઇને કોઇની આટલી બધી વ્હેલી ખબર મળે છે ખરી ? અમે તો અજબ થઇએ છીએ કે ત્હમે

પણ પોતાના પંજાનો સ્વાદ ચખાડયો છે. બ્રાહ્મણોમાં પણ આજ કારણને લઇ અવિદ્યા છવાઇ ગઇ તથા ક્ષત્રિયોને પણ તેણે એ રીતે નીચું દેખાડયું છે. પ્યારા ભાઇઓ ! આપણે ઘણુંજ ઊંઘ્યા, હજુ પણ કયાં સુધી નિદ્રા લયા કરીશું. સ્વદેશના માણસોને પોતાના ભાઇ બરાબર સમજો એમની સાથે ભલાઇથી વર્તો, અને તેઓ અશિક્ષિત છે તો તેમને શિક્ષિત બનાવવાનો જનતો પ્રયત્ન કરો. વ્યાખ્યાતા આ પ્રમાણે એ કલાક સુધી ભાષણ આપ્યા પછી પોતાના આસને વિરાજ્યા. જ્યાં ત્યાં તેમની વાહવાહ થવા લાગી. કોઇ બોલવાની પ્રશંસા કરવા લાગ્યુ, તો કોઇ ભાવને વખાણવા લાગ્યુ. સભા વિસર્જન થતા પહેલાં સભાપતિએ ઉભા થઇ જણાવ્યુ, કે —પ્રમુખનું કર્તવ્ય છે કે વ્યાખ્યાનની સમાપ્તિ પછી પોતાની અનુમતિ પ્રગટ કરવી. આપણા વ્યાખ્યાતાના સુવિચારમાં એક પણ ત્રુટી એવી નથી કે જે ઉપર હુ બોલવાનું સાહસ કરૂ. મહાશયો, હાલનો સમય કહેવાનો નહિ પણ કરવાનો છે. જે કઇ આપણે કહીએ તે કર્તવ્યમાં મૂકી બતાવવુ જોઇએ. વક્તા મહાશય જણાવે છે કે દેશભાઇ પછી તે ગમે તે જાતિનો હોય તેના ઉપર પ્રેમ રાખવો, અને તેને આપણા સહોદર તથા મિત્ર જેટલુ માન આપવું અને તેની સાથે મળી જવુ જોઇએ. મારૂં પણ એવુંજ કહેવું છે, કે મનોરથો સફળ થવાનો ઉપાય વાણી નહિ પણ કર્તવ્ય છે. જે દિવસે વિચારોને કાર્યમા પરિણિત કરશો તેજ દિવસથી મનોરથો સંપૂર્ણ થતા જણાશે. હું વક્તા મહાશયને સભા તરફથી ધન્યવાદ આપું છું કારણ કે તેમણે પોતાનો અમૂલ્ય સમય અર્પિત કરી વચનામૃતોથી આપણને ઉત્સાહિત કર્યા છે. ત્યાર બાદ એ હિસાબી લાલજીએ સભાપતિને ધન્યવાદ આપ્યો અને સભા વિસર્જન થઇ.

(૨)

સંધ્યાનો સમય છે, પશ્ચિમ દિશામાં આકાશ લાલ લાલ દેખાઇ રહ્યું છે. એ સમયે એક બુઢ્ઢો ગામડીઓ લાલ પાઘડી તથા આદીનુ પહેરણ પહેરી લાલ બંગલા તરફ ચાલ્યો આવે છે. ખડકી નજીક પહોંચી જરા અચકયો, પછી એકદમ દરવાજાની અંદર ચાલ્યો ગયો. આપણા બારીસ્ટર સાહેબ હાથમાં ક્રોનીકલ પત્ર લઇ આમ તેમ આંટા મારી રહ્યા છે, બુઢ્ઢો બારીસ્ટર સાહેબની નજીક ગયા અને પૂછવા લાગ્યો.

બુઢો—બાબુ સ-સ-સાહેબ, પેઅ-અ-અ-આ આપને ત્યાં કા-કા-કારી.

બારીસ્ટર સાહેબે આ બુઢાને પોતાના સ્વર્ગમાં જોઇ લાલ લાલ આંખ કરી પૂછવા માડયુ, તુ કોણ છે ? તુ કેમ આવ્યો છે ? આ વખતે આ બંગલાની અંદર કેમ આવ્યો છે ?

બુઢો—મા બા બાબાપ હું કુંભાર છે હજુર

બારીસ્ટર—અરે ઓ હેવાન, અમને કુંભાર બનાવે છે. તું એમ ન સમજીશ કે હું દેખાવ માત્રમાં હિન્દી છું. જરૂર પડતાં તારા બાપને પણ ભાષા શિખવી દઇશ.

બુઢ્ઢો—હું સાહેબ હું કુંભાર છું. હજુર કુંભાર કારીગર.

બારીસ્ટર—ઓ કુંભારના બચ્ચા. અત્યારે આ વખતે તારે શું કામ છે તે કહી દે. હું બચ્ચાજી મોટા ઘરની સહેલ કરવા નીકળ્યા હશો, કેમ ? ચોરી કરવા આવ્યો છે.

બુઢ્ઢો—સાહેબ હું ચો ચો ચોર નથી. શું હું ચોર છું. જે કારીગર આપને ત્યાં કામ કરે છે તેની પાસે મારા પૈસા લેણા છે તે લેવા હું આવ્યો આવું છું ચો ચો ચોર.—

બારીસ્ટર—ઓઇ ગદ્ધા મગજ કયાં ખાય છે ? તને બીજાના મકાનમાં દાખલ થવાનો શું અખત્યાર છે ? હમણાં મઝા બતાવું છું માફી માગવી મુકી ઉલટું શિરજોરી કરે છે, કેમ ? ધનુ (નોકરનું નામ) જા પોલીસવાળાને બોલાવી લાવ.

# *વાક્ પાણ્ડિત્ય-વાણીમાં વડપણ.

(૧)

આજરોજ સાંજના ચારવાગે એક બી. એ. બારીસ્ટર મહાશય આનંદ ભુવનમાં "ફૂટ અને તેનું પરિણામ" એ વિષય ઉપર ભાષણ આપનાર છે. મુન્સી બિહારીલાલજી તેના પ્રબંધ કર્તા છે. વક્તા ૧૯૧૭ની સાલમાં બારીસ્ટરની પરીક્ષામાં પાસ થએલા નવ યુવક છે. પોતાનો પ્રભાવ હજુ ગામમાં બરાબર પડયો નથી તેથી જાહેર વ્યાખ્યાન દ્વારા લોકોના સમાગમમાં આવવા પોતાને તીવ્ર ઇચ્છા છે. પ્રબંધકર્તા મહાશય ગોઠવણુ કરવાને બે કલાક અગાઉ આનંદ ભુવનમાં પધાર્યા છે, ભાષણનો સમય થયા અગાઉ કલાક સવા કલાકથી લોકોની ભેદની ભરાવા લાગી છે, અને જેમ જેમ વખત જાય છે તેમ તેમ તેમાં વધારો થતોજ જાય છે. નગરના અગ્ર ગણ્ય મહાશયોએ પણ પોતાની હાજરી આપી આજની શોભામાં વૃદ્ધિ કરી છે. ચાર વાગતા સુધીમાં તો ભુવન શ્રોતાઓથી ખીચોખીચ ભરાઇ ગયું અને મકાન અવાજથી ગાજી ઉઠ્યું. શ્રોતાઓને શાન્ત કરવાને પ્રબંધકર્તા મહાશયે ફૂટપાથ ઉપર આવી જણાવ્યું મહાશયો, વક્તા પધારી ગયા છે. હવે પ્રમુખ સ્થાન કોને આપવું, એટલુંજ માત્ર બાકી છે. આપ સાહેબો જો મને ફરમાવતા હો તો હું તો જણાવીશ કે આજનું પ્રમુખ સ્થાન શોભાવવાને સર્વે વાતે યોગ્ય તો વિદ્યાપ્રેમી ગુણગ્રાહક શ્રીમાન્ બાબુ જાનકી દાસજીજ છે. હું આશા રાખું છું કે આપ સર્વ ભાઇઓ મારી દરખાસ્તને સહર્ષ અનુમોદન આપશોજી.

મુન્સીજી બોલી રહ્યા કે એક ચશ્મા ધારી મહાશયે ઉભા થઇ પોતાની મધુરી વાણીથી કહ્યું કે આજની સભાના પ્રમુખ-સ્થાનને માટે સર્વ રીતે લાયક શ્રીમાન્ જાનકીદાસજી સિવાય બીજો કોઇ હોય એમ હું ધારતો નથી. માટે હું પણ મુન્સીની દરખાસ્તને સહર્ષ ટેકો આપું છું, બાબુજીએ આસન ગ્રહણ કર્યું, અને તાળીઓ પડવા લાગી.

સભાપતિએ વક્તાનો પરિચય આપવા જણાવ્યું કેઃ–આપ લોકોને માલુમ છે, કે વ્યાખ્યાતા હાલમાંજ બારીસ્ટરની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલ નવયુવક છે. જો કે તેમની સાથે મારો અંગત પરિચય તો નથીજ તોપણ હું એટલું તો કહી શકીશ કે આ નગરવાસીઓમાંના થોડાકજ એવા હશે કે જે વક્તાના પિતાને જાણતા નહિ હોય. કોણ એવું હશે કે જેણે લાલ બંગલાનું નામ જાણ્યું નહિ હોય? કોણ એવું હશે કે જેણે બાબુ રામદાસજી (વક્તાના પિતા)નું નામ નહિ સાંભળ્યું હોય? હું આપ લોકોનો વધુ વખત લેવા માગતો નથી. સ્વયં બારીસ્ટર સાહેબ પોતાના પાણ્ડિત્ય પૂર્ણ વ્યાખ્યાનથી આપ લોકોને ઉત્સાહિત કરશે. એમ કહી સભાપતિ પોતાની ખુરસીમાં વિરાજ્યા.

સભાપતિના બેઠા પછી બારીસ્ટર સાહેબે બોલવાનો પ્રારંભ કર્યો, શ્રીમાન્ સભાપતિ અને ભ્રાતૃવર્ગ મહાશયો! આપ જાણો છો કે આજનો વિષય ગૂઢ, અને પરિણામે વૈરોત્પાદક, દેશોને નષ્ટ કરનાર, જાતિને ધુળમાં મેલવનાર, તથા કૂળને છિન્ન ભિન્ન કરનાર છે, આપ જાણવા ચાહો જો કે ફૂટે શું કર્યું, આ ફૂટના કારણથી મોટાં મોટાં રાજ્ય નષ્ટ થઇ ગયાં. ભીષ્મ, દ્રોણ, કરણ આદિ મહારથીઓ સમૂલા નષ્ટ થઇ ગયા, અને પોતાની વિદ્યા તથા કલા કૌશલ્યને પોતાની સાથે લેતા ગયા, સંસારમાં ફુટે ધર્મને પણ પાછો હટાવી અવિચારને ખૂબ આમળી ચઢાવી દીધો છે. એણે ધાર્મિક અને નીતિકને

* હિંદી ઉપરથી અનુવાદ.

શંકરપ્રસાદ આનો કંઇ ઉત્તર આપી શક્યો નહીં. ક્રોધને બહાર નીકળવાની જગ્યા નથી મળતી ત્યારે તે વધી જાય છે. બંને છોકરાંને મારીને કાયદાનું પુસ્તક લઇ બાગમાં ચાલ્યો ગયો.

(૨)

શ્રાવણ માસ હતો આજે કેટલાક દિવસે વાદળ ખુલ્યું છે, નાનાં લીલા વૃક્ષ સોનેરી ચાદર ઓઢી હોય તેમ દેખાય છે.

શંકરપ્રસાદ બાગમાં એક બેન્ચ ઉપર જઇ બેઠો અને કાયદાનું પુસ્તક ઉઘાડયું પરંતુ આ ગ્રંથ કરતાં પ્રકાશ ગ્રંથ વધારે ચિત્તાકર્ષક હતો. કોઇ વખત આકાશ સામું જોતો તો કોઇ વખત ઝાડો સામું જોતો તો વળી કોઇ વખત મેદાનમાં રમતા છોકરા તરફ દ્રષ્ટી કરતો.

એકાએક સામે ઘાસ ઉપર પડેલા કાગળના પડીકા ઉપર તેની નજર પડી માયાએ જીજ્ઞાસાના પડદામાં રહી કહ્યું " જો એમાં શું છે?" બુદ્ધિએ કહ્યું તે જોવાની ત્હારે શી જરૂર છે? પડી રહેવા દે."

પરંતુ જીજ્ઞાસા રૂપી માયાની જીત થઇ, શંકરપ્રસાદે ઉઠી પડીકું લઇ લીધું. તેને વિચાર થયો કદાચિત કોઇના પૈસા પડીકામાં બાંધેલા હશે તે પડી ગયા હશે લાવ જોઉં; પડીકું ઉઘાડયું તો તેની અંદર આઠ ગીનીઓ હતી. હવે તેની આશ્ચર્યની સીમા ન રહી.

શંકરપ્રસાદની છાતી ધડકવા લાગી, ગીનીઓ હાથમાં લઇ તે વિચાર કરવા લાગ્યો આનું શું કરૂં? કદાચ અહીં રહેવા દઉં તો કોઇની નજર પડે તો કોઇને બદલે કોઇ લઇ જાય? બસ અહીં રાખવી તે ઉચીત નથી. ચાલ પોલીસગેટમાં આ વાત જણાવી ગીનીઓ તેમને સોંપી દઉં એટલે તે તપાસ કરી જેની હશે તેને આપી દેશે, કદાચ માલીક નહીં મળે તો પણ મ્હારા ઉપરનો દોષ રહેશે નહીં.

માયાએ પડદાની આડમાંથી મંત્ર મારવાનું શરૂ કર્યું. તે ગેટ ઉપર ન ગયો. વિચાર થયો ચાલ ઘેર જાઉં તો ભામાને વાત કરી તેની સલાહ લઉં. ખાવાનું પણ તૈયાર થઇ ગયું હશે. સવારે ગેટ ઉપર જઇશ,

\+ + +

ભામાએ ગીનીઓ જોઇ જોતાંજ હૃદયમાં આનંદ થવા લાગ્યો. તેણે પુછ્યું. "કોની છે?"

"—મ્હારી."

"—જાઓ જાઓ."

"—રસ્તામાંથી પડેલી જડી "

"—ખોટી વાત એવું નસીબ ક્યાંથી તે જડે. સાચું કહો ક્યાંથી મળી? કોની છે?"

"—સાચું કહું છુ રસ્તામાંથી જડી છે."

"—મ્હારા સમ."

"—તારા સમ."

ભામા ગીનીઓ પોતાના હાથમાંથી લઇ લેવાની ચેષ્ટા કરવા લાગી. શંકરપ્રસાદે કહ્યું "કેમ લઇ લે છે?"

ભામાઃ—"લાવો, હું મ્હારી પાસે રાખું."

"રહેવા દે, હું તેની તપાસ કરવા ગેટ ઉપર જાઉં છુ."

ભામાનું મુખ મલીન થઇ ગયું. તે બોલી "જડેલ ધનની વળી તપાસ કેવી?"

શંકરપ્રસાદ—"તો શું આઠ ગીનીઓ સારૂં મ્હારી પ્રતિષ્ઠા ખમાવું?"

ભામા—"ઠીક, સવારે જજો અત્યારે જશો તો આવતાં રાત ઘણી જશે."

શંકરપ્રસાદને પણ આ વાત અનુકૂળ લાગી કેમકે ગેટવાળા રાત્રે તો કંઇ તપાસ કરવાના નથી. ગીનીઓ રાત્રે ત્યાં પણ પડી રહેવાની છે તો જેવી ગેટ તેવી મ્હેરૂં ઘર છે.

ગીનીઓ પેટીમાં મુકી દીધી, રાત્રે વાળુ કરી સુતા એટલે ભામાએ હસતાં હસતાં કહ્યું "હાથ આવેલું ધન જવા દો છો? સાંઓ, હું

બારીસ્ટર સાહેબ આ પ્રમાણે બોલી રહ્યા હતા, તેવામાં બુઢ્ઢો બારીસ્ટર સાહેબની પાસે ગયો અને કહેવા લાગ્યો બારીસ્ટર સાહેબ! મગજ જરા ઠેકાણે લાવવાની દવા કરો. અને જરા તો વિચારો કે આપ કોણ છો? ક્યાં તે દિવસનું વ્યાખ્યાન અને ક્યાં આજનું કર્તવ્ય? વ્યાખ્યાન આપવું સહેજ છે પણ તે કર્તવ્યમાં મુકવું ઘણુંજ કઠણ છે. જણાયું કે આજ કાલના બોલવાવાળા ક્યાં સુધીમાં છે, બોલવાનો શતાંશ પણ જો કાર્યમાં પરિણિત થયો હોય તોએ બસ છે, આપને કહેવાનું એટલુંજ કે પહેલા પોતાનેજ સુધારો, અને ત્યારપછી અન્ય માટે પ્રયત્ન કરો.

મહાશય, એક સહેજ વાત માટે શું પોલીસની જરૂર! બંગલાના કંપાઉન્ડમાં હિન્દુનું આવવું તે શું પ્લેગની બરાબર! હિન્દુ મગજ ખાઈ જશે, ક્યાં આનંદ ભુવનનો ઉપદેશ અને ક્યાં આજનું પોથાપન. પહેલાં આપ સુધારવાનો પ્રયત્ન કરો. આપના જેવા બાહ્યના લાલ મહાશયોને સેંકડો નમસ્કાર હો.

બુઢો આ પ્રમાણે બોલી ચાલતો થયો. બારીસ્ટર સાહેબે કંપતે હાથે બુઢાને રોકી લીધો અને કહેવા લાગ્યા. મહાશય, ક્ષમા કરો. પ્રતિજ્ઞા કરૂં છું કે-જે કહયું હતું કે દેશબંધુ જનને ભાઈ જેવા સમજવા તે પ્રમાણેજ હવે કરીશ. આ પ્રમાણે બોલી બારીસ્ટર સાહેબે બુઢ્ઢાને હાથ જોડી પ્રણામ કર્યા.

આ બુઢ્ઢો તે દીવસે થએલ સભામાં રહેલો એક સુયોગ્ય પ્રતિષ્ઠિત વ્યક્તિ હતો.

ટીપ-પ્રિય વાંચક મહાશય! ઉક્ત લેખમાં એક કલ્પિત, યુક્તનું દ્રષ્ટાન્ત આપ્યું છે. આજકાલ જ્યાં ત્યાં એવા ઇસ્ટી ટટુઓ પોતે યુરોપિઅન લિબાસ સહ મ્હાલી મોજ શોખમાં રહી આ દીનહીન ભૂખ્યા ભારતને ફક્ત વાણીના વડાની પેઠે પોતાની કલમ બાજીમાંજ અમૃત પાઇ ઉંચે ચઢાવવાનું સ્વપ્ન આપી રહ્યા છે તો ભાઈ, ઇશ્વર આપને તેવી કલમબાજીની જાળમાં ફસતાં બચાવો ઇત્યલ્પ-યોના સહ અલમ્ તત્વારતુ.

મુ૦ વાડી<br>પોષ્ટ ટીમ્બારોડ. } ઉદયસિંહ ભાઇસિંહ<br>પરમાર

## દુર્ગાનું મંદિર

(લેખક: રા. નરહરિપ્રસાદ ભાઇલાલ મ્હેતા :મહુધાકર ટ્રેઇંગ માસ્તર)

શંકરપ્રસાદ કામદાનું પુસ્તક વાંચવામાં મગ્ન હતો, પાસે બંન્ને છોકરાં અંદર અંદર લડતાં હતા. શ્યામા કહેતી કે મનુએ મ્હારી પુતળી લઇ લીધી છે તે આપતો નથી તો મનુ કહેતો કે, શ્યામા મ્હારી મીઠાઇ ખાઇ ગયો.

શંકરપ્રસાદે જરા ગુસ્સે થઇ ભામાને કહ્યું "તું આ છોકરાંને અહીંથી લઇ જાય છે કે નહી! જો નહીં લઇ જાવ તો હું હમણાં બંનેને મારીશ."

ભામા ચુલામાં દેવતા પાડી રહી હતી. તે બોલી "હવે સાંજે તો વાંચવાનું બંધ કરશો કે નહીં? શું સંધ્યા સમયે પણ વાંચ વાંચ કરશો! જરાક તો વિશ્રાંતી લ્યો."

શંકરપ્રસાદ-તું ત્યાંથી ઉઠતી નથીને ત્યાં બેઠી બેઠી વાતો કરે છે પણ જો એકાદને લગાવી દઇશ તો હમણાં ત્યાંથી રડતી રડતી આવીશ કે હાય! હાય! છોકરાંને મારી નાંખ્યાં."

ભામા-હું બેસી નથી રહી કે સુઇ નથી ગઇ, જરા આજનો દહાડો તમે છોકરાંને સમજાવી છુટાં પાડશો તો નહીં ચાલે કે! હું એમની નોકરી તો લખાવી નથી લાવીને!"

ાની હશે ?' ગીનીઓ ખીસ્સામાં મુકી તેણે ઘરનો રસ્તો લીધો.

(૪)

આજે પેહેલી તારીખની સાંજ છે. શંકર પ્રસાદ બારણા પાસે બેઠો અખિલાલની વાટ જોઇ રહયો છે. પાંચ વાગી ગયા છતાં મણિલાલ હજી સુધી આવ્યો નહિ, શંકરપ્રસાદની આંખો રસ્તા તરફજ લાગી રહી હતી. હાથમાં એક પત્ર હતો પણ તે વાંચવામાં પણ મન લાગતું નહીં ને વારંવાર રસ્તા તરફ નજર કરતો હતો. પાછો વિચાર થતો કે આજે પગારનો દિવસ છે તેથી કદાચ આવતાં વાર થઇ હશે, હમણા આવતોજ હશે. છ વાગ્યા મણિલાલ હજી સુધી આવ્યો નહીં. કચેરીના નોકરો એકે એક આવી રહયા હતા. શંકરપ્રસાદને ઘણીવાર ભ્રમ થતો કે એ આવ્યો ! જરૂર એજ છે. ચાલ પણ તેવી છે. ટોપી પણ તેજ છે જરૂર આ તરફજ આવે છે પરંતુ તે માણસ પાસે આવતો કે, તરતજ આશાની કલ્પિત મૂર્તિ નિરાશામાં મળી જતી.

શંકરપ્રસાદનું મન દિલગીર થવા લાગ્યું. તે એકવાર ખુરશી ઉપરથી ઉઠયો બારણાના ઉમરા ઉપર ઉભો રહી ચારે તરફ સડક ઉપર નજર દોડાવી પણ કશે ઠેકાણુંજ નહીં

બે ત્રણવાર દુરથી આવતા માણુસે જોઇ અખિલાલનો ભ્રમ થયો. અહા શી આકાંક્ષાની પ્રબલતા ! સાત વાગ્યા દિવાબત્તી થઇ ગઇ સડક ઉપર પણ અંધારું થવા લાગ્યું. શંકરપ્રસાદ સડક ઉપર ઉદ્‌વિગ્ન ભાવથી ફરવા લાગ્યો. વિચાર થયો મણિલાલના ઘર તરફ જાઉં. જરા આગળ પગ ચલાવ્યા પાછો વિચાર ઉદ્‌ભવ્યો કદાચ રસ્તામાં આવતોજ હશે ને સામો મલશે તો સમજશે કે થોડા રૂપીઆ વાસ્તે આટલો બધો અધિરો થઇ ગયો, છતાં આગળ ચાલ્યો પણ થોડે દુર જતાંજ કોઇને સામેથી આવતાં જોયો ભ્રમ થયો મણિલાલ છે. પાછો આવી ઘરમાં બેઠો પણ ફરીથી તેજ ભ્રાન્તિ ! પાછો વિચાર પ્રવાહ વેહવા લાગ્યો કે આટલી બધી વાર કયાં થઇ હશે ? શું હજી સુધી તે કચેરીમાંથી નહીં આવ્યો હોય ! એવું કદી બનેજ નહીં તેના સાથીદારો પણ ચાલ્યા ગયા. બસ હવે આ ઉપરથી બે વાતોજ માલુમ પડે છે. એક તો એણે કાલે આવવાનો નિશ્ચય કર્યો હશે કે ગત્રે કોણ જાય છે. અથવા તો જાણી જોઇને બેસી રહયો હશે. આ ફેરો આપવાની મરજી નહી હોય. હવે હું કોને મોકલું ? પૈસા લેતી વખતે તેને ગરજ હતી હવે મ્હારે ગરજ છે. પણ અત્યારે તેને ત્યાં મોકલું કોને ? ન્હુ જશે. સડક ઉપરજ તેનું મકાન છે એમ વિચાર કરી તે પોતાના અભ્યાસ ગૃહમાં ગયો. લેમ્પ સળગાવી એક પત્ર લખવા બેઠો પરંતુ નેત્રો બારણા તરફજ લાગી રહ્યાં હતાં અકસ્માત કોઇનાં પગલાંનો અવાજ કાને આવ્યો. તરતજ પત્રને એક ચોપડીમાં મુકી દઇને બહાર આવ્યો. આવતાંજ માલુમ પડયું કે પાડોશીનો છોકરો તાર વંચાવવા આવ્યો છે. તેણે તેને કહ્યું, "અત્યારે મ્હને વાંચવાની નવરાશ નથી થોડી વાર પછી આવજે." છોકરે રડતા અવાજે કહ્યું, "બાઇમાઇજી ! ઘરનાં બધાં માણસો ગભરાય છે જરા નજર કરી લેશો તો મોટો ઉપકાર થશે," હમને શંકરપ્રસાદે તાર હાથમાં લીધો તેણે ઉતાવળેજ જોઇ લીધું ને બોલ્યો, "કલકતેથી આવ્યો છે માલ મળ્યો નથી." છોકરે કહ્યું બાઇમાઇજી એટલું જરા જુઓને કે તાર કોણે મુકયો છે. આ વખતે શંકરપ્રસાદે તાર ફેંકી દઇ કહ્યું, "મ્હને અત્યારે નવરાશ નથી."

આઠ વાગી ગયા. શંકરપ્રસાદને નિરાશા થવા લાગી. મનું આટલી રાત્રે એકલો જઇ શકશે નહી. મનમાં વિચાર થયો ત્યારે હું. જાતેજ જાઉં. આવી ચિંતા કયાં સુધી કરું. સ્પષ્ટ કહી દઇશ કે બાઇ રૂપીઆ આપી દે.

મ્હારે સારૂ ગ્રાણયમાળા કરાવીશ, ઘણા દિવસથી વિચાર હતો.

ભામાએ આ વખતે હાસ્યનું રૂપ ધારણ કર્યું હતું.

શંકરપ્રસાદે તિરસ્કાર કરતાં કહ્યું, "રાયણ માળાંની લાલચમાં ગળામાં ફાંસી ઘાલવાની ઇચ્છા રાખે છે કે?"

(૩)

સવારમાંજ શંકરપ્રસાદ ગેટ ઉપર જવા તૈયાર થયો. તે અલાહાબાદની હાઇકોર્ટમાં ઉમેદવાર હતો પણ નોકરીમાં ઉન્નતિની આશા કંઇ ન જણાવાથી એક વર્ષથી વકીલાતનો અભ્યાસ શરૂ કર્યો હતો. કપડાં પહેરી જેવોને બહાર નીકળવા જાય છે તેવોજ તેનો મિત્ર મણિલાલ આવી બેઠો.

શંકરપ્રસાદ-આવો કેમ કાંઇ અત્યારમાંજ પધારવું થયું?"

મણિલાલ-ભાઇ! આજ તો તારૂં ખરેખરૂં કામ પડયું છે અને આજે હું એવાતો સંકટમાં પડયો છું કે મ્હારી અક્કલજ તેમાં કંઇ કામ કરતી નથી. આ કામમાં ત્હારે મ્હને સહાયતા જરૂર કરવી પડશે. વધારે નહી પણ આજે મ્હને રૂ. ૩૦) આપ અને એટલેથી હું ગમે તેમ કામ ચલાવી લઇશ. આજે ૩૦ મી તારીખ છે કાલે સાંજે તો ત્હારા રૂપીયા પાછા આપી દઇશ.

શંકરપ્રસાદ કંઇ ધનવાન માણસ નહોતો, કિન્તુ ધનાઢયની હવાએ તેને બાંધી રાખ્યો હતો. આ મીથ્યાભિમાન તેના સ્વભાવની એક દુર્બલતા હતી. કેવળ પોતાના વૈભવનો પ્રભાવ બીજાને જણાવવાજ તે બહુધા મિત્રની ન્હાની મોટી આવશ્યકતાઓ ઉપર પોતાની વાસ્તવીક આવશ્યકતાને અર્પણ કરતો હતો. ભામાની આવા કામમાં બીલકુલ સહાનુભુતિ નહોતી, તે મોટપણાને વાસ્તે આમ નામ વ્યર્થ માનતી હતી. આથી શંકર પ્રસાદ ઉપર આજે આફત આવી પડી કારણ કે તેનામાં ના કહેવાની પણ શકતી નહોતી.

શંકરપ્રસાદ સંકોચાતો ભામા પાસે જઇ બોલ્યો. "તારી પાસે ત્રીસેક રૂપીયા છે કે? મણિલાલને જોઇએ છે."

ભામાએ તરતજ ચોકખી ના પાડી.

શંકરપ્રસાદ-" હશે તો જરૂર પણ તું બહાના કાઢે છે."

ભામા-" જાઓ ત્યારે બાનાં પછી કંઇ છે!

શંકર-" તો હું તેને શું કહું?"

ભામા-' કહી દો કે હાલમાં ઘરમાં રૂપીયા નથી. જો તમારાથી તે ના કહેવાય તો હું કહું.'

શંકર-" કહી તો હુંએ દઉં પણ તેને વિશ્વાસ નહીં આવે. તે સમજશે કે બહાનાં કાઢે છે."

ભામા-' સમજશે તો સમજવા દો.'

શંકર-' મ્હારાથી તેમ કહેવાશે નહીં રાત દિવસનું કામ રહયું તે શી રીતે ના કહું!'

ભામા-' ઠીક તો નજરમાં આવે તેમ કરો. મ્હેં તો એક વાર કહયું કે મ્હારી પાસે રૂપીયા નથી.

શંકરપ્રસાદ ઘણોજ દિલગીર થયો. તેને ખાત્રી હતી કે ભામાની પાસે રૂપીયા છે. પરંતુ મ્હારૂં ખોટું દેખાડવા સારૂંજ ભામા ના કહે છે. દુરાગ્રહે, સંકલ્પને દઢ કરી દીધો. તરતજ પેટીમાંથી પડીકાની બે ગીનીઓ કાઢી તે મણિલાલને આપતાં બોલ્યો-" ભાઇ! કાલે સાંજે કચેરીમાંથી આવતાંજ આ રૂપીઆ પાછા આપી જજે. આ એક માણસની અનામત છે. હું અત્યારે તેને આપવાજ જતો હતો. જો કાલે તેને રૂપીઆ ન અપાય તો મ્હારે ઘણુંજ શરમાવું પડશે તેમ મ્હો દેખાડવાનું પણ રહેશે નહીં. મણિલાલે મનમાંજ કહ્યું.' અનામત સ્ત્રી સીવાય બીજા

તેની પીડાનો તાવ પણ આવતો હતો. છતાં પણ તે કામ કર્યેજ જતો હતો. કોઇ વખત ભામા ચીડાઇ કહેતી કે હવે તો સુઈ રહો. તમારા જેવા ધર્માત્મા માણસો આ સંસારમાં દશમાંજ હોત તો સંસાર ચાલત પણ નહીં. શંકરપ્રસાદ આનો કંઇપણ ઉત્તર આપતો નહીં સવારમાંજ પાછો પોતાનો ચાલુ રેટ ચલાવતો.

અત્યાર સુધીમાં ત્રણ અઠવાડીયા થઇ ગયા. પચીસ રૂપીઆ પણ મળી ગયા. હવે શંકરપ્રસાદને વિચાર થતો કે બેત્રણ દિવસમાં પાર આવી જશે. પણ બીજેજ દિવસે તેને સખત તાવ આવ્યો જે ત્રણ દિવસ સુધી ઉતર્યોજ નહીં. આખરે તેને રજા લેવી પડી ને ખાટલા વશ થયો. ભાદરવો મહીનો હતો. ભામાએ જાણ્યું કે પીત્ત વધી ગયું હશે અને તેથી તાવ આવ્યો છે તો એકાદ બે દિવસમાં તાવ ઉતરી જશે. પરંતુ જ્યારે એક અઠવાડીયા સુધી ડાકતરની દવા કરી છતા પણ તાવ ન ઉતર્યો ત્યારે ભામા ગભરાવા લાગી શંકરપ્રસાદ આજે આ તાવમાં લવારી પણ કરતો તેથી ભામા કોઇ કોઇ વખત બીને બાજુએ જતી રહેતી. હવે ભામાને વિચાર થવા લાગ્યો કે કદાચ આ રૂપિયાની તો ચીંતા નહીં હોય અને તેથી તો તાવ નહીં આવ્યો હોય! કોણ જાણે રૂપીઆ વાળાએ કંઇ કર્યું હોય! જરૂર તેમજ છે. નહીં તો દવાથી કેમ ફાયદો થાય નહીં! માણસ ના ઉપર જ્યારે સંકટ પડે છે ત્યારેજ તે ધર્મ ઉપર શ્રદ્ધા રાખે છે. ભામાએ પણ તેજ રસ્તો લીધો. ભામા આખા વર્ષમાં શિવરાત્રી તથા જન્માષ્ટમી બેજ વ્રત કરતી હતી હવે તેણે નવરાત્રીનું કઠણ વ્રત પાળવાનો આરંભ કર્યો.

નવરાત્રીના આઠ દિવસ પુરા થયા નોમનો દિવસ આવ્યો, સવારનો વખત હતો. ભામા શંકરપ્રસાદને દવા પાઇ બન્ને છોકરાંને લઇ માતાના મંદિરમાં પૂજા કરવા ચાલી. અત્યારે તેનું હૃદય આરાધ્ય દેવી તરફ શ્રદ્ધાથી ભરપુર હતું. ભામા મંદિરના દ્વારમાં પહોંચી. માતાના કેટલાક ઉપાસકો ચંડીપાઠ કરી રહ્યા હતા. ધુપ તથા અગર બત્તીની સુગંધ આખા મંદિરમાં પ્રસરી રહી હતી. તે મંદિરમાં સ્થાપન થઇ સામેજ દુર્ગાની વિશાળ મૂર્તિ શોભી રહી હતી, દેવીના મુખારવિંદ ઉપર એક અપૂર્વ જ્યોતિ ઝળકી રહી હતી. દુર્ગાના વિશાળ નેત્રોમાંથી જ્યોતિ નીકળતી હતી. તે મૂર્તિ તરફ જોઇ ન શકી તેના અંતઃકરણમાં વિશુદ્ધ ભાવપૂર્ણ ભય ઉત્પન્ન થયો. તેણે આંખો મીચી દીધી અને નીચે ઘુંટણીયે પડી બે હાથ જોડી કરૂણ સ્વરે બોલવા લાગી. "મ્હારા ઉપર દયા કરો."

માતાના દિવ્યનેત્રોમાંથી એક અપૂર્વજ્યોતિ નીકળી પોતાના હૃદયમાં આવતી તેને માલુમ પડી. તેણે દેવીના મુખમાથી શબ્દ સાંભળ્યો કે, "પારકું ધન પાછું આપીદે, તારૂં સારૂં થશે."

તેજ વખતે એક બીજી સ્ત્રી મંદિરમાં આવી. તેણે એક ધોળું વસ્ત્ર પહેર્યું હતું. તે શોક અને નિરાશાની સાક્ષાત મૂર્ત્તિ જણાતી હતી. દેવીની સામે આવી હાથ જોડી તે બોલવા લાગી

"હે માત જી! મ્હારૂં ધન હરનારનું સર્વ નાશ કરો"

જેમ સીતાર હાથમાંથી પડી જાયછે ને ઝણઝણ- થઇ જાયછે તેમ ભામાનું હૃદય થરથરી ઉઠ્યું. તેના શબ્દો તીરની માફક તેના હૃદયમા ભોંકાવા લાગ્યા. તે દેવીની સામુ કાતર દૃષ્ટી જોવા લાગી. દેવીના જ્યોતિમય શરીરને નેત્રોમાથી ભયંકર જ્વાલા નીકળી રહી હતી. ભામાના અંતઃકરણમાં આકાશ, મંદિર, વૃક્ષ, દિવા, સિંહાસન અને દેવીના વિકાળ મુખમાંથી એકજ શબ્દો નીકળતા સંભળાતા કે "પારકું ધન આપી દે, નહીં તો તારૂં સર્વ નાશ થશે."

ભામા ઉભી થઇ ગઇ ને તે આવનાર વૃદ્ધ સ્ત્રી તરફ ફરી બોલી "માજી તમારૂં ધન કોઇએ લઇ લીધું છે?"

ભલમનસાઇ ભલા માણસો જોડેજ નભે છે. આવા લુચ્ચા / માણસો સાથે ભલમનસાઇનો વ્યવહાર ચલાવવો તેજ મુર્ખતા છે. તરતજ કોટ પહેરી અંદર જઇ ભામાને કહ્યું, "હું જરા કામ છે તે બહાર જાઉં છું. તું કમાડ બંધ કરી જા!"

ચાલતાં તો ચાલ્યો પણ પગ થંભી જતા હતા. મણિલાલનું ઘર વેગળેથી જણાવા લાગ્યું. ઘરમાં લેમ્પ બળતો હતો તે બહારના પ્રકાશ ઉપરથી જણાતું હતું. શંકરપ્રસાદ ત્યાંજ થંભી ગયો ને વિચાર કરવા લાગ્યો કે ત્યાં જઇ મ્હારે શું કહેવું ? કદાચ જતાંજ તેણે રૂપીઆ મૂકી ક્ષમા માંગી તો મ્હારે શું કહેવું ! આ ઉપરથી તો તે મ્હને હલકોને અધીરીયો ગણશે. ના, પણ રૂપીયાની વાતચીત કરીશજ શું કામ ! કહીશ કે ભાઇ ! ઘરમાંથી પેટમાં ઘણુંજ ચુંક થાય છે તો કંઇ તમારી પાસે દવા હોય તો આપો. નહીં પણ આ બાનું શું સાચું જણાય છે. તરતજ જણાઇ જશે. ઉઇ ! હું આ સંકટમાં શું કરવા પડયો ? વિચારમાં ને વિચારમાં ઘરના બારણા આગળ આવી ઉભો. અંદર કોઇ વાત કરતું માલુમ પડયું તે કાન દઇ સાંભળવા લાગ્યો. આટલામાં પણ તે ચોરની માફક ચારે બાજુ જોતો હતો કે રખેને કોઇ દેખતું તો નથી. અંદરથી અવાજ આવ્યો-" રૂપીયા તો બધા વાપરી દીધા તો હવે શંકરપ્રસાદને કયાંથી આપશો ?" હવે એવી તે શી ઉતાવળ છે બીજે દિ' અપાશે. આજે રીપોર્ટ આપ્યો છે તે કાલે મંજુર થઇ જશે પછી ત્રણ મહીને પાછા આલીશું ત્યારે જોઇ લઇશું,"

શંકરપ્રસાદ આ સાંભળતાંજ એવો થઇ ગયો કે જાણે તેના ગાલ ઉપર કોઇએ તમાચો માર્યો હોય, રીષ અને નિરાશાથી તે ઘર તરફ પાછો ફર્યો પણ પગ સીધા પડતા નહોતા, જેમ આખા દિવસનો થાકેલો મુસાફર ચાલે તેમ તે ચાલતો હતો.

(૫)

શંકરપ્રસાદે આખી રાત્રી વિચારમાંજ કાઢી કોઇ વખત તેને મણિલાલની ધૂર્તતા ઉપર, ક્રોધ થતો તો કોઇ વખત પોતાની સરલતા ખેદ થતો હતો. ખબર નથી કે કોઇ ગરીબના ઉપર રૂપીયા હશે તેના ઉપર કેવીએ વીતી હશે ! પણ હવે ખેદ તથા ક્રોધથી લાભ પણ શો ? વળી પાછો વિચાર થયો રૂપીયા કયાંથી ઓનરશે? ભામાએ તો પહેલેથીજ ના પાડી છે. પગારની પણ એટલી આવક નથી કે જેમાંથી બા' દઉં. કદાચ દશબાર રૂપીઆની વાત હોત 'રે ગમે તેમ કરત પણ આનું શું કરવું ! કોઇની પાસેથી ઉછીના લાવું પણ મ્હને આપશે કોણ ? આજ સુધી કોઇની પાસે માગવાનો વખત પણ આવ્યો નથી તેમ મ્હારો એવો કોઇ મિત્ર પણ નથી કે તેની પાસેથી લાવું. મિત્રજ એવા છે કે તેજ મ્હારી પાસેથી લઇ જાય છે, તો તેઓ મ્હને કયાંથી આપશે. હા- એક વાત છે અભ્યાસ થોડા દિવસ રહેવા દઇ લખવાનું કામ કરૂં તો રૂપીયા મળે પણ ઓછામાં ઓછો એક મહીનો મેહેનત કરવી પડશે. કારણ કે થોડે પૈસે લખનારા પણ ઘણાં છે તેથી પૈસા વધારે મળી શકે તેમ નથી.

બીજે દીવસથી શંકરપ્રસાદે પૈસાની તજવીજ કરવા માંડી. સવારે કાપડના સેકચરમાં હાજર થતો, સાંજે કોર્ટમાંથી નકલો કરવાની ઘેર લાવતો અને અડધી રાત્રી સુધી બેઠો બેઠો લખતો હતો. કોઇની સાથે વાત કરવાની પણ નવરાશ હમણાં તેને મલતી નહોતી. કોઇ કોઇ દિવસ રાતના બે ત્રણ પણ વાગી જતા હતા. જ્યારે માથું દુઃખતું ત્યારેજ લખવાનું રેહેવા દઇ સુઈ જતો.

આટલો પરિશ્રમ કોઇ દિવસ કરેલો નહીં તેથી માથામાં તેને દર્દ થતું હતું તો કોઇપણ વખત અપચો થયો તો વળી કોઇ દીવસ

વૃદ્ધા આ સાંભળી કંઈ ચમકી. જાણે કોઇ એ તેને દુઃખતી ઝાલી હોય તેમ બોલી "હા બેન."

"કેટલા દિવસ થયા ?"

"આશરે દોઢ મહીનો થયો હશે."

"કેટલા રૂપીયા હતા ?"

"એકસો વીસ."

"શી રીતે ખોવાયા ?"

કોણ જાણે કંઇ પડી ગયા. મ્હારા સ્વામી પટણમાં નોકર હતા. આજે કેટલાંક વર્ષ થયા તે પરલોકમાં અભાગીને મુકી સીધાર્યા છે, હવે મ્હને સરકારમાંથી દર વર્ષ રૂ. ૬૦) પેન્સન મળે છે, આ વખતે બે વર્ષનું સાથે પેન્સન લીધું હતું. તીજોરીમાંથી રૂપીયા લઇ ઘેર આવતી હતી પણ ખબર નથી કે કયાં અને કયારે પડી ગયા. આઠ ગીનીઓ કાગળના પડીકામાં બાંધી હતી."

"માતાજી ! કદાચ તે તમને પાછી મળે તો મ્હને તમે શું આપશો ?'

"બેન ! વધારે તો નહી પણ તમને તેમાંથી પચાસ રૂપીયા આપીશ."

"માતાજી ! રૂપીયાથી શું થાય તેના કરતાં પણ કોઇ વધારે સારી ચીજ આપો."

"બેન, બીજું તો શું આપું ! પણ જ્યાં સુધી છવીશ ત્યાં સુધી તમારા ગુણ ગાઇશ."

ના આજી તેની મ્હારે જરૂર નથી."

"તો બેન ! તે સિવાય બીજું શું મ્હારી પાસે છે જે તમને આપું ?"

"મ્હને આશીર્વાદ આપો કે જેથી મ્હારા પતિ બીમાર છે તેમને જલદી આરામ થઇ જાય."

"શું તમને રૂપીયા જડયા છે ?"

"હા, તે દિવસથી તે તમને ખોળે છે."

વૃદ્ધા એકદમ ટટાર થઇ ગઇ, તે કમ્પીત સ્વરે બોલી. "મા દુર્ગા તેનું કલ્યાણ કરો."

ભામાએ આ વખતે દેવી તરફ જોયું તો દેવીના નેત્રોમાંથી પ્રેમાળ જ્યોત નીકળતી હતી તેજ વખતે ભામાના અંતઃકરણમાં શબ્દ સંભળાવા લાગ્યો. "જા તારું કલ્યાણ થશે."

× + + ×

ભામાએ પોતાના એરીંગ ગીરો મુકી જમનાના રૂપીઆ અદા કીધાં છે અને તેના આશીર્વાદથી પોતાના પતિ પૂર્વવત્ સારા થયા છે. પેલા મણિલાલે પણ એકાએક ત્યાં આવી થોડેક કરજે લીધેલા રૂપીઆ હાજર કીધા છે તે રૂપીઆ લઇ શંકરપ્રસાદ ઘેર જઇ ભામાને કહેવા લાગ્યો "લે આ રૂપીઆ મણિલાલ આપી ગયો છે.

ભામા—એ તો જમનાના છે,

"પરંતુ જમનાનાતો આપી દીધા છે નો"

'આપ્યા તેથી શું ? આ તેના આશીર્વાદના છે.'

"તો પછી કાનના એરીંગ કયાંથી આવશે"

"એરીંગ નહી મળે તો ફિકર નહિ પણ સદાને વાસ્તે કાન તો રહ્યા છે ને!"

---

+ હિંદી ઉપરથી.

---

# લાયબ્રેરીઓને શોભાવે તેવાં વિદ્વાનોને પણ પ્રિય થઇ પડેલાં ઉત્તમ પુસ્તકો.

## મહાત્મા ગાંધીજીની વિચાર સૃષ્ટિ (સચિત્ર પુસ્તક) કિ. રૂ. ૨-૧૨-૦

૧. રાજયોગી—અને પરમાર ધારા વર્ષાદેવ. ભા. ૧ લો અને બીજો (બે પુસ્તક) ઐતિહાસિક રસિક નવલકથા, જેની બે વરસમાં ૪૦૦૦ નકલો ખપી ગઇ છે. કિં. રૂ. ૪-૦-૦

૨. દેવીસિંહ (ઉપલાજ લેખકની તેવીજ બીજી ઐતિહાસિક નવલકથા કિં ૧-૧૨-૦

લો૦ તિલકની ભગવદ્ગીતા—કિ. રૂ ૩)

શ્રી શંકરાચાર્ય ચરિત્ર—૨૫૦ અધિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી રચિત, પાકું સોનેરી નામનું પૂઠું, ૩૦૦ પૃષ્ટ છતાં કિ૦ ૧-૦-૦

અનંગ ભસ્મ—નામ પ્રમાણેજ ઉંચો આદર્શ રજુ કરનાર પ્રો૦ બેઇનની એક અપૂર્વ હિન્દુ ધર્મની શુદ્ધ ભાવના પોષતી નવલકથાનું રૂપાંતર, આવૃત્તિ બીજી. અનુવાદક સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. પાકું પૂઠું ઉંચા કાગળ છતાં કિ. ૦-૮-૦ પ્રો૦ બેઇનની પ્રસ્તાવના વાંચતાંજ કિંમત વસુલ થાય છે આ પુસ્તક દરેક ગૃહસ્થે ઘરમાં રાખવું જોઇએ.

ગીતાંજલિ—સવા લાખ રૂપિયાનું પુસ્તક માત્ર સવા રૂપિયામાં.

### નીતિ પ્રધાન નાટકો.

રાજકુમારી વિજય નાટક. કિ. ૦-૧૨-૦

લલિતા દુઃખદર્શક નાટક કિ ૦-૮-૦

નળ દમયંતી નાટક. કિ. ૦-૮-૦

બાણાસુર મદમર્દન કિ. ૦-૮-૦

લેખક દિ. બ. રણછોડભાઇ ઉદયરામ.

પ્રેમ વિયોગ—કિં. ૦-૧૨-૦

કવિ-સમિતિ (એક સુન્દર હારયરકતું પુસ્તક) કિ. ૦-૪-૦

રા. રા. કલ્યાણરાય નથુભાઈ જોશી બી. એ.
તથા
રા. રા. હરિલાલ માણેકલાલ દેશાઇ બી. એ.
ના ઉત્તમ પુસ્તકો.

રાષ્ટ્રિય પઠથા—રાજદ્વારી પ્રશ્નોની ચર્ચામાં રસ પૂર્વક ભાગ લેતાં શિખવું હોય તો આ પુસ્તક જરૂર ખરીદો—૨૬૦ પાનાં પાકું પૂઠું કિં ૧-૪-૦

સૃષ્ટિની ઉત્પત્તિ (સચિત્ર) આ ઉંડી ફિલસુફી ભરેલા ગ્રંથની તદન સાદી અને સરલ રીતે ગુંથણી કરવામાં આવી છે. ઉત્તમ બાઇન્ડીંગ કિં. ૦-૧૪-૦

વિજ્ઞાનની વાતો—આ ગ્રંથ પણ તેટલોજ ઉપયોગી અને ઉત્તમ છે પાકુ પૂઠું ૧-૦-૦

દેશ દેશની રસમય વાતો } દેશ દેશની માર્મિક વાતો } વિદ્વાનોને પણ આ પુસ્તક વાંચતાં બે ઘડી આનંદ થાય છે. દરેક ગૃહસ્થે આ પુસ્તકો ખરીદવા યોગ્ય છે. દરેકની કિં. ૦-૬-૦

### રસિક નવલકથાઓ.

| | |
|---|---|
| મહારાષ્ટ્રીય કથાકુંજ | કિ. ૦-૧૦-૦ |
| પ્રતિજ્ઞા પાલન | કિ. ૦-૧૨-૦ |
| પાપપુંજ | કિ. ૦- ૨-૦ |
| ખલીફના પરાક્રમો પા. પૂ. | કિ. ૧-૦-૦ |
| અદ્‌ભુત આગબોટ | કિ. ૧-૦-૦ |
| પ્રેમ પ્રભાવની નવલકથા | કિ. ૧-૦-૦ |
| બ્રહ્મદત્ત ચક્રવર્તી નોવેલ | કિ. ૦-૮-૦ |

કુસુમ અને કુમુદ,

(સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી અને રા. દયારામ ગીડુમલનો પત્રવ્યવહાર કિ ૦-૬-૦

મુકતા (ગુજરાતી કાદંબરી) કિ. રૂ. ૩-૦-૦

પ્રબોધ બત્રીસી (સચિત્ર) કિ. ૦-૮-૦

પુસ્તક ૧૦મું.
અંક ૧૦-૧૧

# सत्संग.

વૈશાખ જ્યેષ્ઠ
સં. ૧૯૭૫

## પ્રાસંગિક નોંધ.

મનમાં ધારીએ છે કંઇક, અને બને છે કંઇક. 'સત્સંગ' નિયમિત પ્રકટ થાય એ અમારૂં હૃદય વૈશાખ જેઠ બન્ને મળી પ્રકટ થાય તેનો સંયુક્ત અંક તે માટે અમે સખત કાળજી રાખીએ છીએ પણ એવા આકસ્મિક સંજોગો આવી નડે છે કે જેથી ઇચ્છેલું પરિણામ નીપજતું નથી. વૈશાખનો અંક વૈશાખની શરૂઆતમાં પ્રકટ થઇ શકયો હતો. બાદ પત્ર નિયમિત થાય તે અર્થે વૈશાખ અને જેઠનો અંક સાથે પ્રકટ કરવાનો ઠરાવ કર્યો જેથી માસિક નિયમિત થઇ શકે, આ પ્રમાણે આ અંક સંયુક્ત પ્રકટ કરી માસિકની સહજ અનિયમિતતા દૂર કરી છે. હવે પછી અષાડનો અંક પણ નિયમિત પ્રકટ થશે.

**બ્રહ્મચર્ય પાલનનો નકશો.**

આ અંક સાથે પ્રકટ કરેલ ગ્રાહકોને બ્રહ્મચર્ય પાલનનો નકશો રજુ કર્યો છે. આ નકશો દીવાલોપર આમળા ૯૦ ઇંચની જગાએ ચોંટાડી રાખવો જોઇએ. જેથી ઘણા માણસોની નજરે ચડે. અને એનાથી સારો લાભ પ્રાપ્ત થાય. આ નકશો પરમ પૂજ્ય મુનિ મહારાજ સદ્‌ગુણાનુરાગી શાંતિમૂર્તિ શ્રી કર્પૂરવિજયજી મહારાજે તૈયાર કરેલ છે આશા રાખીશું કે આ નકશો તૈયાર કરવાના શ્રમનો સત્કાર કરશે, અને એ રીતે અમારાં કાર્યમાં મદદગાર થઇ સમાજ સેવાનું પુણ્ય હાંસલ કરશે.

**ભાવનગરમાં દારૂ ઉપર અંકુશ.**

ગયા અંકમાં ભાવનગર રાજ્ય તરફથી દારૂની બદી દૂર કરવા થયેલા ઠરાવનો ઉલ્લેખ અમારી નોંધમાં અમે કરી ગયા છીએ. ભાવનગર રાજ્યે પોતાનો નિશ્ચય પાર ઉતારવા અંતઃકરણ પૂર્વક પગલાં ભરવા માંડયાં છે. રાજ્યમાં દેશી દારૂ ઉપર સંપૂર્ણ અંકુશ મૂકી અમુક મુદતમાં બનતોજ બંધ કરવા ઠરાવ્યું છે ત્યારે હાલમાં પરદેશી દારૂ ઉપર જકાતમાં મોટો વધારો કરી તે દારૂ પણ જેમ બને તેમ આવતો ઓછો કરવા પ્રયત્ન કર્યો છે. ખુરકી રસ્તે આવતા દારૂ બ્રાન્ડી, વીસ્કી, વગેરે પર દર બાટલીએ રૂ. ૨] અને વાઇન ઉપર રૂ ૧] નો કર નાંખ્યો છે.

ભાવનગર રાજ્યનું આ પગલું ખરેખર પ્રશંસાપાત્ર અને બીજાં રાજ્યોને ધડો લેવા જેવું છે. દેશની આબાદીની દરૂની બદી દૂર થવાથીજ વહેલી થઇ શકશે. અને તેથી આવી હીલચાલો આગળ વધારવા દરેક સમજુ ભાઇઓએ અંતઃકરણથી પ્રયત્ન કરવો જોઇએ.

કંઇક અભ્યાસ કર્યો હતો, પોતાના ધર્મ શાસ્ત્રો ઉપરાંત બાઇબલ આદિ અન્ય ધર્મ શાસ્ત્રો એમણે જોયા હતા. એમને આગળ વધી કોલેજમાં જવાની પરમ ઇચ્છા હતી છતાં કેટલાક દઢંગા સંજોગોને લીધે એ ઇચ્છા દબાવી દેવાની ફરજ પડતાં અહીંની નિશન હાઇસ્કુલમાં એમણે નોકરી સ્વીકારી. ત્યારબાદ રાંદેર, કતારગામ, અંકલેશ્વર, ખેડા, વગેરે સ્થળોએ [illegible] ખાતામાં એમણે સાહેબે [illegible] સરસ કામ કરી બતાવેલું [illegible] ડૉ. બ્યુલર સાહેબે બી એ કે એમ એ. ની ડીગ્રીવાળાજ મેળવી શકે એવી ઉંચ મહાગીની જગાપર એમને નીમ્યા હતા. ઈ. સ. ૧૮૭૬થી એમની કાઠિયાવાડની નોકરીની શરૂઆત થઇ. તેમણે ૧૮૮૩ સુધી હાલાર પ્રાંતમાં ડે. એ. ઇ. તરીકે ૧૮૮૩ થી ૧૮૯૯ સુધી મોરબી ડે. એ. ઇ. તરીકે ૧૮૯૦થી ૧૮૯૩ સુધી જામનગરના નામદાર મહારાજા સાહેબના ટ્યૂટર તરીકે, ૧૮૯૩થી ૧૮૯૬ સોરઠ પ્રાંતના ડે. એ ઇન્સ્પેક્ટર તરીકે ૧૮૯૬થી ૧૮૯૯ સુધી મેલ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપલ તરીકે, ૧૮૯૯થી ૧૯૦૩ સુધી જુનાગઢ સ્ટેટના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે ઉત્તમોત્તમ અભિપ્રાય સહિત પ્રશંસનીય નોકરી કરી છે. ગાદરી પરથી રિટાયર્ડ થતી વેળા એમને રૂ. ૨૫૦) પગાર મળતો હતો.

કાઠિયાવાડની નોકરી દરમ્યાન એઓ સાહેબે જાત મહેનત, સદ્વર્તન, મીઠી મીઠી વાતો દરીયાપારના દેશોની વાતો, એ ચાર પુસ્તકો અને કન્યાશાળાને ઉપયોગી ગુંથણ કામને લગતું એક પુસ્તક મળી પાંચ પુસ્તકો ગુજરાતના ચરણમાં ધર્યા છે.

સન ૧૯૦૩ માં એઓ વાનપ્રસ્થ થયા ને પછી તેઓએ પોતાનું શેષ જીવન સુરતમાં ગાળ્યું હતું. અહીં તેઓ એડ્રુસ લાઇબ્રેરીની મેનેજીંગ કમીટીના અને સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના તેમજ એક વખત સુરત મ્યુ૦ સ્કૂલ બોર્ડના મેમ્બર હતા. તેમજ સુરતની દરેક જાહેર હીલચાલમાં તેઓ ભાગ લેતા હતા.

અહીંનું જીવદયા પ્રબોધક અને દુર્વ્યસન નિષેધક મંડળ સ્થાપવામાં શ્રીમાન્ ડા. દીનશાજી એદલપહેરામ સાથે મર્હુમ ગણપતરામજી પણ સહાયક હતા અને શહેરમાંથી દારૂ વગેરે દુર્વ્યસનોનો અટકાવ કરવામાં એમણે [illegible] મનથી ઘણીજ મદદ [illegible] સંસ્થાની શરૂઆતનું દફતર એમણે હાથે લખ્યું હતું. આજે આ સંસ્થાને એક સાચા સલાહકારની ખરી ખોટ પડી છે.

મર્હુમ સાક્ષર શ્રી ગણપતરામજીએ "મનુષ્ય યત્ન ઇશ્વરકૃપા" એ અનુસાર કેવળ સ્વાશ્રયથી પ્રમાણિકપણે જે કાંઇ દ્રવ્ય સંપાદન કર્યું હતું, તેનો એમણે પોતે પોતાને હાથે નિઃસ્વાર્થતાથી પરમાર્થમાં જ ઉપયોગ કર્યો છે તેની નોંધ અત્રે વાચકની જિજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી આપવામાં આવે છે.

(૧) કન્યા કેળવણીના એઓ ખાસ હિમાયતી હોવાથી એમણે પોતાના રહેવાસ મકાનનો અર્ધો ભાગ જેની કિંમત આશરે રૂ. ૮૦૦૦) જેટલી છે તે સુરત મ્યુનિસિપાલીટીને કન્યાશાળા ઉઘાડવા માટે અર્પણ કર્યો છે. હાલ ત્યાં કન્યાઓની શાળા ચાલે છે.

(૨) એમનો સંસ્કૃત ભાષા પ્રત્યે અતિશય પ્રેમ હોવાથી અહીંની સંસ્કૃત પાઠશાળા ખાતે રૂ. ૧૦૩૫ આપેલા છે

(૩) શ્રી ભારતવર્ષીય આર્ય ધર્મ બ્રહ્મમાજમાં વિદ્યાવૃદ્ધિ ફંડમાં રૂ. ૧૫૦૦) ભર્યા છે તેના વ્યાજમાંથી અહીંની એમની જ્ઞાતિના ભણતા યોગ્ય બાળકોને મદદ તરીકે આપવામાં આવે છે.

(૪) ખેડા બેનાગાશીની પેઠા સમાજને રૂ. ૧૦૦) વિદ્યાવૃદ્ધિ ફંડમાં આપ્યા છે.